# ખંડિત કલેવરો

: લેખકો :


નિરંજન વર્મા

જયમલ્લ પરમાર



પ્રકાશક :




ફૂલછાબ પ્રકાશન મંદિર : રાણપુર.

આવૃત્તિ પહેલી : પ્રત ૪૨૦૦ : ૧૯૪૪
આવૃત્તિ બીજી : પ્રત ૧૦૦૦ : ૧૯૪૫



: મૂલ્ય :
સાડાત્રણ રૂપિયા

[ પોસ્ટેજ ત્રણ આના ]

*

: સોલ એજન્ટ :
ભારતી સાહિત્ય સંઘ
મુંબઈ :: અમદાવાદ

: મુદ્રક : પ્રકાશક :
નાથાલાલ મ. શાહ
સ્વાધીન મુદ્રણાલય
રાણપુર.

# અનુક્રમણિકા

# પ્રકાશકનું નિવેદન
## (પહેલી આવૃત્તિ)

ભાઈ શ્રી. ઝવેરચંદ મેઘાણીને આરામની જરૂર હતી. એટલે એમની પ્રાસાદિક કલમે લખાતું, ભેટપુસ્તક આ વર્ષે લભ્ય નહિ હોવાનો ભાર રહ્યા કરતો હતો. દરમિયાન આ લેખકબંધુઓનું 'ફૂલછાબ'ના તંત્રી મંડળ ઉપર હતા ત્યારનું અપ્રસિદ્ધ પુસ્તક યાદ આવ્યું. એમની એક કૃતિ 'આપણે આંગણે ઊડનારાં' અહીંથી જ પ્રસિદ્ધ થયેલ તેની બીજી આવૃત્તિ પણ થઈ ચૂકી છે. એમની કલમોએ આપેલું 'કાઠિયાવાડના ઘડવૈયા' પણ લોકપ્રિય બનીને 'જીવન-શિલ્પીઓ' નામે નવું સંસ્કરણ પામેલ છે. એ રીતે પણ 'ફૂલછાબ'નો વાચકગણ આ લેખકોથી અજાણ્યો નથી.

કટાક્ષ એ પણ વેદનાનું વાણીવાહન છે. અર્વાચીન કાળના યૌવનને સતાવી સળગાવી રહેલ સ્વપ્નો, મનોરથો, હતાશાઓ અને સિદ્ધાંત-જ્વાળાઓને કટાક્ષ-વાણીનું વાહન પૂરું પાડીને, લેખકોએ એક નવીન પ્રૌઢિ વહેતી મૂકી છે. સમગ્ર વાર્તા નર્મરસની નદી બની રહી છે. વિનોદ ઊંડા આત્મ-ક્રંદનને ઉલેચી ઉલેચી બહાર આણે છે. મનોમંથનોથી જ મેદાનને સર કરી જતો આ વાર્તા પ્રકાર છે, એ એનું વૈશિષ્ઠ્ય છે. આપણો તરુણવર્ગ પગલે પગલે આ નવા યુગનાં નવસ્પંદનો ઝીલી રહેલ છે. એ જેવો નજરે દેખાય છે તેવો સાદો, સરલ, ડાહ્યો ને ડમરો, કહ્યાગરો ને ભોળો નથી. એના અંતરમાં અગ્નિના ઢગલા સંઘરાયા છે. એનાં આંસુ દ્વારા તમે એ જોઈ શકો તેમ નથી, કારણ કે અશ્રુવાણી પલટી ગઈ છે. એ વાણી આ પુસ્તકમાં છે.

'૪૪નું આ પુસ્તક મોટું થયું છે. એટલે કાગળ બચાવવા જાહેરખબરનાં પાનાં પડતાં મૂક્યાં છે. તે કારણે પુસ્તક મોંઘું પડશે પરંતુ ગ્રાહકોનું 'ફૂલછાબ' પ્રત્યે જે મમત્વ બંધાયું છે તેના ઉપર નિર્ભર રહીને એ અખતરો કરવાનું આ વર્ષે સાહસ કર્યું છે.

રાણપુર }
૧૮ જૂન ૧૯૪૪ }

**ના. મ. શાહ**

# સત્યના પ્રયોગો !

નવલકથા પૂરી થઈ ત્યારે કનુના અંતરમાંથી ઊઠેલા 'હું'કારનો પહેલો પ્રશ્ન આ હતો કે :—તારી બાએ તો તને પરણાવવાની વાત કરી હતી, એમાં આખી દુનિયા નિર્વંશ જાય એવી નવલકથા લખવાની શી જરૂર હતી ?

**કનુ :** મારી બાને તો મને પરણાવી દેવાની ઇચ્છા હતી ! તેમાંથી હું છટકયો તેમ કોઈને છટકવાનું મન થાય તો છટકી શકે એવો, અગ્રગામીઓની જેમ, મેં પણ આ નવલકથારૂપી એક લીટો માત્ર દોર્યો છે. એમાં આખી દુનિયાનો વંશ કાઢી નાખવાની વાત કયાં આવી ? તારા પ્રશ્ન મુજબ તો 'ભલું થયું ભાંગી જંજાળ, અને સુખે ભજશું શ્રી ગોપાળ' એવું ગાનાર નરસિંહ મહેતા પણ ગુનાપાત્ર ઠરે.

**હું :** બેશક, દેશને હિંસાની જરૂર છે માટે સરકારે જેમ અહિંસક ગાંધીને જેલમાં પૂર્યા તેમ દેશને પ્રજાની જરૂર હોય ત્યારે સંતતિ-નિયમનનાં એવાં કાયર વેણ કાઢનાર કેદખાનાપાત્ર ઠરે જ.

**કનુ :** પણ અહીં તો પ્રજાની અછતને બદલે ફુગાવો થયો છે તેનું શું ? દેશને જે માણસોની જરૂર છે એવાઓને આ ફુગાવાના કારણે જ ઘર, ગૃહિણી ને ઘોડિયાં પકડીને બેસી રહેવું પડે છે.

**હું :** કેટલું સુંદર ! આ તો ગાંધીજી કહે છે તેમ ઘરથી જ રચનાકાર્યની શરૂઆત કરી કહેવાય. શૂરવીરો પ્રાણાંતે પણ પોતાના કોટકિલ્લા છોડતા નથી.

**કનુ :** અરે ભાઈ, આ તો રચનાકાર્યને બદલે ઉત્થાપનકાર્ય ચાલી રહ્યું છે તેની જ આ મોકાણ છે. આ શૂરવીરો સાથે રહીને અમે સાત સાગરની સત્તાધીશ એવી સરકાર સામે અણનમ ઊભેલા. પણ એમને જ્યારે જીવનક્ષેત્રમાં મૂંડી નીચી નમાવીને બેઠેલા નિહાળું

છું ત્યારે જાણે સ્વર્ગમાંથી નરકમાં પછડાયો હોઉં એવી તીવ્ર વેદના અનુભવું છું.

**હું** : તારે ય પેલા અરેબિયન નાઇટસના અબુહસન જેવું તો નથી થયું ને ? કોઈ ઘેનમાં તો આ ચોપડી નથી ચીતરી મારી ને ?

**કનુ** : સાવ બિનકેફે, સાવધપણે ને અક્કલહુશિયારીથી આ નવલ આલેખી છે. રાષ્ટ્રીય શાળાઓનો મારો અભ્યાસકાળ, સ્વાતંત્ર્ય-સંગ્રામોમાં મારો સૈનિકકાળ, ત્યાર પછીનાં અનેક નાનાં મોટાં રચનાકાર્ય અને સત્યાગ્રહોથી માંડીને ગાંડાતુર ભાવનાપુર સુધીનાં પંદર વર્ષની આ મારી સ્વાનુભવકથા છે. સ્વાનુભવકથા તો હું નમ્રતાની ખાતર કહું છું. બાકી તો આને આત્મકથા અથવા સત્યના પ્રયોગો જ કહું.

**હું** : જો ભાઈ ! આ તારી સ્વાનુભવકથા સત્ય હોય તો પણ કાળના પ્રવાહમાં પંદર વર્ષ તો બુદબુદ જેટલું મહત્ત્વ પણ નથી ધરાવતાં. એમાં મનુષ્ય તો ઠીક પણ પૃથ્વી અને સંભવ છે કે બ્રહ્માંડ પણ પ્રયોગદશામાં જ રહે છે, તેમ તારા સાથીદારો પણ કાયમ પ્રયોગદશામાં જ રહેતા હોત તો એને તું 'સત્યના પ્રયોગો,' એમ નહિ પણ 'પ્રયોગો એ જ સત્ય છે' એમ કહે.

**કનુ** : આ પ્રયોગોને જ સત્ય તરીકે સ્વીકારી લઈએ તો સમાજનું નિકંદન નીકળી જાય. જેમ બીજમાં વૃક્ષ રહેલું છે તેમ આ સેવકોના ઘડતરમાં નૂતન સમાજનું ભાવિ રહેલું છે. આવા સેવકોને પ્રેમના વિમોહમાં પડી આત્મવંચના કરતા અને ગૃહજીવનને ટપલે ટપલે વિરૂપ ઘાટ પકડતા જોઇને જ મને સમજાઈ ગયું કે આપણે દીવાદાંડી છોડીને શા માટે ખરાબાને માર્ગે પળી રહ્યા છીએ ? કોઇ બહેન પાસેથી પસાર થાય ને સેવકની આંખમાં એ જ વખતે કણું પડતાં આંખનો ઉઘાડબીડનો મીચકારો થઇ જાય તો જોગીદાસ ખુમાણની જેમ આંખમાં મરચાં ભરવા સુધીની ગંભીર વિચારણા

સેવનારા આ સેવકવર્ગમાંથી કેંક તો સાવ બદલી બેઠા હોવા છતાં એમ જ માની મનાવી રહ્યા છે કે પોતે 'સત્યના પ્રયોગો' જ કરી રહ્યા છે.

હું : બિલકુલ તારા જેવું જ, ડાહી સાસરે જાય નહિ ને ગાંડીને શિખામણ આપે તેવું. તું પણ એવી માન્યતા ન ધરાવતો હોત તો આવી નવલકથા લખત ખરો ?

કનુ : તારી વાત મુદ્દાની છે પણ મેં જરા ધીરજ ધારી છે એટલો એમાં ફેર. આજે જીવનની પ્રતિષ્ઠાપૂર્ણ સલામતીની શોધમાં પડેલા એ બધા આવતી કાલના ઘડવૈયાઓની દૂધના ઉફાળા જેવી ભાવના, કાચાં સ્વપ્નાં, નવા જ મુંડાયેલાનું સિદ્ધાંત-ઝનૂન, અને એ બધાના મિશ્રણમાંથી પ્રગટેલું ક્ષણિક છતાં તેજસ્વી વીરત્વ, એમની ભૂલોને પાપ મનાવીને આત્માને છેતરતા પ્રાયશ્ચિતના એમના દિલદ્રાવક પ્રલાપો અને તે દિવસોમાં દીર્ઘદૃષ્ટિભરી લાગતી ટૂંકદૃષ્ટિની ભાવિ યોજનાઓને પકડી પકડીને હું કદી કાજી બનવા નથી બેઠો. મેં એમની ભાવનાને વ્યવહારની સરાણે ચડવા દીધી છે, મેં એમનાં ઊછળતાં જીવનનીરને શાંત બની આછરવા દીધાં છે. તે પછી પંદર વર્ષ બાદ જવનિકાને જરા દૂર હઠાવીને સમાજને એકાદ દૃષ્ટિપાત કરવાનું આમંત્રણ હવે આપું છું. ભર્તૃહરિ શા માટે સાધુ બન્યો એના સંશોધન કે વિવેચન કરતાં ભર્તૃહરિનું સાધુજીવન નીરખવામાં પુરુષાર્થના પ્રવાહોનું બળાબળ યોગ્ય રીતે મૂલવી શકાય એવો મારો નમ્ર મત છે.

હું : અલ્યા, મારી સાથે તો તું ગંભીર બનીને ચર્ચા કરવા લાગ્યો છે, જ્યારે નવલકથામાં તો નર્યો બબૂચક લાગે છે બબૂચક.

કનુ : લાગતો હોઇશ બબૂચક જેવો, પણ સંસારના એ પરિતાપને હળવે હૈયે ન હડસેલ્યા હોત તો દિલમાં એ પરિતાપની દાઝ્યો પડી જાત. એટલે જ જીવનના કારુણ્યને હું હજી હાસ્યના રસછંટકાવ વડે વધાવી શકું છું.

**હું** : છેવટે તેં આખી નવલને લગ્ન અને ગૃહજીવનના સળગતા સનાતન પ્રશ્નાર્થરૂપે જ પૂરી કરી ને? તારું કહ્યું કરે એ તો બાવા બને જ ને!

**કનુ** : જો કહેવું જ હોય તો બાવો બન્યો એક હું, રાજુને ગુમાવીને અને બીજો બન્યો ભાઈલાલ, ગૌરીને ગુમાવીને. મારે ભાગે આવી રાજુની રાખ અને ભાઈલાલના ભાગે સંગીતના કાયમી સંગાથી સૂર. રાખ ચોળીને હું હળવે મને ચાલી નીકળ્યો, સૂર ઘૂંટીને ભાઈલાલ દિલનાં દર્દ હળવાં કરી રહ્યો છે.

જ્યારે અહોનિશ અશ્રુજલમાં નહાતા આચાર્યજીને, પ્રાણભાઈ અને રમેશને પૂછજે કે એ જલમાં ઠંડક ભરી છે કે આગ?

પેલાં રમાબેન–વિનુભાઈ તથા વત્સલાબેન–ધીરુને પૂછી જોજે કે તેમનાં અનેકમુખી જીવનેમાં પોતીકાં જનોનો કેવોક સ્વાદ રહ્યો છે?

શાળામાં ભણતાં પેલાં 'ફૂદાં ને પતંગિયાં'માંથી જન્મેલાં 'ફટકિયાં મોતી'ની કિંમત જીવનની બજારમાં કેટલીક રહી છે તે પણ ભેગાં થાય તો પૂછી જોજે.

પેલા હરિભાઈ–રમણભાઈને પૂછી જોજે કે એમને લંપટપણામાંથી પેલાં ચંપાબેન–છોટુભાઈ જેવો અને લતાબેન–રવિભાઈ જેવો આનંદ આવે છે ખરો? ત્યારે જીવનનો આનંદ મેળવનારા બાવા કે ગુમાવનારા બાવા?

બાકી તો હું દેખાઉં છું તે હું છું જ ક્યાં? એટલે તો ઘણી યે વાર એકલો બેઠો બેઠો આ કથાનાં પાનાં ફેરવતાં ફેરવતાં ગાઈને મન હળવું કરું છું કે—

> **'રોઈ રોઈ કોને સંભળાવું, જાડેજો કહે છે**
> **આવાં દુઃખ કોને સંભળાવું, જેસલજી કહે છે**
> **રૂદિયો રૂવે ને માયલો ભીતર જલે...જી'**

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના

એક વર્ષના ગાળા બાદ આ પુસ્તક બીજી આવૃત્તિરૂપે પ્રગટ થાય છે. ગુજરાતે આ પુસ્તકને જે ઉત્સાહભર્યો આવકાર આપ્યો છે એનો અમે ઊંડો આભાર માનીએ છીએ. આપણા સાહિત્યક્ષેત્રમાં છેલ્લા એક બે દસકામાં કોઈએ નથી જગવી એવી ચર્ચા આ પુસ્તકે જગવી છે. ખાસ કરીને પુસ્તકના વિષય પરત્વે.

આવી જાતના વિષયોની આપણે કોઈ સ્વરૂપે જાહેર ચર્ચા કરવા ટેવાયેલા નથી. અન્ય દેશો માટે આવા વિષયોનાં સાહિત્ય સ્વરૂપો બહુ જૂનાં થઈ ગયાં. પુસ્તકને મળેલા આદરમાન સાથે કોઈ કોઈ ઠેકાણેથી આશંકાઓ પણ ઊઠી છે ને ક્યાંક ક્યાંક ગેરસમજ પણ ફેલાવા પામી છે. આવી ગેરસમજ સામૂહિક વિભ્રમ ફેલાવે તો લોક–સમાજને હાનિ થાય એટલે એ આશંકાઓ કે ગેરસમજોને જવાબ ન આપીએ તો સમાજ પ્રત્યે અન્યાય કર્યો ગણાય.

એક સવાલ એવો પુછાય છે કે આ કથા લખવાનો હેતુ શો છે? એ સંબંધે શ્રી અનંતરાય રાવળનું 'ઊર્મિ' માં પ્રગટ થયેલ વિવેચન કહે છે કેઃ

'ગાંધીજીએ નિર્દેશેલા સિદ્ધાન્તો મુજબ જીવી બતાવીને રાષ્ટ્રસેવા બજાવતા જઈ જે વર્ગે પ્રજાને માર્ગદર્શન આપવાનું છે, જેના જીવનમાં સમાજની આકાંક્ષાઓ, પ્રગતિ ને પ્રવૃત્તિઓ આકાર લેતી હોય છે, અને તે કારણે જેમના જરાજેટલા દોષ કે સ્ખલનની સમાજ પર તેમ રાષ્ટ્રકાર્ય પર ગંભીર અસર થવાનો સંભવ વધારે તે આ રાષ્ટ્રીય સૈનિકના વર્ગની પ્રત્યેક વ્યકિત પોતે નિત્ય કાચના ઘરમાં વસે છે એ નિત્ય યાદ રાખવું જોઈતું સત્ય જેટલા પ્રમાણમાં વિસરી જવાય છે તેટલા પ્રમાણમાં એ રાષ્ટ્રહિતને નુકશાનકારક છે...... સામાન્ય માનવીમાં ચલાવી લેવાય એવી નબળાઈઓ સૈનિક જીવનના

તીર્થક્ષેત્રમાં વજ્રલેપી પાપસમી બને તે પહેલાં એની સામે લાલબત્તી ધરી ગાંધીજી જેવો અવિચલ ધ્યેયનિષ્ઠા અને ચારિત્ર્યશુદ્ધિનો ઉત્કટ આગ્રહ શીખવી જવાનું આ કથાના ઉત્સાહી લેખકોએ બીડું ઝડપ્યું હોય તેમ લાગે છે. તેથી જ આવી કથાનો જન્મ.'

એથી આગળ સ્વ. ગુરુવર ટાગોરને પુછાયેલા એક આવા જ પ્રશ્નના જવાબમાં તેઓ કહે છે કે : ' કવિ જે યુગમાં જન્મ્યો હોય છે તે યુગ પોતાના હેતુ એ કવિદ્વારા વ્યક્ત કરે છે. જાણતાં કે અજાણતાં સમય કવિના મન ઉપર કાર્ય કરે જ છે, તેની ના પડાય તેમ નથી. સમય આપણા મનમાં વિવિધરંગી સૂત્રોની જાળ કેવળ સર્જનના હેતુથી જ રચે છે. તમે જો એને કોઈ ઉપયોગમાં લ્યો તો તે તમારો હેતુ કહેવાય. આપણા દેશના ઇતિહાસના વર્તમાન સમયે ગુપ્ત રીતે આ લેખકના મનને પોતાની પીંછીનો સ્પર્શ કર્યો છે અને એ સ્પર્શની છાપ આ નોવેલ રૂપે બહાર પડી છે.'

બીજો પ્રશ્ન એ પુછાય છે કે આ કોઈ કલ્પિત નોવેલ છે કે જીવંત વ્યક્તિઓને આ કથામાં ઉતારેલ છે ?

એ સંબંધે શ્રી. રામનારાયણ વિ. પાઠક કહે છે કે ' .....વાર્તાકાર ખરી હકીકતને વાર્તાની સામગ્રી તરીકે લ્યે છે ત્યાં પણ તે તેમાં એટલું બધું કલ્પનાથી ઉમેરે છે કે, તેથી મૂળ વસ્તુનું સ્વરૂપ બદલાઈ જાય છે. એવા બદલાવેલા સ્વરૂપમાં પછી પોતાની ખાનગી હકીકત આરોપવી કે જોવી એ વાર્તા અને હકીકત બન્ને બગાડવા બરાબર છે. અને એવી વાર્તા ફેલાતાં વાર્તાકારને અને અનેક નિર્દોષ વ્યકિતઓને હાનિ થવા સંભવ છે.'

બન્યું છે પણ તેવું જ. આ કથામાં કેટલાક વાચકોએ ખાનગી હકીકતનું આરોપણ કરવાને પરિણામે મૂળ વસ્તુ તો ઠીક પણ કથામાં કરવા પડેલ કલ્પનાના સમગ્ર સર્જનને પણ તેઓએ મારીમચડીને સત્ય ઠરાવી દેવા પ્રયત્ન કર્યો છે. આ કથા કોઈ વ્યકિત કે પ્રદેશ

પૂરતી ન રહેતાં ગામેગામ અને શહેરેશહેરમાંથી એના અનેક પડઘા ઊઠયા છે. વ્યાપક માનવ પ્રકારને નજર સમક્ષ રાખીને આલેખન થાય તો જ આવા પડઘા ઊઠે. નહિ તો પાત્રોનું આવું વ્યાપક સાધારણીકરણ સંભવે જ શી રીતે?

આવા જ એક પ્રશ્નના જવાબમાં ગુરુવર ટાગોર કહે છે કે: 'કાલ્પનિક વાર્તા અને સત્ય હકીકત બન્ને બરાબર મળતાં આવે એવું તો કોઈ જૂનવાણી કુટુંબમાં પણ ન બની શકે. કોઇ કુટુંબમાં બનેલા બનાવો વિષે તમે વાતો કરી શકો, વાર્તા નહિ લખી શકો. માનવ સ્વભાવમાં ઊંડે ઊંડે જે સંભાવનાઓ રહેલી હોય છે, તેના પાયા ઉપર જ સાહિત્યની બધી ય ઉત્તમોત્તમ વાર્તાઓ અને નાટય–કૃતિઓની વસ્તુગૂંથણી થાય છે. માનવ-સ્વભાવમાં જ સનાતન સત્ય રહેલું છે. કેવળ બનાવોમાં નહિ. બનાવો તો જુદે જુદે સ્થળે જુદી જુદી રીતે બને છે. વળી કોઇ પણ બે જુદે જુદે પ્રસંગે બનાવો કદી એકસરખાં બનતા નથી. પણ આ બધા બનાવોના મૂળમાં રહેલ માનવસ્વભાવ તો સર્વ કાલે એકનો એક જ હોય છે. આથી કરીને કવિ પોતાની દૃષ્ટિ માનવસ્વભાવ ઉપર જ સ્થિર રાખે છે, અને બનાવોની આબેહૂબ નકલ કરવા પાછળ પડતો નથી.'

બાકી તો ગીતામાં વર્ણવેલ છે એવો સ્પંદરહિત, મધ્યસ્થ, ઉદાસીન વૃત્તિવાળો અને પાત્રો સાથે સંપૂર્ણ તાદાત્મ્ય સાધવા છતાં સંપૂર્ણ તાટસ્થ્ય ધારવાવાળો જો કોઇ લેખક–કવિ હોય તો તેને સ્થિતપ્રજ્ઞના આદર્શને પામી ગયેલો જાણવો.

સ્વ. કવિવર ટાગોર જેવા પણ એમ કહે છે કે: 'જ્યારે હું વાર્તા લખતો હોઉં છું ત્યારે મારા અંગત ગમાઅણગમા તેમાં તાણાવાણાની પેઠે વણાઈ જાય છે. પણ આ બધી વસ્તુઓના જીવનના રંગે રંગીન બનેલા દોરાઓ તો કવિના હાથમાં રહેલાં ઉપકરણ માત્ર છે.'

પ્રેરણા પ્રકૃતિને સ્પર્શીને ચાલે છે. છતાં તાદાત્મ્ય અને

તાટસ્થ્ય એ બંને પરસ્પર વિરોધી લાગતી ઉત્કટ વૃત્તિઓનાં સંપૂર્ણ મિલનના ઉચ્ચકલાના આદર્શને આપણે જરૂર ન વિસારીએ.

બીજો એક મુદ્દો એમ ઉઠાવાય છે કે જે સમાજ માટે આ લખ્યું એ સમાજ એવો ખરાબ હોઈ જ ન શકે. આટઆટલા ત્યાગ અને ભોગ આપનાર સમાજ એવો હોઇ જ ન શકે.

એવા એક પ્રશ્નના જવાબમાં સ્વ. કવિવર ટાગોર કહે છે કે '...માનવ સ્વભાવ શું કદી પણ ગમે એવી ઉશ્કેરણી હોવા છતાં યે પોતાની મર્યાદા લોપી આડે માર્ગે જતો નથી ?

' વેદના સમયથી આજ સુધી સૌ કોઇ જોતું આવ્યું છે કે, માનવસ્વભાવની ઉચ્છૃંખલતા અને તેને કાબુમાં રાખવાના માનવના વીરત્વભર્યા પ્રયાસો વચ્ચે સનાતન યુદ્ધ ચાલ્યા જ કરે છે. આ યુદ્ધ જ્યાં બિલકુલ અશક્ય હોય, એવો કોઈ સમાજ અસ્તિત્વ ધરાવતો હોય, તો તેનું સરનામું આપણે જાણતા નથી. વળી આપણે એટલું સમજવું જોઈએ, કે જ્યાં પાપને પ્રવેશ મળી શકે એમ નથી, ત્યાં પુણ્યને અવકાશ નથી. જો કોઈ કુટુંબનો માણસ ખોટે રસ્તે જઈ શકે એમ જ ન હોય, તો તે કુટુંબનાં માણસો સારા યે નથી, ખરાબે નથી, પણ પ્રાચીન (આધુનિક) શાસ્ત્રોનાં સૂત્રથી ચાલિત પૂતળાં છે.'

પછી પ્રશ્ન ઉઠાવવામાં આવે છે કે માણસની પાપવૃત્તિ સાહિત્યનો વિષય બની શકે ખરો ? સ્વ. ટાગોર કહે છે તેમ ' આ પ્રશ્નનો જવાબ દરેક યુગે ને દરેક સાહિત્યે આપેલો છે. એટલે એ સંબંધે હું મૌન સેવું તો વાંધો નહિ આવે. '

પછી કહેવામાં આવે છે કે લેખકોને કંઇ સારું મળ્યું જ નહિ ? એમણે બધે આવું જ જોયું ? કવિવર ટાગોર કહે છે કે ' મહાકાવ્યમાં, નાટકમાં કે નોવેલમાં જે કથાવસ્તુ હોય છે, તેમાં જાતજાતનું વૈચિત્ર્ય હોય છે. પરંતુ બધી જાતનું વૈચિત્ર્ય હોવા છતાં તે આખી કથામાં એક સાધારણ ઉપાદાન જોવામાં આવે છે. એ બીજું કશું જ નથી, પણ

સંસારમાં ચાલી રહેલું સદ્‌અસદ્‌નું દ્વંદ્વ. એટલે જ રામાયણમાં આપણે જોઇએ છીએ કે રામ રાવણનું યુદ્ધ થાય છે. કૌરવો પાંડવો વચ્ચે વિરોધ પડે છે. કેવળ આદિથી અંત સુધી એક સરખું સારું જ હોય, નરસાનો કયાંય લગારે આભાસ પણ ન હોય, એવાં નરદમ ખાંડના શરબતનું જ સાહિત્ય–ભોજન–કંઈ નહિ તોયે મોટા યજ્ઞોમાં તો—મેં તૈયાર થયેલું જોયું નથી.

'બાળકો જે પરીકથાઓ સાંભળે છે તેમાંયે રાક્ષસ આવે છે. રાક્ષસ શુદ્ધ સંયમિત બનીને મનુ સંહિતા નથી ગોખતો. તે તો 'માણસ ગંધાય ! માણસ ખાઉં !' 'માણસ ગંધાય ! માણસ ખાઉં !'ની જ બૂમો પાડે છે. ધર્મનીતિની દૃષ્ટિએ જોઈએ તો આવા શબ્દો ઉચ્ચારવા એ તેને માટે બેશક ભયંકર અપરાધ છે. મને આશા છે કે એ બધી વાર્તા રચનારા મનુષ્ય–માંસ-ભક્ષક ન હતા, અને એ વાર્તા સાંભળનારાને પણ મનુષ્યનું માંસ ખાવાનું મન નથી થઇ આવતું. એટલે જ હું કહું છું કે માણસની ગંધથી વાર્તામાંના રાક્ષસને લોભ ઊપડી આવ્યો એ ધર્મશાસ્ત્ર પ્રમાણે અપરાધ છે એમાં શક નથી પણ માણસની ગંધથી એનામાં જો બંધુપ્રેમ જાગી ઊઠત ને જો, તે સુમધુર સ્વરે બોલી ઊઠત, કે 'અહિંસા પરમો ધર્મ' તો સાહિત્યનીતિ પ્રમાણે રાક્ષસનો એ અપરાધ કદી માફ ન થઈ શકત.

વાસ્તવ જીવનમાં પણ એ એટલું જ સાચું નથી ?

તો પછી એવો પ્રશ્ન પૂછવામાં આવશે કે લેખકોને બધા રાક્ષસો જ નજરે પડયા ? કોઇ ઋષિ નજરે જ ન પડયા ?

ઘણો ઉચિત સવાલ છે. જો રાક્ષસો જ નજરે પડયા હોત તો તો આ કથાનું પ્રયોજન જ નહોતું રહેતું. સામાન્ય માનવીની નબળાઈઓ ચલાવી લેવાય પણ એવી નબળાઈઓમાં અસામાન્ય માનવીઓ પછડાય છે ત્યારે જ એ કથા, કાવ્ય કે નાટકનું વસ્તુ બને છે.

વિશ્વામિત્ર મેનકાના સમાગમમાં આવ્યા, પુત્રજન્મ થયો ને વિશ્વામિત્ર આડા હાથ દઈ ને અવળું જોઇ ગયા.

શિવ ભીલડીના રૂપમાં મોહાંધ બનીને નાચ્યા. નદીની વચ્ચે ચાલુ તરાપામાં મત્સ્યગંધાનું રૂપ જોઇને પારાશર છળી પડયા.

ઇંદ્ર અહલ્યા પાછળ, ચંદ્ર ગુરુની પત્ની પાછળ ને બ્રહ્મા પોતાની પુત્રી પાછળ પાગલ બન્યા. અરે, એથીયે આગળ રામદર્શનથી સતી પાર્વતીને મોહ ઊપજ્યો ને દક્ષયજ્ઞમાં બળી મરવા પાછળનાં કારણોમાંનું એ પણ એક કારણ બની ગયું.

પુરાણમાં આવતા આ બધા દેવો ને ઋષિઓના આવા અસંખ્ય પ્રસંગો સામે કોઈએ હજી સુધી વાંધો ઉઠાવ્યો સાંભળ્યો નથી. કોઇએ એમ નથી કહ્યું કે રાજર્ષિમાંથી તપેસરી બનેલા વિશ્વામિત્ર આવું કદી ન કરે. કોઇએ એવો વિરોધ નોંધાવ્યો નથી કે કામને બાળીને ભસ્મ કરનાર શંકર મોહાંધ બને જ નહિ. કોઇએ વાંધો નથી ઉઠાવ્યો કે પારાશર સ્મૃતિનો રચનારો ઋષિ એક માછીમારની છોકરીને જોઇને છળે જ નહિ. સૃષ્ટિના વિધાતા બ્રહ્માના પોતાની પુત્રી પછવાડેના મોહને કારણે એમની આ દેશમાં પૂજા નથી થતી એ સર્વવિદિત છે. પાર્વતી જેવી સતીને મોહ ઊપજે જ નહિ એવું કોઇ હાડોહાડ હિંદુએ પણ કહ્યું હોવાનો ખ્યાલ નથી. પુણ્યશ્લોક નળરાજાના અંગમાં કળિ પ્રવેશે જ નહિ એવું કહેનારો હજી સુધી કોઇ નીકળ્યો નથી.

ત્યારે પુરાણકારોને આવા દેવો તથા ઋષિઓની એબ સ્ખલનો વર્ણવવાની શી જરૂર પડી? એટલા માટે કે પુરાણકારો માનવ સ્વભાવના પૂરા જ્ઞાતા હતા. તેઓ સમજતા હતા કે બેખબર રહીએ તો નળરાજાની જેમ પગની પાનીએથી પણ કળિ પ્રવેશી જાય. શીખરે ચડી ગયા પછી પણ માણસ ગબડી પડે. તેઓ સહ્ય અસહ્યના દ્વંદ્વને પિછાનતા હતા. એટલે ઋષિપણા નીચે અને દેવત્વ નીચે રહેલાં પ્રકૃત્તિનાં પરિબળોને તેમણે ખેંચીને બહાર આણ્યાં છે. પોતાના તપતેજ વડે અને વરદાનો વડે ઋષિઓ અને

દેવો ગર્વિષ્ઠ બનીને અગર તો કોઈ કારણે ભાન ભુલ્યા છે ત્યારે ત્યારે પતનની ખાઈઓમાં ઝીંકલાઈ પડયા છે એ બતાવવા માટે ગમે તેવા ઉચ્ચ ગણાતા ગર્વ અને અભિમાન સામે એ સાવચેતી ઉચ્ચારી છે. માનવસ્વભાવમાં ઊંડે ઊંડે રહેલી સંભાવનાઓથી અને ચોક્કસ સંયોગો વચ્ચે દેવોને ઋષિઓ પણ પામર બની બેસે છે એનાં જ એ દૃષ્ટાંતો છે.

માનવીમાં રહેલી સંભાવનાઓએ બૌદ્ધ વિહારોમાં દેખા દીધેલી અને ભગવાન તથાગતને પોતાના જીવતા જીવત શિષ્યો માટે કડક નિયમો ઘડવા પડયા કે કોઈ બે શિષ્યોએ એકાંતમાં બેસીને અભ્યાસ ન કરવો, એકલા બેસીને અભ્યાસ કરતી વખતે એકબીજાની પ્રવૃતિ એકબીજા જોઈ શકે એવા સ્થળે બેસવું. અનુભવે ભગવાન બુદ્ધને પણ એક પછી એક આવા નિયમનું વિજ્ઞાન સર્જવું પડેલું. છતાં હજી સુધી બુદ્ધ ધર્મના એવા કોઇ પ્રખર હિમાયતીને પણ એમ કહેતા નથી સાંભળ્યો કે જે ધર્મનું શાસન એકદા એક એવાજ માનવીઓ ઉપર હતું તે ધર્મના શિષ્યો, શ્રમણો કે ભિખ્ખુઓ આવા હોઈ શકે જ નહિ.

તો પછી એવો પ્રશ્ન પુછાશે કે પાત્રોની સ્થૂળ બાજુ જ શા માટે રજૂ કરી ?

એટલા માટે કે આ કોઈ ઇતિહાસ નથી તેમ જીવનચરિત્ર પણ નથી. પ્રણયજીવન, લગ્નજીવન અને ગૃહજીવનની વિષમતાઓમાંથી ઊભી થયેલી જે સમસ્યા સમાજને મૂંઝવી રહી છે, પજવી રહી છે એને જ રજૂ કરવાનો અહીં ઉદ્દેશ છે. એ સમસ્યા પૂરતી આ કથાને પોતાની મર્યાદા છે. એ સમસ્યા જ એટલી મહાન છે કે એક એને જ એના સાચા સ્વરૂપે રજૂ કરવી એ ઘણું કઠીન કામ છે. તો પછી એ સમસ્યાને છોડીને વિષયાન્તર કરવું એ આ કથા, કથાના ઉદ્દેશ અને એની મર્યાદાની બહારની વસ્તુ છે. તો એ સમસ્યા મટીને કંઇક બીજું બની જાત. એટલે જ કથાને

પાત્રપ્રધાન ન બનાવતાં પ્રશ્નપ્રધાન બનાવી છે. પાત્રો તો આ પ્રશ્નને યોગ્ય સ્વરૂપે રજૂ કરવાના નિમિત્તરૂપ છે.

અહીં એક પ્રશ્ન ઉઠાવાય છે કે કથા વાસ્તવદર્શી છે છતાં એના રંગો ઘેરા છે, અતિશયોક્તિ છે વગેરે.

એના વિષે તો એટલું જ કહેવાનું કે મૂળ પાણી જેમ ઊંડાં તેમ એના રંગો વધુ ઘેરા હોય છે. રંગની ઘેરપને પાણીના ઊંડાણ સાથે નિસ્બત છે. એ વાસ્તવિક ઘેરા રંગોને આછા કરવા જ પ્રયત્નો કરવા પડયા છે. અને એ આછા કરેલા રંગો પણ આકરા ન લાગે એ માટે આખું પુસ્તક હળવે હાથે લખ્યું છે.

બીજી વાત એમ કહેવાય છે કે આ કથામાં કટાક્ષ કર્યો છે તેથી સ્ત્રીજાત પ્રત્યેની માનવૃત્તિ જળવાતી નથી.

જે લોકો ચંપાબેન, લતાબેન અને રાજુનાં પાત્રોમાંથી સ્ત્રી પ્રત્યેનો સંપૂર્ણ આદર અને માનભાવ જોઈ ન શકે એના વિષે તો કહેવું જ શું ? સ્ત્રી–સન્માનવૃત્તિનો અર્થ ખુશામદવૃત્તિ ન કરવો જોઇએ. સાહિત્ય ક્ષેત્રે પણ એવી સિફારસ ન શોભે. કવિવર ટાગોર કહે છે તે મુજબ 'જૂના સંસ્કૃત શ્લોકોમાં સ્ત્રીઓની ભૂંડામાં ભૂંડી નિંદા આપણે જોઇએ છીએ......એ પ્રાચીન નિંદાવાક્યો આખા સ્ત્રીસમાજને લાગુ પાડીએ તો ખોટાં માલુમ પડશે. પણ જો અમુક અમુક સ્ત્રીઓને પણ તે લાગુ પડતાં ન હોત તો તે લખાત જ શી રીતે ?'

કથામાંનો કટાક્ષ કોઈ વ્યક્તિ કે વર્ગને ઉદ્દેશીને નથી. એ સંબંધે શ્રી રામનારાયણ વિ. પાઠક કહે છે કેઃ 'તે બરાબર માનવ સ્વભાવના સનાતન ઉપહસનીય ભાવો, દંભ, અભિમાન, વિડંબના અને આત્મવંચના ઉપર જ કટાક્ષનો દરોડો પાડે છે. અને હસતાં છતાં લગ્નનું ગાંભીર્ય, તેની શ્રેયસ્કરતા, મંગલતા, પવિત્રતા સમજે છે.'

છેલ્લો વિરોધ એમ ઉઠાવાય છે કે આ બધું ય બરાબર પણ આવી સમસ્યાઓ અધિકારી જનો હોય એમણે જ છણવી જોઇએ.

આ પુસ્તકમાં રજૂ થઈ છે એવી કોઈ સમસ્યા હોય, અને સમાજના હિતાર્થે એને રજૂ કરવી યોગ્ય લાગે તો એને રજૂ કરવા માટે કયો અધિકાર જોઈએ ભલા? દર્દ પ્રત્યે આંગળી ચીંધવા કયો અધિકાર જોઈએ? આગ લાગી હોય એ તરફ ધ્યાન ખેંચવા કયો અધિકાર જોઈએ? શ્રી. રામનારાયણભાઈના શબ્દોમાં 'આ વાર્તાના લેખકો માત્ર સમસ્યા તરફ આંગળી ચીંધે છે.' ગુજરાતના એક સમર્થ વિચારક કહે છે તેમ 'ગંદકી કરવાનો કોઈને અધિકાર નથી, પણ ગંદકી સાફ કરવાનો, ગંદકી દૂર કરવાનો, સમાજજીવનના કોહવાટ તરફ આંગળી ચીંધવાનો સૌ કોઈને એકસરખો અધિકાર છે.' લેખકોએ એથી વિશેષ ડહાપણ વાપર્યું નથી. સમાજજીવનની વિષમતાઓની જેમ એનાં સ્વસ્થ અને આદરણીય તત્ત્વો તરફ પણ લેખકો અંગુલિનિર્દેશ કરીને જ અટક્યા છે.

આ બધા પછી સ્વ. ગુરુવર ટાગોરના શબ્દોમાં કહીએ કે: 'આપણા દેશના વર્તમાનકાળ ઉપરાંત પણ બીજો કાળ છે, અને ગણ્યમાન લોક ઉપરાંત પણ બીજા લોકો છે. તેઓ બેશક રાક્ષસને મોઢેથી આ અત્યંત નીતિવિરુદ્ધ વચનો સાંભળવા માગે છે. 'માણસ ગંધાય, માણસ ખાઉં.'

નવલકથાની કલા—ભાષા, રસ, શૈલી વગેરે અંગે જે કંઈ ચર્ચાય એના વિષે કશું જ કહેવાપણું ન હોય. આ પુસ્તકની શૈલીને ગુજરાતે જે આવકાર આપ્યો છે. તેને લેખકો પોતાનું સદ્‌ભાગ્ય જ માને છે.

વાસ્તવિક પરિસ્થિતિ પરથી કઈ મર્યાદામાં રહીને લખી શકાય તો યોગ્ય કહેવાય એવા ચોક્કસ મુદ્દા પર સાહિત્યજગતમાં વિચારણા થઈ અને ગુજરાતના આગળ પડતા વિવેચકોએ એ વિષે પોતાનાં દૃષ્ટિબિંદુઓ રજૂ કર્યાં. કોઈ પણ લેખક કે વાચક માટે એ દૃષ્ટિબિંદુઓ વિચારણીય હોઈને એમાંથી થોડાં આ પુસ્તક સાથે જોડયાં છે અને એ બધા વિવેચકોનો ઊંડો આભાર માનીએ છીએ. **લેખકો**

# બે બોલ

**અંગ્રેજીમાં** જેવાં **Problem Plays,** સામાજિક સમસ્યાનાં પ્રશ્નોનાં નાટકો હોય છે તેવી આ એક સામાજિક સમસ્યાની વાર્તા છે. બર્નાર્ડ શૉ આવાં નાટકોને માટે મશહૂર છે. તે ફેબિયન સોસાયટીનો સભ્ય છે, જે સોસાયટી અમુક પ્રકારની સમાજરચના હોવી જોઈએ એવો ચોક્કસ મત ધરાવે છે, એટલે કે બર્નાર્ડ શૉનાં સમસ્યાનાટકો પાછળ એક રચનાત્મક યોજના છે, અને તેનાં નાટકો કાંઈક અંશે એ યોજનાનાં પ્રચારનાં છે. આપણી વાર્તા પછવાડે એવી રચનાત્મક યોજના નથી. આ વાર્તાના લેખકો માત્ર સમસ્યા તરફ આંગળી ચીંધે છે.

આ વાર્તાની સમસ્યા તો આપણાં લગ્નોની છે. એક દિવસ એવો હતો કે આપણા સુધારકો એમ માનતા હતા કે ઇચ્છાલગ્નો થશે એટલે આપણો લગ્નનો કોયડો ઊકલી જશે. એને માટે નાતજાતના ભેદો નીકળી જવા જોઈએ, અને સ્ત્રી-પુરુષોને, મોટાં થઈ પોતાની મેળે લગ્નના સાથીની પસંદગી કરવા દેવી જોઈએ. એ નાતજાતના ભેદો હજી ગયા નથી. ત્યાં બીજી તરફ આ લેખકો બતાવે છે કે આપણે ત્યાં ઇચ્છાલગ્નો કોઈક જ દંપતીને સુખી, સ્વસ્થ અને પોતાને અને સમાજને ઉપકારક નીવડયાં છે. ઇચ્છાલગ્નનો વિરોધ રૂઢિચુસ્તો કરતા આવ્યા છે, તેવો આ વિરોધ નથી. આ કોઈ મતવાદની કે પક્ષપાતની દોષૈકદૃષ્ટિ નથી. વાર્તાનો નાયક પોતાના જ મિત્રો અને સાથીઓનું લગ્નજીવન નિકટમાં નિકટ જઈને નીરખે છે અને તેમાં અનેક પ્રકારની વિષમતાઓ જુએ છે.

આખી વાર્તાની ગૂંથણી શિથિલ પ્રકારની છે. વાર્તાની શૈલીની દૃષ્ટિએ આ એક રખડુની વાર્તા છે; જેવી ભદ્રંભદ્રની છે, અડવાનાં પરાક્રમોની છે, સરસ્વતીચંદ્રની છે. નાયકને તેનાં માબાપ વારંવાર પરણવાનું કહે છે એથી લગ્ન એ શું તે જોવા તે નીકળી પડે છે. પોતે કેટલાંક વરસથી મહાત્માજીના કાર્યક્રમોમાં કામ કરતો આવ્યો છે અને લડત આવી પડવાથી બધે મિત્રોમાં ફરવાનું તેને પ્રબળ

નિમિત્ત મળે છે. તે જ્યાં જાય છે ત્યાં લગ્નની નિષ્ફળતા જ જુએ છે. એ બધાં પરણનારાં પોતાની ઇચ્છાથી જ પરણેલાં હોય છે, લગભગ બધાં જ મહાત્માજીના કાર્યક્રમોમાં, આશ્રમોમાં, છાવણીઓમાં કામ કરનારાં જ હોય છે. પણ લગ્ન પહેલાંનો વ્યવહાર અને લગ્ન પછીનું તેમનું જીવન બંને ખોટે માર્ગે ગયેલાં ઘૃણાસ્પદ જણાય છે. મહાત્માજીની હીલચાલ આટલી બધી સંયમ ઉપર આધાર રાખનારી છે છતાં આમનાં જીવન દંભી, આત્મવંચક, વિકૃત રોગિષ્ટ જણાય છે.

આ બધાં પરણવામાં કે પરણ્યા પછી નિષ્ફળ ગયેલાં યુગલોનાં વર્ણનોની પાછળાડે ખરો વાસ્તવિકતાનો રણકો છે. લેખકોએ નજરે જોઈને લખેલું છે એવી સહેજે પ્રતીતિ થાય છે. કોઇ એમ પણ કહે તો નવાઇ નહિ કે કલા સોંસરી અમે મૂળ હકીકત જોઈ શકીએ છીએ. પણ મારે તો એ કહેવાનું છે કે વાર્તા વાંચનાર માટે એ યોગ્ય દૃષ્ટિ નથી. એણે તો વાર્તાને કલ્પિત વાર્તા તરીકે જ વાંચવી જોઇએ એટલું જ નહિ, વાર્તાકાર ખરી હકીકતને વાર્તાની સામગ્રી તરીકે લે છે ત્યાં પણ તે તેમાં એટલું બધું કલ્પનાથી ઉમેરે છે, કે તેથી મૂળ વસ્તુનું સ્વરૂપ બદલાઇ જાય છે. એવા બદલાવેલા સ્વરૂપમાં પછી પોતાની ખાનગી હકીકત આરોપવી કે જોવી એ વાર્તા અને હકીકત બંનેને, બગાડવા બરાબર છે. અને એવી વાર્તા ફેલાતાં વાર્તાકારને અને અનેક નિર્દોષ વ્યકિતઓને હાનિ થવા સંભવ છે. વાર્તાના વાચક માટે એટલું જ જાણવું બસ છે, કે આ વાર્તા છે અને તે વાસ્તવિકતાની ભૂમિકા ઉપર રચેલી વાર્તા છે.

આખી વાર્તામાં એક સળંગ કટાક્ષદૃષ્ટિ પરોવાયેલી છે. છતાં તેમાં સત્યનો સ્પષ્ટ ભાસ થાય છે; એટલે આ વાર્તા કેવળ રમૂજ અર્થે લખી નથી. આપણા સમાજમાં શું ચાલે છે તે સ્પષ્ટ કહેવાનો લેખકોનો ઉદ્દેશ છે. અને તે ઘણે અંશે સફળ થયો છે. છતાં આ જાતના પ્રયત્નમાં એક પ્રકારની અપૂર્ણતા રહે જ અને તે આમાં રહેલી છે.

આ અપૂર્ણતા તે, લેખકો પ્રશ્ન રજૂ કરે છે છતાં તેનો ઉકેલ નથી દર્શાવતા એવા સ્વરૂપની નથી. ઉકેલ દર્શાવવો એ વાર્તાકારનું

કામ નથી. ઊલટું જ્યાં વાર્તાકાર કહે છે કે રમેશે કાંતાને ભૂખી રહેવા દીધી, અને ઝેર ઘોળવા બેઠી ત્યારે પોલીસને બોલાવવાની ધમકી આપી, તેથી કાંતા પાંશરી થઈ ગઇ. ત્યાં મને વહેમ આવે છે કે વાર્તાકાર જરા વધારે પડતા આશાવાદી થઈ ગયા છે. પણ એ મોટી વાત નથી. મારું કહેવું એ છે કે વાર્તાકારે જે સમસ્યા રજૂ કરવાની પ્રતિજ્ઞા લીધી હોય, કે પગરણ માંડયાં હોય તે સમસ્યા રજૂ કરે એટલે એનું કામ પૂરું થયું. હું જે અહીં અપૂર્ણતા કહું છું તે એ છે કે આ શૈલીથી આપણે સમસ્યાનું અમુક પાસું જ, તેની સ્થૂલ બાજુ જાણી શકીએ છીએ. તેની સૂક્ષ્મ બાજુ પૂરી જાણી શકતા નથી.

આપણે જોઈ શકીએ છીએ કે અહીં પુરુષ એક પછી એક સ્ત્રીઓને પોતાના પ્રભાવમાં આંજી ફસાવતો જાય છે. અહીં સ્ત્રી પોતાના એશઆરામ ખાતર પતિ પાસે વેઠ કરાવે છે. અહીં બેના મનનો મેળ જ મળી શકતો નથી, વગેરે. પણ આમાં આપણે અનિષ્ટનાં મૂળ દેખી શકતા નથી. આ પાત્રો શાથી આવાં થયાં ? કયા માનસથી તેઓ પ્રવર્તે છે ? બીજાં પાત્રો શાથી એમને વશ થઇ જાય છે ? આ પાત્રોમાં તે મૂળ સ્વભાવની અવળપ કે ભૂંડપ કે સ્વાર્થવૃત્તિ છે કે કોઇ બુદ્ધિમોહથી ઊંધું સમજીને એમ કરે છે ? અને આવાં પાત્રોને શાથી બીજે કયાંઈ નહિ અને મહાત્માજીના કાર્યક્રમોમાં, છાવણીમાં, આશ્રમોમાં આવવાનું બને છે ?–કે ના, બીજે પણ આવું છે, માત્ર અહીં નાયક છાવણીઓમાં ફરે છે તેથી છાવણીઓના જ આવા કિસ્સા નોંધાયા છે ? કોઇ જગાએ તો લેખક પોતે પણ સમજ્યા જણાતા નથી કે આ એમનું જે વીરત્વ દેખાય છે તે ખરું છે કે માત્ર ક્ષણિક જુસ્સો છે ? દંભ છે કે આત્મવંચના છે ? ખરો સેવાભાવ છે કે મહત્તાલોભ છે ? આ એક દિવસના ત્રણ ત્રણ આપઘાતના નિષ્ફળ પ્રયત્નો, એ તે ઘેલછા છે કે ધમકી છે ? કે પછી આ બધું કોઇ અવ્યવસ્થિત માનસના ઉધામા, આભાસ અને મિથ્યા ચેષ્ટાઓ છે ?

આ પ્રશ્નો ઉપર વાર્તા પ્રકાશ પાડી શકતી નથી. પણ આ અપૂર્ણતા તે આ કૃતિની છે એમ કહેવા કરતાં આ સાહિત્યપ્રકારની છે એમ કહેવું જોઇએ. આ સાહિત્યપ્રકાર મનુષ્ય જીવનમાં ઊંડે જવાને

એટલે અનેક મનુષ્યોને વિષય કરવાનું પસંદ કરે છે. ઊંડાણ કરતાં વિસ્તાર તેની પ્રવૃત્તિનું લક્ષણ છે. અને તેમાં પણ આ વાર્તાનો નાયક જે ઉદ્દેશથી પ્રવૃત્ત થાય છે તેને તે સ્વાભાવિક છે. લગભગ ન પરણવાના પૂર્વગ્રહથી તે પર્યટન શરૂ કરે છે, અને પોતાના વલણના લાભની હકીકત મળતાં જાણે ખુશ થતે થતો તે, લગ્નને નિમિત્તે ચાલતી મિથ્યાચેષ્ટાનો પરિચય કરે છે. પણ તેના પરિહાસમાં ક્યાંઇ અનૌચિત્ય આવતું નથી. તે બરાબર માનવસ્વભાવના સનાતન ઉપહસનીય ભાવો, દંભ, અભિમાન, વિડંબના, આત્મવંચના, ઉપર જ કટાક્ષનો દરોડો પાડે છે. અને હસતાં છતાં લગ્નનું ગાંભીર્ય, તેની પવિત્રતા, શ્રેયસ્કરતા, મંગલતા સમજે છે. હસતાં છતાં, નાયકના અંતરમાં તો આ લગ્નની વિષમતાનું દુઃખ જ છે.

આ લેખક, અથવા લેખકોની શૈલી વસ્તુને અનુરૂપ છે. કશા પણ આડંબર વિના તેના નાયકની પેઠે એ શૈલી બધે સ્વેચ્છાએ પર્યટન કરે છે. તે અલંકારની પરવા કરતી નથી—જેટલી મુક્ત મજાકની કરે છે, અને છતાં તેમાં ગંભીર થવાની શક્તિ પણ છે. વાર્તાનો નાયક જેમ વાર્તાને અંતે રાજુને મળતાં ગંભીર થઇ જાય છે તેમ તેની શૈલી પણ ગંભીર ગમગીન થઇ જાય છે. અને એ રાજુનો પ્રસંગ વાંચતાં નથી થતું કે નાયક કનુની દેખીતી લગ્નશત્રુતા, લગ્નવિરોધ એ બધાની પછવાડે કદાચ આ રાજુનો સંબંધ તો ન હોય! અને તે સાથે જ નથી લાગતું કે તેના બધા હાસ્ય નીચે આ કરુણ, સરસ્વતીની પેઠે ગૂઢ ગોચર ભૂમિની નીચે વહ્યા કરે છે? ઘણી ખરી રખડુની વાર્તાઓ અંત વિનાની હોય છે. વાર્તા પૂરી થઇ રહ્યા પછી હજી પણ કોઇને ઠીક લાગે તો ભદ્રંભદ્ર કે અડવાની વાર્તામાં બે પ્રકરણો ઉમેરી દે! અહીં વાર્તાનો આદિ અને અંત સુદૃઢ છે, કલાશીલ છે.

મને શ્રદ્ધા છે કે આપણો વાંચનાર વર્ગ આ વાર્તા રસથી વાંચશે એટલું જ નહિ, આંખ અને હૃદય બન્ને ખુલ્લાં સ્વચ્છ કરી આપણા સમાજમાં પેઠેલા આ રોગનો વિચાર કરશે, સમજશે, તેનું નિદાન કરવા પ્રયત્ન કરશે*

૬–૮–૪૪ રામનારાયણ વિ. પાઠક

## આ લેખકોનાં પુસ્તકો

૧ જીવનશિલ્પીઓ (બીજી આવૃત્તિ)
૨ આપણે આંગણે ઊડનારાં ( „ )
૩ સાંભેલાં (ત્રીજી આવૃત્તિ)
૪ ગગનને ગોખે
૫ આચાર્ય પ્રફુલ્લચંદ્ર
૬ અમથી ડોશીની અવળવાણી

### લોકકથા ગ્રંથાવલિ

દેશદેશની લોકકથાઓ, ભાગ ૧ થી ૬
૧ ગૌડ-બંગાળની વાતો, પહેલો ભાગ
૨ ગૌડ-બંગાળની વાતો, બીજો ભાગ
૩ બુંદેલખંડની વાતો
૪ કાઠિયાવાડની વાતો
૫ રાજસ્થાનની વાતો
૬ પંજાબની વાતો

### કિશોર ગ્રંથાવલિ

(બીજી આવૃત્તિ)
૧ સોના પદમણી
૨ ચૌબોલા રાણી
૩ દોલતપરી
૪ નાગકુમારી
૫ નીલમણિ
૬ ફૂલવંતી

### પક્ષી-પરિચય ગ્રંથાવલિ

૧ આંગણાંનાં શણગાર
૨ ઊડતાં ભંગી
૩ વગડામાં વસનારાં
૪ રૂપરૂપનાં અંબાર
૫ કંઠે સોહામણાં
૬ પ્રેમી પંખીડાં

## ૧

# નથી પરણવું

મારે પરણવું જ નથી ને!

સમજણો થયો ત્યારથી મોટાભાઇના હથોડા કાન પર પડતા જ રહ્યા છે કે 'પરણવામાં સાર નથી. લક્કડકા લાડુ છે એ તો. ખાય એ પસ્તાય અને ન ખાય તે ય પસ્તાય. તો નકામું ખાઈ, પેટ બગાડીને પસ્તાવું શા માટે?'

અને મોટાભાઈએ પોતાના સિદ્ધાંતના સમર્થનમાં દાખલા પણ ઓછા રજૂ કર્યા હતા? તેઓ કહેતા :

'આ ફીરચંદ નગરશેઠ. કમાણી ને સાહ્યબીનો પાર નથી, પણ ધરાઈને ધાન કદી ખાવા પામે છે? ઘેર શેર માટીની ખોટ છે તો બાયડી આજ અંબાજી અને કાલ ખોડિયાર, એક દિવસ પાવાગઢ અને બીજે દિવસ હરસિદ્ધ માતાને પગથિયે પગ ઘસાવ્યા જ કરે છે ને લોહી બાળ્યા કરે છે.

'રેવાશંકર ફોજદારને તો પૈસા ને પારણાં બે ય છે તોપણ આખા તાલુકાને ડારતા એ ફોજદારને ઘેર આવે છે ત્યારે પત્નીની પાસે મીની બનીને સરસ્વતી સાંભળવી પડે છે કે 'તમે મારી માને આ ન મોકલ્યું ને મારા મામાના દીકરા ભાઈના સાળાને નોકરી ન અપાવી દીધી.' બિચારા જમીને છેલ્લો કોગળો ઘર બહાર જ નાખે છે.

'આ હરખો કોળી. મોડી રાત સુધી મજૂરી તાણ્યા કરે છે, ત્યારે મજૂરી મળે છે આના આઠ. પણ ઘેર છે કળશી છોકરાં.

બિચારો કમાણીનો કણ પણ સંતોષથી પેટમાં નાખી નથી શકતો. વધારામાં કડવી વહુની કાનમાંથી કીડાઝેરતી રમઝટ ગાળો.

'જ્યાં જોઉં છું ત્યાં બધાને વીસનોરિયું વળગી છે ને ગળે બેસીને લોહી ચૂસી રહી છે. આ કરતાં અમે પરણ્યા નથી તો કેવા આનંદ કરીએ છીએ! નહિ કોઈનું સાંભળવું ને નહિ કોઈનો ભાર. સાંજે વાળુ કરીને સૂઈએ કે વહેલી પડે સવાર!'

મોટા ભાઈ સુખી છે એમાં યે ના નહિ. સાંભળ્યું છે કે નાના હતા ત્યારે સગપણની વાત ચાલતાં નાસી ગયેલા અને મહા શોધને અંતે મળેલા ત્યારે પિતાજી પાસે પ્રતિજ્ઞા લેવરાવીને જ પાછા ફરેલા કે 'મને પરણાવવાનો ફરી કદી પ્રયત્ન કરવો નહિ.' આ વાતને વીસ વરસ વીતી ગયાં છે. મોટા ભાઈ આનંદથી એકલા જીવન જીવ્યે જાય છે. જ્યારે ખાસ કમાણી ન હતી ત્યારે ય તેમને ચિંતા ન હતી અને હવે સારી સ્થિતિ થઈ છે તો યે તેમના મુખની રેખામાં ફેર પડ્યો નથી.

ક્યારેક સંધ્યાટાણે ફળિયા વચ્ચે ખાટલો નાખીને કુંવરબાઈનું મામેરું કે શામળશાનો વિવાહ ગાતા તે પડયા હોય છે ત્યારે તેમનું મોઢું વધારે ખીલી ઊઠે છે અને સાંભળવા ટોળે વળેલા અમને આછા અંધકારમાં નરસૈયાનું તત્ત્વજ્ઞાન સંભળાવે છે કે: 'માણેક-બાઈ મરી ગયાં ત્યારે નરસિંહ મહેતે અમસ્થું નહોતું ગાયું કે–ભલું થયું ભાંગી જંજાળ. ભગવાને વચન માગવા કહ્યું તો માગ્યું કે 'હું નિર્વંશ જાઉં. કોણ જાણે છોકરાં કેવાં યે પાકે ને આંગળી ચીંધાય મારા નામ પર.' પરણવું એ તો બેવડી જંજાળ છે. જીવતાં યે દુઃખ ને મૂઆ પછી યે ચિંતા!'

ઉંમર વધી, ભણ્યો, સાધુસંન્યાસીનો સંગ લાગ્યો ને રામકૃષ્ણ પરમહંસ, સ્વામી વિવેકાનંદ, સ્વામી રામતીર્થ એવા કેટલા યે આધુનિક સંતોનાં થોથાં વાંચી નાખ્યાં. વેદાંતનાં ગહન પુસ્તકોમાં યે માથું મારી આવ્યો. કોઈ કહેવું ચૂકયા નથી કે 'કંચનકામિનીથી દૂર રહેજો. સંસારમાં સાર નથી.' મોટા ભાઈએ આપેલ ઉપદેશ દૃઢ થયો છે.

૧૯૨૦નો રાષ્ટ્રીય જુવાળ આવી ગયો. ભલભલા જુવાનોનાં જીવન એણે પલટી નાખ્યાં. હું શાનો બચું! ગાંધીસાહિત્ય વાંચી નાખ્યું. ગાંધીજીએ પણ એ જ વાત કરી છે કે 'પરણીને ય બ્રહ્મચર્ય પાળજો.' અરે ભાઇ! ત્યારે પરણવું જ શા માટે? મૂળ નિર્ણય જ સાચો છે.

પણ બા છોડતાં નથી.. સવારસાંજ ને વારતહેવારે પ્રસંગ મળ્યે બિચારાં બા હળવેકથી કહ્યા કરે છે કેઃ દીકરા, હવે તો પરણ. મોટો તો ન પરણ્યો. તારા પર આંખ માંડીને બેઠાં છીએ. આંખ મીંચાય તે પહેલાં તારી વહુનાં મીઠડાં લેતી જાઉં તો જીવને સદ્‌ગતિ.

શું કરવું એ ન સૂઝતાં ભણનારા બી. એ. ને સીમાચિહ્ન બનાવે છે તેમ મેં બાને ચોવીસ વરસ સુધી ન પરણવાની વાત પકડાવી દીધી હતી. એ મુદતનાં પણ ઘડિયાં ગણાય છે ને બાનો આગ્રહ વધતો જાય છે.

લડત પૂરી થયાં વર્ષો વીતી ગયાં છે. કામ તો હજી યે રાજકીય રહ્યું છે પણ ઠરીને ઠામ બેઠાની આબરૂ બંધાઈ ગઈ છે. લેંઘોબાંડિયું પહેરી સૈનિકવેષે ફરતો ત્યારે દૂર નાસતાં તે સગાંવહાલાં પણ હવે નિકટતાથી વાતો કરવા લાગ્યાં છે.

પણ આ જિતુમામાનો અવરજવર ઘરમાં શાનો વધ્યો છે? પહેલાં તો સામું યે ન જોતા તે આ કહેવાના મામા સવારસાંજ આંગણું કેમ પાવન કરી રહ્યા છે?

બપોરે બહારથી આવી રસોડામાં પગ માંડતાં બાએ કહ્યું: 'અરે ભાઈ, ઠેઠ અત્યારે આવ્યો? જિતુમામા અત્યાર સુધી તારી વાટ જોઇને બેઠા હતા. આજ તારે એમને ત્યાં જમવાનું છે.'

ભૂખ નહિ સહન થાય. ચર્ચા સમય લંબાવશે. કોટ ઉતાર્યો મામાને ઘેર.

'અહો હો હો, આવ આવ કનુભાઈ!' કહેતા મામા સામા આવ્યા. આગતાસ્વાગતાનો પાર નથી. સીધા જઇને પાટલે જમાડ્યું.

થાળીઓ મઘમઘી રહી છે. ચકલાં બોલે એવા ઘીએ લચપચતી લાપસી, લાલઘૂમ રસામાં ડૂબાડૂબ શાક, લસણે વઘારેલ દાળ—અથાણાં વગેરે. જૂના જમાનાની રસોઈ ઘણે વખતે ખાવા મળી છે. ઊંધું માથું ઘાલી કોળિયા પર કોળિયા ચડાવ્યે જાઉં છું. મામાની વાતોનો પાર નથી. શું યે બોલી ગયા-કોને ખબર છે!

'જો, કનુભાઈ! આ આપણી રતનબા.'

હવે ઊંચું જોયા વગર નહિ ચાલે.

'રતનબા ભણે છે ચોથી ગુજરાતીમાં. ભારે હોશિયાર છે. પહેલા નંબર વિના વાત નહિ.'

લથબથ શણગારેલી એ પીરસી રહેલ ઢીંગલી કરતાં મને ભોજનમાં વધુ રસ લાગ્યો ત્યાં તો સામે બેસી પંખો ઢોળતાં મામીએ વાત લંબાવી: 'ભણવામાં તો ફીટ પણ ઘરકામમાં યે ચાબખા જેવી. આ બધી રસોઈ એણે જ કરી છે; મારો તો બધો ભાર ઉતારી દીધો છે.'

ચાલીસ વરસનાં મામી દીકરીએ સુખી છે એ વિચારે જરા વધારે ખવાઈ ગયું. કયારેક પેલી ઢીંગલી બોલેલી ખરી પણ ખાવાના કેફમાં સાંભળી શકાયું નહિ.

ભોજનનો કેફ પેટમાંથી આંખે ચડયો છે. પણ સોપારી વાંતરતા મામા ફરીફરીને ગાયની પેઠે ગમાણે આવીને બોલી રહ્યા છે કે 'રતનબા ભારે હોશિયાર.'

કલાકે છૂટી ઘેર પલંગમાં લંબાવતાં તરત ઊંઘ આવી ગઈ.

ત્રણ દિવસ પસાર. મામાનો અવરજવર ચાલુ. મારું યથાવિધિ કામ ચાલુ.

ચોથે દિવસે બાએ પૂછ્યું: 'કાં ભાઈ, રતનબા કેવી લાગી?'

ન સમજાયું. બા સામે જોઈ રહ્યો.

' કહું છું કે મામાએ માગું નાખ્યું છે. જમી આવ્યો તો હવે બોલ તો ખરો.'

અચાનક પડદો ચિરાઈ ગયો !

મારી આંગળીએ વળગી આવે તેવી પેલી ઢીંગલી સાથે મારાં લગન ! ' રામ રામ ભજો, બા ! ગાંડાં થઈ ગયાં ?'

થોડા દિવસમાં મામાની આવજાનાં વહેન બંધ થઈ ગયાં. ગામમાં કહેતા સંભળાયા કે ' આજના સુધરેલાને મોંની યે શરમ નહિ ! '

આજે રંગપુરથી કોઈ સગા આવ્યા છે. માથે મોટી પાઘડી ને પૂળો પૂળો મૂછો. એમની મોતી જેવી દીકરી મારા ગળાને બરાબર બંધબેસતી આવે એમ સાંજટાણે જમ્યા બાદ બા વગેરેને કહી રહ્યા છે.

મોસાળે જતાં નાનપણમાં રંગપુરથી પસાર થયેલ ત્યારે એમની મહેમાની ચાખી છે. ફળિયામાં દાખલ થયા ત્યારે ઘોડો ઘોડો રમતી દીકરી બાપાને ગળે પલાણી ગયેલી તેની સાથે મારો શુભ સંબંધ ! હજી યે ક્યાંક એ ટેવ ન ગઈ હોય તો ભારે થાય ને ?

સારું થયું કે બાએ જ ના પાડી દીધી.

ખેતર પાક્યું છે. પંખી ઝપટો મારી રહ્યાં છે. સગાંવહાલાંનાં માગાં વધતાં જાય છે. બા ના પાડીપાડીને ય થાક્યાં છે. છેવટે એક દિવસે બાએ કહી નાખ્યું: ' ભાઈ, અમારું શોધ્યું ન ગમતું હોય તો આજકાલ થાય છે તેવાં ઇચ્છાવરનાં લગન કર. એમાં યે મારી ના નથી, જો તારું મન એમ માનતું હોય તો ! '

ઇચ્છાવરનાં લગન એટલે પ્રેમલગ્ન ? બા પણ ગજબનાં છે. જમાનાના છેલ્લા પ્રવાહોથી જરા યે અજ્ઞાત નથી !

## ૨

# ભવોભવની દાસી !

પણ બાને શી ખબર કે આ વેરાનમાં એવી કોઈ લીલોતરીએ દેખા દીધી જ નથી. વળી એ આધુનિક પ્રેમનાં દર્શન લડત દરમિયાન દોડતાં દોડતાં ક્યાં નથાં થયાં ? બિચારો રમેશ !

પકડાવા ટાણે કે પોલીસોની લાઠીઓ સામે માથું ભંગાવવા ટાણે રમેશ કદી પાછળ નથી રહ્યો. પણ જ્યારે જેલમાંથી છૂટીને આરામના કાળમાં અમે બધા સિદ્ધાંતોની ચર્ચામાં કે ગામડાની સેવામાં પગ ઘસતા હતા ત્યારે રમેશ કન્યાછાત્રાલયનાં પગથિયાં પાવન કરતો હતો. જતો હતો એમાં ખોટું યે શું હતું ? વીણાનાં માબાપ રહેતાં હતાં રમેશના જ ગામડામાં. માબાપના સંદેશા વીણાને પહોંચાડવા અને વીણાના મોઢામોઢના સમાચાર માબાપને પહોંચાડવા એ રમેશ પર આવી પડેલી ફરજ હતી. ફરજમાંથી સંપર્ક વધ્યો અને કહે છે કે સંપર્કમાંથી પ્રેમ જન્મે છે. રમેશની ધરતી ઠીક ઠીક ફળદ્રુપ હતી. થોડા વખતમાં એને હૈયે પ્રેમવૃક્ષની ડાળીઓ શીળે વાયરે ઝૂલવા લાગી.

ચારછ માસે રમેશવીણા મળે છે ત્યારે વાતો, વાતો, વાતો. હાસ્યમસ્તીના ધોધ ઊડે છે. દિવસો પલકમાં વીતે છે. જેલમાં જઈએ ત્યારે અખૂટ પત્રલેખન. બરાકમાં પૂરી દીધા પછી અંધારામાં યે લખાલખ. કોઈ અગમ્ય પ્રકાશ મળતો હશે ત્યારે જ લખાતું હશે ને ? વીણાના તો લિફાફા આવે છે. એવે સમયે રમેશને ખોરાક ઘટી વાચન અને વજન બન્ને વધી જાય છે.

પેલો ચૂની ભારે ટીખળી છે. રમેશ રસોડે ભથ્થું (રાશન) લેવા ગયો છે ત્યારે એની પથારી ખોલી એક કાગળ તફડાવી લાવ્યો છે. વીણાનો જ કાગળ. ભસ પાકી. ખોરાક દેખતાં કાગડા ઊતરી પડે એમ ખરાકના ખૂણામાં અમે ટોળે વળ્યા છીએ અને વીણાના કાગળને ઠોલી રહ્યા છીએ : 'પ્રિય પ્રાણેશ' વગેરે લાંબીલચ શરૂઆત. અમે તો સાંભળ્યા યે નથી તેવા શબ્દો આ ત્રણ વેંતની છોકરીને કયાંથી આવડી ગયા ? ભોટ જ છીએ ને અમે !

પણ પ્રશંસાનો પાર ન આવે એવું તો કેટલું યે બાકી છે. પ્રશંસાનું મહાભારત લખાવવા ગણેશ અને વ્યાસને જ બોલાવવા પડે.

'તમારી સાથે વનજંગલો અને ખીણોકોતરોમાં હાથમાં હાથ મિલાવીને ભમવા તૈયાર છું...બળબળતા વેરાનમાં કે ઘૂઘવતા સાગરમાં યે તમારો સાથ મને બસ થઈ પડશે...તમારું કાર્ય એ મારું કાર્ય, મારો જીવન–આરામ. તમે મારા ચંદ્ર, હું તમારી ચકોરી. તમે મારા નાવિક, હું તમારી નૈયા...તમે મળો પછી મારે શું જોઈએ ? તમે મારું સર્વસ્વ !...ભવોભવ તમે મારા હૈયાના હાર રહેજો. હું તમારી ચરણરજ થઈને રહીશ.'

અહો હો હો ! કેટલુંક તો સમજી યે નહિ શકાય. વીણા આવું લખે છે ત્યારે રમેશ તો કોણ જાણે કેવું યે લખતો હશે ! રમેશ પ્રત્યે માન વધી ગયું.

ઘાએ આવેલ ભમરડાને ઘોયાં મારે તેમ જમતી વખતે સૈનિકો રમેશ પર તૂટી પડયા છે. કાગળના શબ્દે શબ્દને વીણીને આડકતરા કટાક્ષ ને મિચકારા મારી રહ્યા છે. ચંદ્ર, ચકોરી, નાવિક, નૈયા શબ્દોના તો ગભારા ચડયા. ધૂનમાં રોટલો–દાળ ચડાવી રહેલ રમેશને તો ભાન પણ નથી.

ટીખળ વધતી ચાલી. રમેશને ખ્યાલ આવી ગયો. મને દયા આવી. પણ આ શું ? વાતવાતમાં ખિજાઈ ઊઠતા રમેશના ગાલ પર

તો આ મશ્કરીઓથી ચૂમકીઓ ઊડી આવે છે. પ્રેમની દુનિયાનો એવો નિયમ હશે? આપણે તો અજાણ્યા ને આંધળા બરોબર.

લડતનાં ચાર વર્ષ પસાર. રમેશ–વીણાનાં પ્રેમવહન પણ ધીમેધીમે પસાર. હવે તો વીણા કૉલેજમાં પહોંચી છે. અમારામાં રમેશ ભાગ્યશાળી ગણાય છે.

અમે સૌ મનગમતા રાષ્ટ્રકાર્યમાં લાગી ગયા છીએ. રમેશ બેચાર મિત્રો સાથે ગામડામાં ખાદીકામે લાગી ગયો છે. પ્રેમની હૂંફથી એની કાર્યશિખા જ્વલંત હોવાના સમાચાર મળ્યે જાય છે.

'કનુભાઈ......ટપાલ લેજો...' ટપાલીએ બારણું ખખડાવ્યું.

'વાહ, 'शुभ लग्नपत्रिका' મારા નામ પર?'

આંખ સાચું જ વાંચી રહી છે?

રમેશનાં કોઈ કાન્તા પરીખ સાથે શુભ લગ્ન! વીણાએ નામ તો નહીં બદલ્યું હોય? કાવ્યમય નામ છોડવા જેવી ગાંડી આધુનિક છોકરી હોય નહિ.

સંશય ટાળવા લગ્નમાં જવું જ પડશે.

કાન્તા પરીખનાં માબાપ સામે ચાલીને રમેશને ગામ લગ્ન કરવા આવ્યાં છે. વીણા પણ લગ્નવ્યવસ્થામાં દોડા કરી રહી છે. લગ્નની ધમાલ બોલી રહી છે. આનંદ વર્તી રહ્યો છે. રમેશના મુખ પર પણ સુરખી લહેરી રહી છે. હું જ એક અભાગિયો સંશયવમળને ચકરાવે ચડી સૂનમૂન એક ખૂણામાં બેઠો છું. રમેશને મોઢે તો કેમ પુછાય?

આજે હિંમત આવી પહોંચ્યો છે. રમેશનો કાર્યસાથી. મોડી રાતે સૌ જંપી ગયાં છે. ત્યારે હિંમતને ઢંઢોળ્યોઃ 'ભાઈ! વાત તો કર આ ગોટાળાની! વિચારવમળે ઊંઘ પણ નથી આવતી.'

'અરે ભાઈ! લાંબો ઇતિહાસ છે એ તો.' કહીને એણે સવાર સુધી વાતો કરી. આંખનું મટકું યે માર્યા વગર સાંભળ્યે ગયોઃ

કોલેજમાં ગયા પછી વીણાના કાગળોમાં ઓટ આવવા લાગી. રમેશ ખાદીકામમાંથી વખત મેળવીને તેની પાસે આંટો મારવા જતો ત્યારે આનંદગોષ્ટિને બદલે ચર્ચાએ સ્થાન લેવા માંડયું. શહેરી સંસ્કૃતિ અને ગ્રામીણ સંસ્કૃતિના ધીમે ધીમે સામા મોરચા રચાતા હતા. વીણાના મગજમાં શહેરી સંસ્કૃતિનાં જળ વરસતાં પ્રેમઝરણાએ નવું વહન લીધું અને રમેશનું પ્રેમવૃક્ષ સુકાવા લાગ્યું. વીણાનાં ચંદ્ર અને નાવિક સમયસિદ્ધાંત અનુસાર બદલાઈ ચૂકયાં હતાં. ભવોભવ ચરણ-રજની દાસી થવા માગનાર તથા આંકડા મિલાવી પહાડકોતરમાં આથડવા માટે તૈયાર એ ચકોરીએ લગ્નપ્રસ્તાવ રજૂ કરતાં રમેશ પાસે માગણી મૂકી કે: ગામડું છોડી શહેરમાં આવી વસો તો વિચાર કરી જોઉં.

પહાડકોતરમાં એ ભટકી શકત. ગામડું કાંઈ પહાડકોતર થોડું છે!

રમેશ શહેરમાં વસે ત્યારે પણ વીણા વિચાર કરી જુએ! કયાંક શહેરમાં રહીને પણ રમેશ ગ્રામીણ રહે તો કજોડું થાય ને?

છ છ વર્ષનો પ્રણય, આનંદગોષ્ઠિ, પેલા પ્રેમપત્રો બધું યે ગેબ! કદાચ પ્રેમપત્રોની શાહી જ કાચી હશે.

વીણાનાં માબાપ તો રમેશ સાથે લગ્ન થાય તેમાં રાજી હતાં, પણ છેવટ વીણાએ રમેશને સંભળાવી દીધું: આપણા વિચારોનો મેળ નહિ ખાય. મિત્રો થઈને જ રહીએ તે સારું છે.

ખાદીકામના તાણાવાણામાં જેણે વીણાને વણી હતી તે રમેશને આ નિર્ણયથી કારી ઘા વાગ્યો. જીવન સૂમસામ ને નીરસ બની ગયું. એક માત્ર જીવન–આધાર ખોઈ બેસતાં સંસાર ત્યાગી જવાના ઘોડા ઘડવા લાગ્યો. હિંમત આશ્વાસન આપતો રહ્યો. એમ તો માનસશાસ્ત્ર અનુસાર પ્રેમ શી ચીજ છે તેના વિવરણ સાથે વીણા પણ આશ્વાસન આપવા આવી પહોંચતી. પ્રેયસી મટી મિત્ર બની હતી ને! પ્રેમની કૂણી માટીમાંથી કદાચ ગમે ત્યારે ગમે તે ઘાટ થઈ શકતા હશે!

અચાનક કાન્તાને લઇને તેનાં માબાપ રમેશને ગામ આવી પહોંચ્યાં. જુવાન ગમી ગયો. હિંમત પાસે પ્રસ્તાવ મુકાયો. હિંમતે સિફતથી માર્ગ કાઢ્યો. સાંજે એકલા ફરવા જતા રમેશ સાથે કાન્તા જવા લાગી. એક કરતાં બે ભલાં ! ખાદીકામમાં યે રસ લેવા લાગી. એક જ માસને અંતે વેરાનમાં ભમતું રમેશનું પ્રેમપંખી હળવેથી કાન્તાની હૃદયગુફામાં લપાઈ ગયું. જાહેર રીતે રમેશનો પ્રેમહાર કાન્તાને ગળે જઈ પડ્યો. હાર તો જડ વસ્તુ છે. ગમે ત્યાં પહેરાવી શકાય. માત્ર ગળું જોઇએ. સફળ દોરીસંચાર માટે કાન્તા તેમ જ રમેશે હિંમતનો આભાર માન્યો.

**સૂતા જાગો રે તમે કાન્તા વહુના કંથ**
**કે વાણલા ભલાં વાયાં રે !**

જાનડીઓનાં પ્રભાતિયાં સંભળાયાં અને અમારી નિદ્રા શરૂ થઈ.

રંગેચંગે રમેશકાન્તાનાં લગ્ન પતી ગયાં. મિત્ર વીણાએ વરવધૂનાં ઓવારણાં લીધાં. રાષ્ટ્રકાર્યમાં સ્ત્રીસૈનિકની ભરતી કરનાર રમેશને શુભ જીવનપંથના આશીર્વાદ આપી અમે સૌ ચાલી નીકળ્યા.

'ઇચ્છાવરનાં લગન' કરવાની હા પાડનાર બાને આ વાત સંભળાવી દઉં !

નહિ લખવા દે સુખે આ ચોટલામંડળ !

'આ ઝમકુભાભુનો લાભુ તો રાક્ષસ પાકચો છે. પરણીને આવ્યો તે દીથી વહુ વિના કાંઈ જોતો નથી. ને વહુની ભંભેરણીથી સગી માને યે ગાળો દેતો બાઝવા ઊઠે છે. આજે તો કહે છે કે લોટાનો છૂટો ઘા કરીને માનો લમણો ચીરી નાખ્યો છે.' પાડોશી રંભાબહેન બોલી રહ્યાં હતાં.

કંચનમાસીએ વાતને ઉપાડી લીધીઃ 'અરે બેન ! આ જમાનાનાં છોકરાં. વનાશેઠે દમડી દમડી ભેગી કરીને ફૂલચંદને પરણાવ્યો ને આજે નોખો થઇને બેઠો છે. વહુ કહે છે કે એ ગંધારા ડોસાનાં ગૂમૂતર મારાથી સાફ નહિ થાય. બિચારે ડોસે ગાંઠનાં ગોપીચંદન ગુમાવ્યાં.

કહે છે કે બે દી ડોસો ઘરમાં ભૂખે પડ્યો રહ્યો પછી પાંજરાપોળ-વાળાને ખબર પડતાં ઘેર આવીને રોટલા દઈ ગયા.'

'અરરર માડી! આવાં છોરુ પાકતાં હશે? આ કરતાં તો પેટે પાણા પડતા હોય તો શું ખોટું?' રંભાબેને જીભડો કાઢી કહ્યું.

સૌને અંતે મારી બા બોલ્યાં: 'અરે બાઈ, કાંઈ ખેતરે ખેતરે દીંગારા થોડા પાકતા હશે? આ મારો મોટો જુઓ ને? પાંત્રીસ વરસનો થયો. પ્હેલાં પાંચ કમાતો અને આજે પાંચસો કમાય છે. સાંજ પડ્યે મારા હાથમાં કમાણી મૂકી દે. નથી કોઈ દી વેણ ઉથાપ્યું કે નથી કદી આમન્યા લોપી. આવા ગંગેવ દીકરાને તો દેખીને ય આંતરડી આશીર્વાદ દઈ ઊઠે.'

રંભાબેને કહ્યું: 'એ તો પરણ્યો નથી એટલે. આ નાનો કનુ પરણે પછી કરી જોજો ને પારખાં!'

સૌ વીખરાયાં. મેં વાતને પકડી લીધી. બાને કહ્યું: 'બા, પરણાવીને મને લાભુ ને ફૂલા જેવો જ કરવો છે ને? એ કરતાં તો મોટા ભાઈ જેવો રહેવા દો ને?'

'અરે માડી, વંશવેલાનો ય વિચાર કરવો જોઈએ ને! અને કુળકુટુંબ, માબાપ જોઈને વહુ લાવીએ તો કાંઈ વરઝોળા ન થાય.' કહીને બાએ તાજા જ આવેલા વઢવાણના માગાની વાત કરી. છોકરી અંગ્રેજી ભણી છે, એટલે સુધરેલી પણ ગણાય ને? કુળવંશ તો સાત પેઢીથી વખણાય છે!

ચર્ચા ઉખેળીને પડ પાણા પગ પર—મારાથી ક્યાં થઈ ગયું? સાંજની સભાને બહાને છટકી ગયો.

ઘેરથી પણ થોડા સમય માટે છટકવું પડશે. ક્યાંક બહારગામ જવાનું થાય તો પછી વકીલની પેઠે કેસની મુદત પર મુદત નાખતા જવાશે.

3

# ફૂંડું ને કથરોટ

**લીંબડીથી** રસિકનો કાગળ આવ્યો છે. ખાસ્સાં દસ પાનાં ભરીને. સિદ્ધાંતચર્ચા, સિદ્ધાંતચર્ચા. હરિજન આશ્રમવાળા વિનુભાઈના સિદ્ધાંતવેડાથી કંટાળીને પોતાને ગામ પાછો આવતો રહ્યો છે. છેવટ સિદ્ધાંતે સિદ્ધાંત ભટકાયા કે શું ? એક લીટીમાં લખ્યું છેઃ 'મહા સુદ પૂનમે મારાં લગ્ન છે. બની શકે તો જરૂર આવશો.'

ગાંડો જ છે ને ? નકામી વાતનો આરો નથી. મુખ્ય વાત લીટીમાં પતાવી છે. મારે તો ડૂબતાને તણખલું મળી ગયું.

'બા, રસિકના લગ્નમાં જવું પડશે.' બાએ હસીને હા પાડી. ઢોલનગારાં ને વરઘોડો જોઈ નાનાં બાળક વરઘોડાની હઠ લે છે તેમ લગ્ન નીરખીને મને ય કદાચ હોંશ થશે એવી બાને લાલચ હોવા સંભવ ખરો !

રસિક અમારા મિત્રમંડળમાં સૌથી નાનો. જેલમાં અમારે બન્નેને ઠીક ઠીક સાથે રહેવાનું થયું છે. મારા પર ઠીક ભાવ રાખે છે. ભાવુક ખરો. એને ય વળી પ્રેમનું લફરું વળગી પડ્યું છે. બધી વાતથી મને વાકેફ રાખતો રહ્યો છે. એની જ બહેનની બહેનપણી કુસુમ સાથે પ્રેમ બંધાયો હતો. કુટુંબીઓ પણ રાજી છે. છોકરી ભણેલીગણેલી, સિદ્ધાંતવાદી ને રાષ્ટ્રીય માનસવાળી છે. કામની તમન્ના યે સારી છે.

આ તે કાંઈ લગ્ન છે ? ઢોલનગારાં તો ઘેર ગયાં, પણ ઘરમાં અમે તેડાવેલા ચાર મિત્રો ડાઘુની જેમ આંટા મારીએ છીએ. સગાં-

વહાલાંને લગ્નસમાચાર મોકલવા સાથે હાજર રહેવાની ના પાડી છે. રાષ્ટ્રના ધનનો નકામો વ્યય કરવો ?

શહેરમાં રહેતાં સગાંવહાલાંનાં બૈરાં ગીત ગાવા આવ્યાં તો સંભળાવ્યું કે 'લગ્ન એ તો ગંભીર પ્રસંગ છે. એ વખતે આનંદમંગળનાં ગીત ન શોભે.' બૈરાં મોઢામાં આંગળાં નાખતાં ચાલ્યાં ગયાં.

પ્રાતઃકાળે ચાર વાગે ઉત્થાન, દંતધાવન, સ્નાન, ધ્યાન. દિવસે જાહેર કામકાજ. સંધ્યાકાળે પ્રાર્થના વગેરે ચાલુ છે. આશ્રમ છોડયો પણ અસર નથી ગઈ લાગતી. ધ્યાનપ્રાર્થનામાં કુસુમનો સાથ પણ મળી ગયો છે.

આવતી કાલે જ લગ્ન છે, પણ જાણે હજી પાંચ વર્ષ બાદ થવાનાં હોય તેવી સ્વસ્થતા છે.

લગ્નને દિવસે વરઘોડિયાંએ ઉપવાસ કર્યા છે. અમને રોટલાશાકનું જેલભોજન મળશે. 'વરને પરણ્યાના કોડ, જાનૈયાને જમ્યાના કોડ.' એ કહેવતને ખોટી પાડી છે. સાંજટાણે સૂતરનાં હારકંકણ પહેરીને પરણવા બેઠેલાં વરઘોડિયાંનાં મુખ પર ફાંસીની સજા સાંભળવા આવેલ કેદીઓની ગંભીરતા છે.

અર્ધા કલાકમાં લગ્નવિધિ પતી ગઈ. હજી સુધી પરણવાની ઈચ્છા ઝબકી નથી. પણ પ્રેમ સહિતનાં યે લગ્ન જો આવાં સૂકાંખંખ થતાં હોય તો આવતા સાત ભવમાં યે પરણવાની આશા ન થજો.

મોડી રાતે રસિક ખીલ્યો છે. કુસુમ સાથે કેવો સિદ્ધાંતમેળ થયો છે તે વર્ણવી રહ્યો છે. કંટાળ્યો આ ઝીણવટથી. 'વિનુભાઈ સાથે કેમ ન ફાવ્યું એ તો કહે!' મેં વાત પલટી.

'વિનુભાઈ અને રમાબેનના સિદ્ધાંતના વેવલાવેડા, બીજું શું ? ડગલે ને પગલે બસ સિદ્ધાંતચર્ચા, સિદ્ધાંતચર્ચા. મનમાં કાંઈક અને બોલે પણ કાંઈક.' એક સિદ્ધાંતવાદી બીજા સિદ્ધાંતવાદીનું વર્ણન કરતો હતો. ઠૂંઠું કથરોટને હસતું હતું.

બહારથી તો વિનુભાઈ મૂંડો કરાવી પોતડીબાંડિયું પહેરે છે, પણ રસ બધો અંદર ઊતરી ગયો છે. ખાવાના એટલા શોખીન કે ન પૂછો વાત. ઉપવાસ કર્યા વગર ચાલે નહિ અને તે દિવસે લાડુજલેબી મળી જાય તો ઉપવાસને ધકેલતાં વાર નહિ.

રમાબહેનને પૂરણપોળી કરવાનું કહે ને થાય ચર્ચા. દેશની કંગાલ હાલતમાં પૂરણપોળી ખાવામાં ન માનનાર રમાબેનથી રાંધીને ય એ પાપ કેમ વહોરાય? આર્યગૃહિણીએ પતિનું વચન માનવું જોઈએ એમ વિનુભાઇનું કલાકનું ભાષણ શરૂ થાય. પતિને પાપમાં સાથ ન આપવો એવો રાષ્ટ્રીય પત્ની રમાબેનનો જવાબ મળે. બપોરના બાર વાગી જાય. ચૂલામાં ઉંદર આળોટતા હોય. છેવટ આશ્રય લેવાય આશ્રમના રસોડાનો. વધ્યુંઘટ્યું ખાવું પડે. કદાચ શાક વધ્યું યે ન હોય અને રોટલી બળેલી જ બાકી રહી હોય.

ઘેર પુત્રપ્રસવ થયો અને રસવેત્તા વિનુભાઈએ નામ પાડ્યું કૃષ્ણચંદ્ર. ગામડાંનાં લોકો કરસનિયો કહીને બોલાવે તે પહેલાં રમાબેને વિરોધ કર્યો કેઃ કૃષ્ણ તો વ્યભિચારી હતા. મારા દીકરાનું એવું નામ નથી પાડવું. એમણે નામ પાડ્યું બુદ્ધચંદ્ર.

ચંદ્ર તો રહ્યું જ. ચંદ્રને સત્તાવીસ પત્ની હતી એ રમાબેનના ધ્યાનની બહાર હશે. લોકોએ સમજીને જ ચંદ્ર ઉડાડી 'બુધિયો' કહેવું શરૂ કરી દીધું.

ગામડા ગામમાં રહેવું, લોકો તદ્દન જૂનવાણી છતાં ય વિનુભાઈ એમનાં પત્ની રમાબેનને "રમાબેન" કહીને જ બોલાવે. અને રમાબેન એમને "વિનુભાઈ" કહીને જ બોલાવે. ગામડાનાં સ્ત્રીપુરુષો તો ચર્ચા કર્યા કરે કેઃ 'આ ભાયડાબાયડીને તે લાજ શરમ છે કે નહિ? એકબીજાને બાઇબેન કહેવું હતું તો પરણ્યાં શીદ ને!'

એક દિવસ પેલો ભારાડી હરિશંકર વિનુભાઈ પાસે આવી ગંભીર મોં રાખી કહેઃ "મારો નાનો ભાઈ લાભશંકર આ વર્ષે જ

મેટ્રિક પાસ થયો. ભારે હોશિયાર છે. તમને ઠીક લાગે તો તમારાં આ રમાબેન સાથે જ એનાં લગ્ન કરીએ. રમાબેન પણ ઉમરલાયક થયાં છે."

ધૂંવાંપૂંવાં થતાં વિનુભાઇ કહેઃ "એ તો મારાં પત્ની છે, શરમાતા નથી? તમે લોકો તો......"

હરિશંકર કહેઃ "અમને શી ખબર પડે ભાઈ! તમે એકબીજાને ભાઇબેન કહો છો એથી અમે જાણ્યું કે તમારાં બેન હશે."

ફરીને વિનુભાઇ બરાડયાઃ "તમે લોકો તો......"

હરિશંકર કહેઃ "હેં વિનુભાઈ! 'તમે લોકો,' 'તમે લોકો' તમે કર્યા કરો છો તે તમે લોક નહિ ને ઢોર છો?"

વિનુભાઇને ખીજવીને માંડ હરિશંકર બહાર ગયો.

એક વખત અમે પ્રવાસે ગયા. વિનુભાઇને રોજ કાંતવાની અડગ ટેક. પણ પ્રવાસમાં વાતો આડે કાંતવાનું સૂઝે તો ને! ત્રણ ચાર દિવસ એમને ન કાંતતા જોઈને મેં પૂછ્યુંઃ "હેં વિનુભાઈ! તમે ત્રણ ચાર દિવસથી કાંત્યું તો નથી? નિયમભંગ માટે પ્રવાસ દરમિયાન ઉપવાસ કરશો તો પ્રવાસ કેમ ખેંચાશે?" વિનુભાઈ કહેઃ "રસિક! વ્રતનો નિયમભંગ કરું તો ઉપવાસ કરવા પડે ને!"

મેં કહ્યુંઃ "ત્રણ ચાર દિવસથી રેંટિયાને તમે હાથ જ ક્યાં અડાડયો છે?"

વિનુભાઈ કહેઃ "ગાંડો રે ગાંડો! મેં ચાર દિવસ પહેલાં જ રમાબેનને લખી નાખ્યું છે કે પ્રવાસ દરમિયાન મારાથી નિયમિત નહિ કંતાય માટે એક આંટી તમે વધારે કાંતી લેજો."

ગુરુજીના સિદ્ધાન્ત શિષ્યોમાં ન ઊતરે તો ગુરુ ગુરુ શાના અને ચેલા ચેલા શાના! જમ્યા પછી તપેલાં માંજતાં આશ્રમના વિદ્યાર્થીઓ ચર્ચાએ ચડે કે "જમ્યા પછી તરત જ વાસણ માંજવાં

એ યોગ્ય છે કે નહિ? એથી પેટમાં પડેલું અન્ન પચે કે ખળભળી ઊઠે?" જમ્યા પછી તો શરીરમનને દોઢ કલાક શાંતિ આપવી જોઈએ, તો જ ભોજનનું અમૃત થાય—એમ ઠરાવી તપેલાં પડતાં મૂકી વિદ્યાર્થીઓ આશ્રમમાં પોઢી જાય ને સાંજે રાંધવા ટાણે તપેલાં માંજવા દોડે. ત્યારે પેટ ભૂખ્યાં હોય એટલે ચર્ચા તો ચાલે જ કે "ભૂખ્યે પેટે તપેલાં માંજવાથી ફાયદો કે નુકસાન?"

વિનુભાઈ–રમાબેન સિદ્ધાંતની ચોરીએ જ ફેરા ફર્યાં હતાં. ઉંમર સાથે સિદ્ધાંત વિકસતો જ રહ્યો લાગે છે. મારો ડર સાચો પડયો લાગે છે.

રસિકને નિદ્રા ઘેરી વળી ને મને વિનુભાઈના સિદ્ધાંતજીવનનાં સંભારણાં વીંટળાઈ વળ્યાં.

૪

## સિદ્ધાંતવાદીનું રસજીવન

કેટલાં વર્ષ પહેલાંની વાત! વિનુભાઇ અને હું એક જ છાત્રાલયમાં રહી અભ્યાસ કરતા. ભાગ્યજોગે એક જ ઓરડીમાં ભેગા થઈ ગયેલા. હું જ્યારે અભ્યાસનાં થોથાં ઉપરાંત રામતીર્થ, વિવેકાનંદ અને સરસ્વતીચંદ્રનાં ચોપડાં વાંચતો હતો ત્યારે વિનુભાઈ તો મોટા મોટા પ્રોફેસરો સાથે શેલી ને કીટ્સ, થોરો ને રસ્કિન, હ્યુગો ને ટોલ્સ્ટોયનાં પુસ્તકો અને સિદ્ધાંતોની ગહનગહન ચર્ચા કરતા હતા. અહોહોહો, કેટલું બધું વાંચન, કેટલી ચર્ચા, કેટકેટલું લેખન! શો ભાર ઊપડતો હશે? તેથી જ કદાચ મૂંડો કરાવીને વાળનો ભાર તથા પોતડી-બાંડિયું પહેરીને કપડાંનો ભાર ઓછો રાખતા હશે! ચાલ પણ તેથી જ ધીમી પડી ગઈ હશે.

'સરખેસરખાં મળ્યાં ને ભવના ફેરા ટળ્યા !' જમીને રસોડા બહાર નીકળ્યા ત્યારે એક વિદ્યાર્થી બોલી ઊઠયો.

'જામી મજાની શી જોડ...' ગામડામાંથી હમણાં જ આવેલા વિદ્યાર્થીએ નાટકી લટકા સાથે ગીત ગાવું શરૂ કર્યું.

વાતાવરણ વધતું ચાલ્યું. છે શું આ બધું ? એક ગુપ્તચર વિદ્યાર્થી તાજા સમાચાર મેળવી લાવ્યો છે કે પેલી સાધુડી રમાને એક વર્ષ ભણાવવાનું વિનુભાઈને સોંપાયું છે !

હમણાં જ અહીં આવી વસેલ કચ્છી કુટુંબની છોકરીની વાત થાય છે ? સાધુડી જેવી છે એમાં ના નહિ. આશ્રમમાં રહી આવી છે ને ? એનાં કપડાંએ રંગ તો દીઠો જ નથી. આખો દિવસ ડાચું દીવેલ પીધા જેવું કરીને ફર્યા કરે છે અને વાતો કરતાં કરતાં યે આંખો ઊંડી ઉતારી જાય છે. જાણે હમણાં સમાધિમાં પડી જશે કે શું ? શરીર પણ કદાવર છે.

છોકરીઓથી નાસતા વિનુભાઈ પર આ આફત કયાં આવી પડી ?

'કનુ, આજથી રિસેસ (બપોરની રજાનો સમય) ઓરડીએ જ ગાળજે ને ?'

મેં પૂછ્યું: 'કેમ વિનુભાઈ ?'

'પેલા કચ્છી કુટુંબની રમાને ભણાવવાનું આચાર્યજીએ મને સોંપ્યું છે. એક વર્ષમાં બે ધોરણ કરાવવાનાં છે.'

કદાવર કચ્છી છોકરી કદાચ ઝગડી પડે એટલે મારી હાજરીની જરૂર હશે ? વાંધો નહિ. મારી કસરતની લાકડી ઓરડીમાં જ પડી છે.

હું વિજ્ઞાન અને અર્થશાસ્ત્ર વાંચું છું. વિનુભાઈ વ્યાકરણ અને અંગ્રેજી શીખવી રહ્યા છે. સ્પેલીંગોની ગોખાગોખ ઝપાટાબંધ થવા લાગી છે.

અરે ! આવું તો અમારા ભણતરમાં કયાંયે નથી આવ્યું ! કવિ કાલિદાસની શકુંતલા અને યક્ષ, કવિ ભવભૂતિના ઉત્તરરામચરિતથી

માંડીને સરસ્વતીચંદ્રનાં કુસુમકુમુદ અને મુનશીનાં મીનળમંજરી રમાબેનના ભણતરમાં ક્યાંથી આવવા લાગ્યાં? ક્યારેક ટોલ્સ્ટોયની 'એન્ના કેરેનીના' અને વિકટર હ્યુગોના 'લા મીઝરેબ્લા' વાળી 'ફાઝેટ' પણ ટપકી પડે છે. કેટલી રસિક બાનીમાં વિનુભાઈ વ્યાખ્યાન આપી રહ્યા છે ને રમાબેન સાંભળી રહ્યાં છે! 'સુહિણી-મેહાર' અને 'શેણી–વિજાણંદ'ની કથાઓ પણ કહેવાય છે. આવું ભણવાનું હોય તો બે ધોરણ પાછા જવામાં ખોટું નહિ.

પાટલીએ બેસીને ભણાવતા વિનુભાઈ હવે રમાબેનની પડખે બેસે છે.

પ્રેમાનંદનું નળદમયંતી-આખ્યાન અને શામળનો અંગદવિષ્ટિ-સંવાદ અમે કાવ્યોમાં ભણેલા. રમાબેનને ભાગે તો 'પ્રિયાને,' 'વિરહિણી,' 'વાસવદત્તા,' 'એકાકી ચંદ્ર' એવાં કાવ્યો ટપકી પડયાં છે. વિનુભાઈએ થોરો અને રોમે રોલાં પાછળ આ બધાં પ્રિયા અને ચંદ્ર ક્યાં છુપાવીને રાખેલાં એ તો ખબર જ નથી પડવા દીધી.

'કનુ, હમણાં તું માથામાં તેલ કયું નાખે છે?'

'પરફ્યુમ્ડ કેસ્ટર ઑઇલ.'

'તેલ તો સુગંધિત છે, પણ તને વાળ ક્યાં ઓળતાં આવડે છે! સાવ અલગારી! લાવ ઓળી દઉં.'

આરસીમાં જોઉં તો સીધા સ્ટેજ પર જતાં રાજાપાઠ આપી દે એવાં પટિયાં પાડી દીધાં છે. વિનુભાઈમાં કેટલીક કળા તો અંદર જ સમાઈને પડી લાગે છે. એમના માથા પર નજર નાખતાં થોડાક વાળ વધેલા લાગ્યા. આગ્રહ કરતાં એવડા વાળમાં એમણે પણ તેલ નાખ્યું. વિનુભાઈ કાંઈક બદલાતા જતા લાગે છે.

'પહેલાં અગરબત્તી લાવતો તે સારી હતી; હમણાં બરાબર નથી આવતી.' વિનુભાઈએ રિસેસ વખતે અગરબત્તી સળગાવતાં કહ્યું. પહેલાં તો હું શોખીન જીવડો અગરબત્તી સળગાવતો ત્યારે નિરર્થક ખર્ચની એ વાતો કરતા હતા.

મારી પાટલી પરની ફૂલદાનીમાંથી સુંદરમાં સુંદર ફૂલ પણ હમણાં ચોરાઈ જાય છે. અમારી ઓરડીમાં વળી કયો ચોર પહોંચ્યો હશે?

'આજે પૂનેમની ચાંદની ખીલી ઊઠી છે. ફરવા જશું? તું આવ તો રમાબેનને પણ લઈએ.' વિનુભાઈએ કહ્યું. રમાબેનને સાથે ફરવા લેવામાં મારી શી જરૂર હશે? વિનુભાઈ રમાબેનથી ડરે છે કે રાતથી?

ગાઉ દૂર આવેલ ચંદન–તળાવ અમે બે કલાકમાં ઘણી યે વાર ફરીને આવી જતા. આજે તો પાસેના જડેશ્વરની ટેકરી પર પહોંચતાં યે રમાબેન સાથે ચર્ચાઓ કરતા વિનુભાઈએ દોઢ કલાક કાઢી નાખ્યો. અને પૂછીને પગલાં માંડતા વિનુભાઈ ઠેકડાં કાં મારે? આવડતા યે નથી. થનગનાટનો ક્યાં પાર છે? ગંભીર ચર્ચાને સ્થાને હાસ્યઠઠ્ઠા પણ આવી પહોંચ્યાં છે.

ટેકરીએ જઈને અમે વડની ડાળીઓ પર જઈ બેઠાં.

વડવાઈઓ ઝાલીને રમાબેને નીચે ઠેકડો માર્યો. વિનુભાઈએ પણ ભૂસકો મારી દોટ મૂકી રમાબેનને પકડી લીધાં. સાતતાળી–દા રમતાં લાગે છે. હું જોઈ જ રહ્યો છું.

'કેમ કનુ, કાંઈ બોલતો નથી?' રમીને પાછા બેસતાં વિનુભાઈએ પૂછ્યું.

'જોવાનું ક્યાં ઓછું છે તે બોલવું?'

'હા, જો ને, આ ચાંદો વાદળીઓ સાથે સંતાકૂકડી રમી રહ્યો છે.'

મને તો વાદળાં જ ધસતાં લાગે છે અને ચંદ્ર તો કલાકના ૧૫ અંશની ઝડપથી જ ખસતો લાગે છે.

'પેલી રૂપમતી જાણે સાગરરાણાને મળવા દોડી રહી છે.'

મને તો એ કાંઠામાં પાણી જ ચાલ્યાં જતાં દેખાય છે.

'વૃક્ષનાં પાંદડાં જાણે વાયુ સાથે ગેલ કરી હસી રહ્યાં છે.'

અને તો ખડખડ કાંકરા ઘસાતા હોય તેવો અવાજ સંભળાય છે.

'કેમ હજી યે કાંઈ બોલતો નથી? કાંઈક ગા ને.'

'આટલાં બધાં બોલતાંગાતાં હોય પછી આપણે ગાઈને ખલેલ ક્યાં પહોંચાડવી?'

'હા, સમસ્ત વિશ્વ જાણે ગાઈ રહ્યું છે.' કહેતાં વિનુભાઈ જ ગાવા લાગ્યા—'પ્રેમરસ પાને તું મોરના પિચ્છધર—' શિયાળાની આવી ઠંડી રાતે વિનુભાઇને પ્રેમરસની તરસ વળી ક્યાંથી લાગી?

વર્ષ પસાર. રમાબેન બન્ને ધોરણમાં પસાર.

'કનુ, આજથી હવે ભણાવવાની લપ ગઈ.'

'હા, મારે પણ રણજિત અને હરીશને વ્યાકરણ-અંગ્રેજી ભણાવવાનું પત્યું.'

'હું બહાર જાઉં છું. રમાબેન આવે તો કહેજે કે હું નથી અને હમણાં ઓરડીએ આવવાનો યે નથી. આપણે ને એને શું? સાંજે જમવા વખતે આવીશ.'

પા કલાકમાં વિનુભાઈ ઓરડી પર ત્રણ આંટા મારી ગયા. એક વખત ચોપડી, બીજી વખત નોટ અને ત્રીજી વખત શોધીશોધીને સૂતરની આંટી લઈ ગયા.

'વિનુભાઈ છે?' રમાબેન આવી પહોંચ્યાં.

'ના, સાંજ સુધી આવવાના નથી તેમ કહેતા ગયા છે.'

'આ કાવ્યની નોટ લેતી જાઉં છું. હું આવી હતી તેમ કહેતા નહિ.'

બન્ને આમ છટક્યા કાં કરે? રમાબેન બહાર નીકળતાં હતાં ત્યાં જ પાછા વિનુભાઇ આવી પહોંચ્યા. શાળાએથી દોઢ કલાકે હું પાછો ફર્યો ત્યારે પણ બન્ને બહાર ઊભાં ઊભાં જ વાતો કરી રહ્યાં હતાં.

વિનુભાઈનાં ઉપવાસ–એકટાણાં શરૂ થયાં છે. કાંઈક દોષના

પ્રાયશ્ચિતરૂપે ઉપવાસ છે. આપણા સમજણપ્રદેશની બહારની વસ્તુ એ તો. નહિ પૂછી શકાય.

અલબત્ત. પાસે રહેતાં અમારાં કંકુમા સોગંદ દઇને આગ્રહ કરે છે ત્યારે એકાદ જલેબી કે પત્તરવેલિયું ખાવા બેસીને બાર બાર જલેબીપાતળા વિનુભાઈ ખાઈ નાખે છે.

'નહિ જિવાય રે નહિ જિવાય–ઓહ...ઓહ...' અર્ધી રાત્રે ભીંત સાથે માથું પછાડતા વિનુભાઇ બોલી રહ્યા છે. મારી ઊંઘ બગડી. તેમને પકડી લેતાં મેં કહ્યું: 'હું જીવું છું, બધા વિદ્યાર્થીઓ જીવે છે, આખું જગત જીવે છે ને તમારાથી કેમ નહિ જિવાય?'

'નહિ જિવાય રે...ઓહ...ઓહ...' દોઢ કલાક તેલ ઘસ્યું ત્યારે માથું ઠંડું થયું. આંસુ તો અટકતાં જ નથી. ઘણું પૂછયું ત્યારે પરશુરામ સ્વરૂપે વિનુભાઇ કહેતા હતા: 'પેલાં રમાબેને મને પરણવાનું વચન આપ્યું હતું. છ માસથી તો સંયમ બરાબર પાળતા છતાં ગૃહિણીની જેમ જ મારી સાથે વર્તતી હતી. હવે ના પાડે છે.'

'શો પહાડ આડો આવ્યો?'

'વાતમાં માલ કાંઇ નથી. ઘાઘરી પહેરીને ફરતી હતી તેવડી ઉંમરે આશ્રમમાં બ્રહ્મચર્યનું વ્રત લઈ લીધું છે. તે તોડવું કે નહિ તે માટે એ ગાંધીજીને પુછાવવા માગે છે.'

'પુછાવવા દો ને. ગાંધીજી કાંઈ એવા અણસમજના વ્રતને પકડી રાખવાનું નહિ કહે.'

'જુવાન સ્ત્રીપુરુષોના પ્રેમમાં એ બુઢ્ઢાજી શું સમજે? મને પતિ માન્યા પછી એક પરપુરુષને પૂછવા જાય એનો અર્થ પણ શો? જીવવું છે અમારે સાથે ને વચ્ચે બીજાની શી જરૂર?'

મને કહેવાનું થયું: હજી પરણ્યા તો નથી તે પહેલાં પતિ?

પણ મારું બોલવું ક્યાંક માથાં–પછાડામાં પરિણમે તો વળી બીજા ચાર કલાક બગડે ને ?

રોજ તેઓ મળે છે. કલાકો સુધી ચર્ચાઓ થાય છે. એકલાં ફરવા પણ દૂર દૂર સુધી ચાલ્યાં જાય છે. મહિનામાં પંદર દિવસ વિનુભાઈના માથાં–પછાડા અને તેલઘર્ષણ ચાલ્યા કરે છે. ચાર ચાર માસ વીતી ગયા. સુકાઈને સળી જેવા થઈ ગયા છે. મને 'મેઘદૂત'ની પહેલી કડીમાં રજૂ થતો યક્ષ યાદ આવે છે: ' સોના કેરું સરી ગયું વલય દૂબળા હાથમાંથી. '

' પતાવો ને કાંઈક આમાંથી ?' હું બન્નેને કહું છું. સેવાને કારણે થોડુંક કહેવાનો મને હક્ક મળ્યો છે. વધારે તો કહેવાતું નથી. બુદ્ધ ગાંધી જેમાં ન સમજે તેમાં હું બાળક તો શું સમજું ?

ગાંધીજીનો કાંઈક જવાબ ફરી વળ્યો છે. બન્ને થોડાં થોડાં હસતાં–રમતાં થયાં છે. કાંઈક સમજૂતી થઈ લાગે છે. એક માસ બાદ બન્ને પરણશે. પરણ્યાં પણ ખરાં. મને અણવર થવાનો અધિકાર મળ્યો છે. રમાબેન પણ મારા પર ભાવ રાખે છે. રસોડામાં બેસાડીને ઘણા દિવસ પૂરણ અને મોહનથાળ, મગજ અને સૂતરફેણી ખવડાવ્યાં.

વિનુભાઈ પણ ઓરડીએ આવેલ મીઠાઈમાંથી રોજ ખવરાવી રહ્યા છે.

એક દિવસ મેં કહ્યું: ' આ મીઠાઈમાં રસ નથી આવતો. '

' એમ તે હોય ? રમાએ કરી છે. '

' એમ ક્યાં કહું છું ? મારે તો એક બીજી વાતનો રસ જોઈએ છે.' મેં ચાગ કરતાં કહ્યું.

' પૂછ ને, કઈ વાતનો ? તને હવે ના પડાશે ?'

' પરણવાનું સમાધાન કેમ થયું તે તો કહો ?'

વાત ટૂંકી જ હતી. રમાબેન અખંડ બ્રહ્મચર્યનું વ્રત મહિનામાં

અમુક દિવસ તોડશે, પણ તેટલા દિવસ ઉપવાસ કરશે. વ્રતસિદ્ધાંત સાવ ન તજી શકયાં. સમાધાન કર્યું.

એમના પ્રેમજીવનની વચ્ચે બુઠ્ઠા ગાંઘીને બદલે વ્રતસિદ્ધાંત તો રહ્યાં જ. એ બુઠ્ઠાં હશે કે બાળક ?

આઠ વર્ષ પહેલાંની આ વાત. વ્રતસિદ્ધાંત વિનુભાઈ–રમાબેનના જીવનમાં વિકસતા જ રહ્યા છે. હવે તો તેઓ ઘણા મોટા થઇ ગયા.

ઘેરથી નીકળ્યો ત્યારે વિનુભાઈ પાસે ય આંટો મારતા આવવાનો વિચાર હતો. માંડી વાળવા દે. હવે આ અણુવરને મગજ ને પૂરણ નહિ મળે.

રસિકને ઘેર ઘણા દિવસ નીકળી ગયા. બાળક નાટક ભજવે એવું તેનું સિદ્ધાંતજીવન ફાટી આંખે નીરખી રહ્યો છું; તેમાં જવાનું જ ભૂલી ગયો.

અચાનક **आमंत्रणपत्रिका**એ જગાડયો. મહિના બાદ અમારી શાળાના જૂના વિદ્યાર્થીઓનું સંમેલન રાજકોટમાં ભરાય છે. પહોંચવા દે હમણાં જ. એકાદ સમિતિમાં બેસી જવાશે. બાને મુદત આપી શકાશે. રમેશ, વિનુભાઈ, રસિક વગેરેનાં પ્રેમજીવન જોઇ આંખે નવાં ચશ્માં ચડી ગયાં છે. શાળાના સંમેલનમાં વિદ્યાર્થીબંધુઓનાં પ્રેમજીવન નીરખી શકાશે. ભણતો હતો ત્યારે તો ઘાણીના બળદની પેઠે અભ્યાસના ડાબલા ચડાવી ઊંચી નજર જ કયાં કરી હતી ?

'સિદ્ધાંતના ભારથી જીવન જ કચડાઈ જાય એ ખ્યાલ રાખજે, ભાઈ! પહેલો રૂપિયો, પછી વ્યાજ. રૂપિયો હશે તો વ્યાજ ચાલ્યું આવશે.' જતાં જતાં હિંમત કરીને રસિકને કહી નાખ્યું.

બીજી જ ક્ષણે મને પોતાને પણ કહી દીધું કે: 'હજી ઉંમર નાની છે ત્યાં રખે તું યે ઉપદેશને રસ્તે ચડી જતો. કોઇ અનુભવની ઠોકર વગર પાછા ફરતા નથી.'

૫

# તોળીએ ત્રણ નર તારિયા...

'હંબી...રે હંબી...અલ્યા તને ય પ્રેમ જાગ્યો કે ? રાજકોટ વિદ્યાર્થીસંમેલનમાં જતાં જતાં ટિકિટ કપાવી વચ્ચે જોરાવરનગર કાં ઊતરી પડ્યો ? કોણ ખેંચી રહ્યું છે ?'

'હા, પ્રેમ તો થયો છે એમાં ના નહિ. પેલા મેલાઘેલા અને ખેડ કરી રાતે પાછા ફરતા ખેડૂતોના છોકરા સાથે અભ્યાસ બાદ અહીં એક વર્ષ પરામાં ભાડે રહેલો ને ? મનહર તેમની ગ્રામશાળાનો શિક્ષક હતો. હું શાળાનું છેલ્લું વર્ષ પસાર કરવા 'ગ્રામજીવન'ના નિબંધની તૈયારી કરતો હતો. મોટાંબેન મને રાંધી ખવરાવતાં. મનહર પણ સાથે જ જમતો.

'કનુભાઈ આવ્યા !' કહેતા વિદ્યાર્થીઓ વીંટળાઈ વળ્યા છે. શાળા હમણાં વેકશન હોવાથી બંધ છે. પાસેનો ઉતારો ખોલી દીધો છે. દિવસે એક પછી એક વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીઓનાં માબાપ મળવા આવતાં રહે છે. રાત્રે ભજનમંડળી જામે છે. કાલે તો સવારના ચાર વગાડ્યા. રામસાગર અને મંજીરાંના મધુરસ્વરે નાદ વચ્ચે તેઓ ગાઈ રહ્યા હતા:

**રામ...નર રે કૂડા રે એની નારિયું કૂડી રે (૨)**
**રામ...કૂડા રે કળજુગના સનેડલા—**
**હોજી રે સાયર જળભરિયો રે જી**

બપોરનો ધોમ ધખ્યો છે. ધરતી વરાળો કાઢી રહી છે. ઉતારામાં હું એકલો જ છું. વરાળવીંટયા વાતાવરણમાં કાલ રાતનું ભજન

મગજમાં ઘૂમરાયા કરે છે. કળજુગનાં નરનારી અને સ્નેહ—બધાં ય કૂડાંકપટી ! એ વરાળ—વાતાવરણમાંથી મનહરની ધૂમ્રમૂર્તિ સળવળતી બેઠી થાય છે.

મનહર અહીં કેવી મજાની શાળા ચલાવતો ! અભ્યાસમાં મારા કરતાં એક વરસ આગળ હતો. નાનપણમાં જ માતાપિતા ગુમાવી બેઠેલો. આપબળે જ માર્ગ કાઢવો પડેલો તેથી જીવનમાં ભારે ચોક્કસ ને વ્યવસ્થિત. આખો દિવસ બસ કામ કામ, ને કામ. કામ વિનાની બીજી કોઈ વાત કરીએ તો બાઘા જેવો થઈને સામે જોઈ રહે.

પણ આ મનહરને હમણાં થયું છે શું ? કડકડતો શિયાળો છે પણ ખોરાક ઊતરતો કાં જાય ?

મેં એક દિવસ પૂછ્યું: 'તો પછી ડૉ. મહેતાને તારું શરીર બતાવીએ.'

કહે: 'ઊંહું, એનાથી નહિ સુધરે.'

'તો સિવિલ સર્જનને બતાવીએ. ભલે જરા વધારે ફી લે. બીજું શું ?'

એનો તો એ જવાબ દીધા વગર ઊંધું માથું રાખી ચાલતો થયો.

કામને કારણે કદી ફરવા ન જનારો મનહર કામ પડયું હોય છતાં સવારમાં જ વહેલોમોડો ફરવા નીકળી જાય છે. વિદ્યાર્થીઓના માસિકમાં જ્ઞાનગોષ્ઠિને બદલે આ વખતે તો તેણે કાવ્ય આપી દીધું છે. લાવ વાંચી જોઉં. કાવ્યનું નામ છે '—ને.' પચાસ લીટીના કાવ્યમાં લીટીએ લીટીએ આમંત્રણ છે. પણ આ આમંત્રણ છે 'કોને ?' કાંઈ સમજાતું નથી.

હમણાં એ રોજ શહેરમાંથી શાક ખરીદીને આવતાં પહેલો પ્રશ્ન પૂછે છે: 'ટપાલ આવી ?'

હું કહું છું: 'ના, ના. આવી હોત તો હું જ તને આપી દેત ને ?'

કાંઈ પત્રવ્યવહાર કરી દવા મંગાવતો હશે ?

બીજે જ દિવસે એક લાંબો લિફાફો તેના પર આવી પડયો. ઉપર લખ્યું છે—રવાના: હીરાદેવી તેજક.

અરે ? આ હીરાદેવી તેજકનો કાગળ મનહરના નામ પર ?

આ હીરાદેવી તો લક્ષ્મીપરામાં ભાડાના મકાનમાં રહીને અમારી શાળામાં ભણવા આવતાં તે જ ને? એમને દેખીને હું રસ્તો જ તરી જતો. ભૂલમાં યે જો ભેગાં થઈ જાય તો 'કેમ છો ?' કહેતાંકને હાથ ઝાલી કાંડું ખખડાવી નાખવાની એમને ઓછી આદત હતી ? પ્રાર્થનામાં યે વિદ્યાર્થિનીઓની સાથે બેસવાને બદલે ભફ દેતાં કોઈ છોકરાના પડખામાં જ ઢગલો થઈ બેસી પડે. એમનાથી ચાર હાથ દૂર બેસવામાં જ માલ. આ શિક્ષકો પણ છે વેદિયા ઢોર. એમને ના યે નથી પાડતા. ઊલટા કુંડાળે વળી ચોપડાં ઉથલાવતા ચર્ચા કરતા હોય છે કે 'આ હીરાબેનમાં કઈ ગ્રંથિ કામ કરી રહી છે ?' અરે, તમારી ગ્રંથિ પછી ઉકેલજો; અમને છોકરાઓને આખો દિવસ આમ વાટે ને ઘાટે હેરાન કર્યા કરે છે તેનું તો કંઈક કરો ! કોઈ કહે છે કે હીરાબેન વિધવા છે ને કોઈ કહે છે કે ત્યકતા. ધણીએ મારીને કાઢી મૂકયાં છે એટલે આમ કર્યા કરે છે. એમાં અમારો વાંક શો ? અમે કયાં એનાં ધણીને મારી નાખ્યો છે ? જીવતો હોય તો જાય ને એનું કાંડું ખખડાવવા ! ચારપાંચ આશ્રમનાં પાણી પણ કહે છે કે પી આવ્યાં છે. ચારપાંચ તો ઘેર ગયા, એકાદ આશ્રમનો ય આચાર શીખી આવ્યાં હોત તો અમે બચી જાત ને !

'છું...છું...છું...' અવાજ. ઊંઘ પીંખાવાં લાગી. કાગાનીંદરમાં થાય છે: 'આવી પહોંચ્યાં કે ?' ઘર ભાડે લીધું ત્યારે ખેડૂતોએ કહેલું કે ત્યાં તો રાતે ચુડેલ ઝાંઝર પહેરી રાસડા લે છે.

'છું...છું...છું' અવાજ ચાલુ. ઊંઘ ઊડી ગઈ. ચુડેલડાકણમાં માને છે જ કોણ ? ઓરડીમાં છછૂંદર ઘૂસી કે શું ? ઊઠીને ચારે ખૂણા

ફરી વળ્યો, પણ ક્યાં યે નથી દેખાતી. બધું પડ્યું છે પણ અકબંધ. ત્યારે આ અવાજ ક્યાંથી આવ્યા કરે છે?

બરાબર કાન માંડી જોયા તો ડાંસીને સૂતેલા મનહરની પથારી-માંથી અવાજ આવી રહ્યો છે. અહીં પેસી છે કે શું? ક્યાંક મનહ-રને બટકાવી ખાશે.

'અરે મનહર, ઊઠ, ઊઠ. તારી પથારીમાં છછૂંદર ઘૂસી લાગે છે.' કહી કામળો ઊંચો કરું ત્યાં 'ફઈડ્' કરતું લીંટ મનહરના નાકમાંથી પથારીમાં જઇ પડ્યું. જોઉં છું તો મનહરની આંખમાંથી આંસુડાં ચાલ્યાં જાય છે. સાથે એ હસી પણ રહ્યો છે.

'અરે, તું આ શું કરી રહ્યો છે?'

હાસ્ય ને રુદન બન્ને ચાલુ. લોકો કહે છે તેમ ચુડેલડાકણની ઝપ-ટમાં તો નહિ આવી ગયો હોય?

'કાંઈક બોલ તો ખરો? મારો તો જીવ ગભરાય છે.'

રડતો રડતો બેવડ વળી જાય છે. એક કલાકે ડાબી છાતી પર આંગળી ચીંધી. હં, હૈયામાં જ મૂંઝારો થતો લાગે છે. હું છાતી દાબવા લાગ્યો. તેણે હાથ ખેસવી લીધો. દાબવું નહિ ફાવતું હોય? 'ત્યારે શેક કરું?' મેં પૂછ્યું. તેણે માથું હલાવી ડાબી છાતી પરના ખિસ્સા-માંથી કાગળ કાઢી મને આપ્યો. મેં કાગળ બેગ પર મૂકતાં કહ્યું: 'અરે, આ તો કાગળ છે. એના ભારથી શું થાય? ઊંઘમાં કદાચ તારો હાથ હૈયા સાથે ભિડાઈ ગયો હશે તેથી અસુખ થયું હશે. પડખું વળી સૂઈ જા.'

એણે વિશેષ રડતાં રડતાં કાગળ વાંચવા ઇશારો કર્યો. મેં દીવો સતેજ કરી કાગળ વાંચ્યો—

મુંબાઈથી રતિભાઇનો કાગળ છે: હીરાદેવી એક માસથી મુંબઈ આવ્યાં છે. રોજ જાતજાતની રસોઇઓ થાય છે. એક દિવસ પાલવા તો

બીજે દિવસ વરલી, એક દિવસ જુહુ તો બીજે દિવસ મ્યુઝિયમ જોવા જાય છે. સિનેમા તો રોજ. રતિભાઇને શાળામાં વેકેશન હોવાથી મેળ પણ સુંદર મળ્યો છે.

ફરવાનાં સ્થળો અને સિનેમાનાં કેવાં ચમકદાર વર્ણન છે? આનંદ, આનંદ, આનંદ. મિત્ર મનહરને પણ ખાસ આગ્રહ કરી બોલાવ્યો છે.

સાથે હીરાદેવીની પણ ચબરખી છે. રતિભાઇએ બેગ અને બિસ્તર, બંગડીઓ અને એરીંગ, તેમ જ વિધ વિધ કપડાંલત્તાની તેને માટે કેવી ભાવપૂર્વક ગંજાવર ખરીદી કરી છે તે લખ્યું છે. તેમણે પણ મનહરને મુંબઈ આવી આનંદત્રિપુટી રચવા ખાસ આમંત્રણ આપ્યું છે.

'અરે વાહ, વાત તો ઘણા આનંદની છે ને રડે છે શા માટે? ઊપડ ને તું યે મુંબઈ. જરા હીરાદેવીથી અળગો રહેજે એટલે બસ.' મેં ચેતવતાં કહ્યું.

પણ એ તો રડયા જ કરે છે. નાક લૂછતો કહેઃ 'હવે કેવી રીતે જાઉં...રે...'

'કેમ, મુંબાઇ ટ્રેન બે વખત જાય છે. લગનગાળાને લીધે હમણાં જરા ગિરદી રહે છે તો તું સેકન્ડ ક્લાસમાં જજે. મોજ કરવી ત્યારે વળી ખર્ચને શું રોવું?'

'મારું બધું લૂંટાઇ ગયું રે...' કહેતો એ માથાં પછાડવા લાગ્યો.

'બે વર્ષની કમાણી તો અહીંની જ બેન્કમાં જમા કરાવી છે. એ બેન્ક હજી કયાં તૂટી છે? બીજું વળી તારે શું હતું?'

રૂદન, રૂદન. કાંઈ સમજાતું નથી. બે કલાકે માંડ બોલ્યો કે 'હીરાદેવી તો મારી સાથે પરણવાનાં હતાં તેને બદલે હવે તે રતિભાઈ સાથે પરણે એમ લાગે છે. હવે હું શું કરીશ...'

મેં કહ્યું : 'પાડ માન પરમેશ્વરનો કે એ જોગણીથી છૂટયો. હનુમાનને એક નાળિયેર વધેરી આવ.'

એ તો ઊછળી ઊછળીને માથાં પછાડવા લાગ્યો. 'અરે, મેં તો નાળિયેર વધેરવાનું કહ્યું છે. માથું વધેરવાનું ક્યાં કહ્યું છે ? તારી કાંઈક સાંભળવામાં ભૂલ થઈ લાગે છે.'

નહિ છાનો રહે. પૂછવું પડશે. 'એ તો છે પચ્ચીશ વર્ષનાં ને તું છે અઢાર વર્ષનો. એણે વળી તને પરણવાનું ક્યારે કહેલું ?'

'ભણતાં ત્યારે મારાં કપડાં ધોઈ આપતાં, મોઢામાં કોળિયા આપતાં, માથામાં તેલ નાખી આપતાં; અરે, જરાક માથું દુઃખે તો ખોળામાં રાખી દાબી આપતાં.'

'પણ માથું દાબવાની તો એમને બહુ આદત હતી. વાડીવાળા રામા પટેલનો બળદ માંદો પડી ગયેલો એનું માથું પણ એ તો દાબતાં. હું અઠવાડિયે એક ઉપવાસ અને એક રેચ અમસ્થો ન લેતો. ક્યાંક અપચો થતાં માથું દુઃખી આવે ને તે દાબવા પહોંચી જાય તો ! મને તો મારી બા વિના બીજાં કોઈ બાઈ માણસ માથું દાબે એ ન ગમે. કોણ જાણે કેવી યે વાસ મારતાં હોય.'

મનહરે તો એની જ વાત લંબાવ્યો રાખી : 'કાગળમાં મને 'વહાલા મનહર !' વિના બીજું કદી સંબોધન જ નથી કરતાં—'

'પણ એમ તો હું યે તને 'પ્રિય મનહર !' ક્યાં નથી લખતો ?' મનમાં થયું–હવે તને સંબોધન લખતાં વિચાર કરવો પડશે. મારે માટે ય ક્યાંક ભળતું જ ધારી બેસે તો ભારે થાય ને !

મારે સવારે ઊઠવાનો વખત થયો ત્યારે માંડ મનહર સૂતો.

મનહરની સ્થિતિ એની એ છે. હવે ટપાલ આવવાને વખતે બહાર જતો જ નથી ને ! વખત મળતાં એ પોતે જ ટપાલ લખવા બેસી જાય છે.

બે માસ બાદ અચાનક સ્ફૂર્તિ ટપકી પડી. ઓરડી ઝાપટી રહ્યો છે. સરખી ગોઠવી રહ્યો છે. ફૂલદાની અને અગરબત્તી ખરીદી લાવ્યો છે.

મેં પૂછ્યું : 'આ બધું છે શું ?'

હીરાદેવી આવે છે.

'મારા મનહર...' ગાડીમાંથી ઊતરતાં જ હીરાદેવી મનહરનું માથું છાતીએ દાબી બોલી ઊઠયાં. સારું થયું કે હજી વિદ્યાર્થીઓ શાળામાં આવ્યા નથી.

આ તે સ્ત્રી છે કે પુરુષ? ચાલતી નથી, છલાંગ મારે છે. બોલતી નથી, બરાડે છે. રાંધવા કરતાં એને ઝાડે ચડવું વધારે ફાવે છે.

આજે તો વળી તેમણે મનહરનાં લેંઘોબાંડિયું ચડાવ્યાં છે. જોઇને મુખ્ય વિદ્યાર્થી સુખા પટેલે પૂછ્યું: 'ઓહો બેન, તમે તો ભાયડાનો વેષ પહેર્યો ?'

'તે લેંઘોબાંડિયું કાંઈ તમને પુરુષને જ લખી દીધાં છે? બસ પુરુષોને તો અધિકાર, અધિકાર, અધિકાર વિના બીજી વાત નથી. આમ જ સ્ત્રીઓને કચડી નાખી.'

સુખો કયાં ગાંજ્યો જાય તેવો હતો ! કહે: 'અરે બહેન ! લેંઘો શું, ગમે તે પહેરો ને ! અમને કયાં વાંધો છે? અમને ચણિયોચોળી ન પહેરાવો તો યે પાડ.'

બીજે દિવસે વળી ચોટલો કપાવી 'બોબ્ડ હેર' બનાવી આવ્યાં છે. બેન તો જોઈ જ રહ્યાં છે. મને કહે: 'કનુભાઇ' ચોટલાને બદલે ઓડિયાં વળી બાઇ માણસને સારાં લાગતાં હશે ?'

મેં ચેતવ્યાં: 'બેન, રખે હીરાદેવીને મોઢે બોલી જતાં. એમને તો ઓડિયાં કરતાં પણ મૂંડો વધારે શોભે એમ કહેવામાં જ સલામતી છે.'

મનહરને કોળિયા મળવા શરૂ થઈ ગયા છે. કપડાં ધોવાઇ જાય છે. માથામાં તેલ નખાય છે. માથું ચંપાય છે.

મેં કહ્યું: 'હવે તો પેટ ભરીને ખા.'

જવાબ નથી મળતો.

હીરાદેવી રોજ નવા રંગ કરે છે. એક દિવસ ઇજાર–અચકન, તો બીજે દિવસ ચણિયોકાપડું; એક દિવસ ચટ્ટીફ્રોક, તો બીજે દિવસ લેંઘોબાંડિયું પહેરે છે. વિદ્યાર્થીઓને તો જોણું થયું છે. મને થયું, આ મહિને સિનેમા બતાવવાના ખર્ચમાંથી બચી જવાશે.

છતાં યે એક વિદ્યાર્થી કહેઃ 'દેવદાસ' આવ્યું છે. મનહરભાઇને કહો ને જોવા તેડી જાય.'

મેં કહ્યુંઃ 'અરે ભાઈ, ઘણું કરીને તો થોડા દિવસમાં ઘર–આંગણે જ 'દેવદાસ' ભજવાશે. ધીરો ખમ ને.'

વિદ્યાર્થી સમજ્યા વાર ચાલ્યો ગયો.

અરે, પ્રાણભાઇ ક્યાંથી ? ગ્રામ્યશાળાનું નિરીક્ષણ કરવા આવ્યા હશે. પણ મનહરે બે માસથી પત્રક જ ક્યાં ભર્યાં છે–એવો મનમાં વિચાર કરું છું ત્યાં તો—

' મારા પ્રાણ...' કહેતાંકને રસોડામાંથી હીરાદેવી દોડી આવ્યાં ને પ્રાણભાઈનું માથું છાતીએ દાબી દીધું. હું આડું જોઈ ગયો.

આ બાઈને તો અઢાર વરસથી આડત્રીસ વરસના સરખા જ લાગે છે કે શું ? પ્રાણભાઈ પણ માથું દબાવવા આવ્યા હશે ?

પ્રાણભાઈ તો ઘણા પીઢ કાર્યકર. અગ્રપંક્તિ આગેવાન જેવા. એમની નીચે ગ્રામશાળાઓ ચાલે છે. જાહેર કામકાજ કરે છે. બધી લડતોમાં મોખરે. હાલ, ચાલ ને વાતો કેવી ધીરગંભીર છે. યુવાનો સલાહ લેવા એમની પાસે જાય છે. પરણ્યા તો છે જ નહિ. કોઇએ પૂછેલુંઃ ક્યારે પરણશો ? કહેઃ કામ આડે પરણવાનો વિચાર પણ ક્યાં આવે છે ? છતાં યે એક છોકરી તેમના પર મોહી પડેલી. તેમની જેમ જ વ્રત–નિયમ પાળે, આખો દિવસ કાંત્યા કરે. ચાર વરસના તપને અંતે પરણવાની માગણી કરી ત્યારે પ્રાણભાઈ કહેઃ મને પરણવું એટલે મારા કામને પરણવું. બેસી જાઓ એક ગામ-

ડામાં કાર્ય કરવા એટલે મને પરણ્યાં ગણાશો. બાકી ચાર ફેરા ફરી ટાયલાં કરવાનો મને વખત નથી.

કામ તો હજી યે એટલું ને એટલું ઊભું છે. પ્રાણભાઇને વળી ટાયલાં કરવાનો વખત ક્યાંથી મળી ગયો ? હીરાદેવી એમને કોળિયા આપે છે ત્યારે મનહરની આંખો ખેંચાય છે. અને મનહરને કોળિયા મળે છે ત્યારે પ્રાણભાઇ કતરાય છે. રખે ને મને ય ક્યાંક કોળિયો આપી દે એ ડરે હું કામનું બહાનું કાઢી વહેલો કાં મોડો એકલો જમી લઉં છું.

અર્ધી રાત્રે મનહરનું માથું દાબી રહ્યો છું ત્યાં પ્રાણભાઈની પથારી સળવળે છે. 'હું...હું...હું' અવાજ. અહીં પણ છછૂંદર પહોંચી લાગે છે. કામળો ખસેડું ત્યાં પ્રાણભાઇની આંખમાંથી દડી રહેલાં આંસુ મૂછમાં સમાઇ રહ્યાં છે. એક હાથ મનહરને માથે છે. બીજા હાથનો પણ ઉપયોગ કર્યા વિના છૂટકો નથી.

પણ પ્રાણભાઇને તો રડતાં યે ક્યાં આવડે છે ? 'ભેં...ભેં...' કરતા રડે છે ને જીભડો બહાર નીકળી જાય છે. મનહર કેટલી સરસ રીતે રડે છે ! એની સામે જુએ તો યે આવડી જાય. પણ રડતી વખતે આંખો બિલાડાની જેમ તદ્દન બંધ જ રાખે છે, પછી ક્યાંથી આવડે ?

મારું તો માથું નાનું ને પાધડું મોટું થઈ પડયું છે. અચાનક પેલા રતિભાઇ યાદ આવ્યા. એ પણ ક્યાંક આવી પહોંચે તો ? ત્રીજા હાથની ખોટ કાળી રાતે બહુ વરતાઇ. મને થયું: સોળ હજાર એક સો ને આઠ બૈરીઓ કરેલી તેથી જ ભગવાનને સહસ્રબાહુ થવું નહિ પડયું હોય ને !

પણ પ્રાણભાઇ કેમ આવી પડયા તે હજી સમજાયું નથી.

સમાચાર મેળવી મનહર કહે : મુંબઇથી પાછા વળતાં બે માસના પ્રવાસનો જ સંપર્ક, પ્રાણભાઇ પ્રવાસમાં નીકળેલા ને હીરાદેવી દેશમાં

આવતાં હતાં. હીરાદેવી પ્રાણભાઇની સેવા કરવા લાગ્યાં. બેડીંગ–બિસ્તર બાંધવાં–છોડવાં, કાર્યક્રમ તૈયાર કરવો, મુલાકાતી ગૃહસ્થોની યાદી તૈયાર કરવી–બધું જ માથે લઇ લીધું. અર્ધે પ્રવાસે અચાનક આ બાજુ આવતાં રહ્યાં ને પ્રાણભાઇ આઠ દિવસ ન થયા ત્યાં પાછળ આવ્યા.

આટલાં વર્ષે પણ પ્રાણભાઇને જાહેર કાર્યમાં આવા સાથીની જરૂર સમજાઇ એ ખોટું નથી. દસવીસ વર્ષ વધારે ચાલ્યાં ગયાં હોત તો વળી ચિંતા થાત.

બીજા આઠ દિવસ વીત્યા ત્યાં રતિભાઇ મુંબઇથી અહીં આવવા ઊપડ્યાનો તાર મળ્યો. મુંબઇ–ભાવનગર વચ્ચે ઍરોપ્લેન–સરવીસ થઇ છે એ બિચારા ઉતાવળમાં ભૂલી ગયા લાગે છે. એમને માટે ત્રીજી પથારી કરાવ્યા વગર છૂટકો નથી. રાત પડયે એમની પથારીમાં યે છછૂંદર ઘૂસે છે ને મારે વારાફરતી, ત્રણે 'પેશન્ટ'ને સાચવવા પડે છે. હીરાદેવી દિવસ દરમિયાન ત્રણે જણને વારાફરતી સાચવે છે!

બહેન તો થોડીઘણી વાત સાંભળીને છીંક કાઢતાં કહે: 'ધરતીનો આરો આવ્યો લાગે છે.' ન રહેવાયું ત્યારે એમણે વળી એક દિવસ હીરાદેવીને કહી જોયું: 'બિચારાઓને શા માટે હેરાન કરો છો? એકાદને હા પાડી દો ને?'

હીરાદેવી કહે: 'મૂર્ખા છે મૂર્ખા બધા. મેં ક્યાં કોઇને કાંઇ કહ્યું છે તે હેરાન થઈ રહ્યા છે? ઝાઝું દોડશે એ થાકશે.'

હીરાદેવીની સ્વાભાવિક આદતનો બધા મનગમતો જ અર્થ ઘટાવે તેમાં તે બિચારાં શું કરે? પણ બધા એક જ જાતનો અર્થ કાં ઘટાવે?

બહેન ધૂંધવાયાં છે. રાતે પથારી કરતાં કહે: 'કનુ, આ બે બદામની બાયડી પાછળ આ ત્રણે ય શું કામ ગાંડા થઇ ભટકે છે? આમાંથી એકે ય ને સાંઢે તેમ નથી. કહી દે ને એ બધાને કે મેલો ને તડકે આ છોકરીને. ભણેલગણેલ માટે આજકાલ કન્યાનો ક્યાં તોટો છે?'

મેં નાક પર આંગળી મૂકતાં કહ્યું : ' બહેન, ધીમે બોલો. સાંભળી જશે તો એ છે ચાર ને આપણે છીએ બે જ. પહોંચી નહિ શકીએ. બાકી, આ એક બાયડીના ત્રણ કટકા કરીને ત્રણેયને એક એક કોઈ પરખાવી દે તો ય બધા ભભૂત ચોળીને આખી જિંદગી કાઢી નાખે તેમ છે. આપણે તો ઘેર બેઠાં ગંગા ને જોગંધરો આવ્યાં છે, એટલે સેવાનો જ લાભ લો. બીજી વાતમાં પડવામાં માલ નથી. '

આજે ચારે ય જણાં તોડ કાઢવા અહીં આવી પહોંચેલા અમારા આચાર્યજી પાસે જઈ આવ્યાં છે. ગુરુજીએ ચાર કલાક વાત સાંભળ્યા બાદ ' ગરુડ અને સમળી ' ની એક બાળવાર્તા કહેવી શરૂ કરી. ગુરુજી વાર્તા રસિક રીતે કહે છે. સૌ મૂળ વાત ભૂલી વાર્તા સાંભળવા બેસી ગયાં.

એક હતો ગરુડ. વડની ટોચે એકલો રહે ને મજા કરે. એક દિવસ ત્યાં દૂરદૂરથી સમળી નીકળી. એકબીજાંએ એકબીજાંને જોયાં. બીજે દિવસે જરા પાસેથી નીકળી. ત્રીજે દિવસે એથી પણ નજીક. ગરુડને થયું: પાસે આવીને બેસે તો સારું. સમળીને થયું : બોલાવે તો સારું. પણ બોલાવે કોણ ? પાંચમે દિવસે સમળીએ હિંમત કરી ગરુડની પડખે બેસી નાખ્યું. ગરુડે ઊંચું જોયું. સમળીએ પણ જોયું. ' આવો, આવો.' એવા આવકાર અપાયા. થોડા વિશેષ દિવસ પસાર. સાથે ચારો ચરવા જાય છે, ફરવા જાય છે, વાતો કરે છે, આરામ કરે છે. એક દિવસ સમળીએ પ્રસ્તાવ મૂકયો : આ કરતાં આપણે પરણીને સાથે જ રહીએ તો ? ગરુડને ય મનમાં ગલીપચી થાય છે, પણ કહેઃ ના રે, એમાં તો બાળબચ્ચાં થાય, ચણ લાવવાની જંજાળ-ટંટાળ, એ ભાર કોણ ઉપાડે ? સમળી કહેઃ એ બધો ભાર મારા પર ગરુડજી ! એમાં તમે મૂંઝાયા શું ? મને જુવાનજોધને કાંઈ થાક નહિ લાગે. સવારે વહેલી ઊઠી બચડાં સૂતાં હશે તે પહેલાં ચારો લઈને પાછી યે આવતી રહીશ. ગરુડ કહેઃ ભલે.

બન્ને પરણ્યાં છે. સાથે રહીને મોજ કરે છે. વર્ષ થયું ને

સમળીએ ઈંડું મૂક્યું. દી ને રાત સમળીને સેવવા બેસવું પડશે. વહેલી સવારે ગરુડને કહેઃ ચારો કરવા હમણાં ઊપડી જાઓ ને ? ગરુડ કહેઃ કાં ? સમળી કહેઃ કાં શું ? ઈંડું આવ્યું છે. સેવ્યા વિના બચ્ચું નહિ થાય અને ખાધા વગર મારાથી નહિ સેવાય. વહેલા જાઓ તો તમારો ચારો કરી મારા માટે પણ ચારો લેતા આવો. ગરુડ કહેઃ પણ આવી બોલી આપણે ક્યાં કરી હતી ? એ તો બધું તેં માથે લીધું હતું ને ? સમળી કહેઃ એ વખતે તો વાતો થાય. ઘર કાંઈ મારી એકલીનું નથી, સમજ્યા ને ? એ વખતે તમે નાના કીકા નહોતા કે એટલું યે ન સમજી શકો. બચ્ચાંને તો માબાપ બે ય મોટાં કરે. કાંઈ માને માથે લખી નથી દીધું.

‘ બિચારો ગરુડ તો ચારો કરવા જાય છે. લૂસલૂસ પોતાનો ચારો પતાવી સમળી માટે ચારો શોધી લાવીને સમળીને ખવરાવે છે. સવા માસે ઈંડામાંથી બચ્ચું નીકળ્યું છે. હવે બે મોઢાં માટે ચારો લાવવો પડે છે. આસપાસમાંથી ચારો ખૂટ્યો છે. દૂર જંગલમાંથી લાવવો પડે છે. દોડાદોડ અને ચિંતાથી શરીર છ માસમાં ગળી ગયું છે.

આમ ત્રણ-ચાર વર્ષ પસાર થઈ ગયાં. ઘેર બચ્ચાંનો પાર નથી. સમળીબાઈ રાતી રાણ જેવાં થઈને માળામાં બેસી રહે છે. બચ્ચાં જન્મવા વખતે હવે જાતજાતનો સ્વાદિષ્ટ ચારો માગે છે અને ગરુડને લાવી દેવો પડે છે. ગરુડ તો બિચારો સુકાતો ચાલ્યો છે—

અચાનક ગુરુજીએ વાત બંધ કરી. રતિભાઈની ઉત્કંઠા હાથ ન રહી. કહેઃ ‘ પછી ગરુડનું શું થયું, ગુરુજી ? ’

‘ એ તો તમારામાંથી જેને ભાગે સમળી આવે તે અનુભવ મળે ત્યારે કહી જજો. મારે પણ ઘણી વાર આ વાત અધૂરી કરવી પડે છે તે પૂરી થશે. ’

પણ ગુરુજી મુખ્ય વિગત ભૂલી ગયા લાગે છે. વાર્તામાં એક જ ગરુડ હતો; અહીં ત્રણ છે એનું શું ?

શનિવારે વિદ્યાર્થીઓ કહેઃ મહેમાનો આવ્યા છે ત્યારે ચાલો ને સૌ હુતુતુ રમીએ ?

એકબીજાની સામે આંખો કાતરતા આ ત્રણે બેઠા રહે છે તે કરતાં આ ઠીક વાત છે.

હીરાદેવી છલાંગ મારી કછોટો વાળતાં કહેવા લાગ્યાંઃ 'કનુભાઇ, હું તમારી ટુકડીમાં.'

મારાથી ન રહેવાયું. મેં કહ્યુંઃ 'માફ કરો. આ તો છોકરેછોકરા રમવાના છે. ક્યાંક કન્યાશાળામાં જાઓ તો ત્યાં રમજો.'

'બસ આનું નામ જ જાતીય ભેદભાવ. શું સ્ત્રીઓ પુરુષો સાથે ન રમી શકે ?'

'અરે બેન, પુરુષો તો શું, પથરા સાથે ય રમી શકે. સવાલ બીજો છે. તમે કાલ ઊડીને ચાલ્યાં જશો. શાળાના વિદ્યાર્થીઓને ક્યાંક છોકરીઓ સાથે હુતુતુ રમવાની આદત પડી જાય તો પછી મનહરભાઈ ટેલ નાખવા ક્યાં જશે ? તમારા જેવી છોકરીઓ કાંઈ વાટેઘાટે નથી મળી આવતી.'

પ્રાણભાઈ મારી ટુકડીમાં આવ્યા. મનહર-રતિભાઈ સામી ટુકડીમાં ગયા. રતિભાઈએ પ્રસ્તાવ મૂક્યોઃ ગામડિયા હુતુતુ રમીએ. 'મીનો' ન ભણે ત્યા સુધી મૂકવા જ નહિ.

પ્રાણભાઇ બોલી ઊઠ્યાઃ કબૂલ.

રમત જામી છે. વિદ્યાર્થીઓ રંગે ચડ્યા છે. મહેમાનો એથી યે વિશેષ.

મનહર ભારે બળૂકો છે. ઘડીકમાં મીનો ભણતો જ નથી.

'અરે પ્રાણભાઈ ! છોડો છોડો. મનહરે મીનો ભણી લીધો.'

પ્રાણભાઇ ઊઠતા જ નથી. જોર કરી મનહર ઊછળી પડ્યો ત્યાં તો આંખ, નાક, મોઢામાં ધૂળ, ધૂળ, ધૂળ.

આ સૂકલકડી પ્રાણભાઈ હજી મીનો કાં ન ભણે ? સૌથી પહેલાં રતિભાઇ-મનહર માથે ચડી ગયા છે. એના પર બધા વિદ્યાર્થીઓ.

પ્રાણભાઇના ટાંગા તણાવા લાગ્યા એટલે મારાથી ન રહેવાયું. સામા પટમાં જઈ સૌને ઊભા કર્યા. જોઉં તો પ્રાણભાઇના ડોળા તણાઈ ગયા છે. એમના મોઢામાં રતિભાઈનો આખો મુક્કો ઘૂસી ગયો છે. મીનો કેમ નથી બોલ્યા તેનો ભેદ ખૂલી ગયો.

' રમત બંધ કરો. ' મેં વિદ્યાર્થીઓને હુકમ આપ્યો.

એક વિદ્યાર્થી કહેઃ ' અચાનક ? અધૂરી રમતે આજની મજા મારી ગઈ. '

મેં કહ્યુંઃ ' મજા તો કાલ પાછી આવશે. એકાદ કાચોકૂલૈયો મરી જશે તો પાછો નહિ આવે. '

વિદ્યાર્થી ન સમજવાથી સામું જોઈ રહ્યો.

મહેમાનો સહિત ધર્મ–તળાવને કાંઠે ભોજન ગોઠવ્યું છે. વિદ્યાર્થીઓ કહેઃ તળાવમાં સાતતાળી રમીએ.

છોકરા યે સમજ્યા વગર પેટ ચોળીને શૂળ ઊભું કરે છે ! મેં કહ્યુંઃ ' હમણાં તળાવમાં મૂછાળી મગરી આવી છે કાચાકુંવારાને તો પડયા ભેગી જ માથું દબાવી તાણી જાય છે. નામ લેશો નહિ.'

મેલડી, શિકોતર, ગમે તેવું ઝોડઝપટ ચાર દિવસે તો બૂમો પાડતું પડમાં આવીને બોલી નાખે છે. પણ આ હીરાદેવી ત્રણેમાંથી એકેયને કાંઈ નિર્ણય જણાવતાં નથી. એક દિવસ મહેમાન, બીજે દિવસ મઇ, ત્રીજે દિવસ રે' એની અકલ ગઇ. ત્રેવીસ દિવસ થયા તો યે કોઈ જવાનું નામ નથી લેતું. તેત્રીસમે દિવસે હીરાદેવીએ જણાવ્યુંઃ 'રમણભાઇને પૂછીને નિર્ણય જણાવીશ.'

બાર વર્ષે બાવો બોલ્યો : ઘૂ ઘૂ ઘૂ.

કોઇથી ન પત્યું એ રમણભાઇથી પતશે ? ગમે તેમ હો, રમણભાઇ

પાસે ઘણી બહેનો સલાહ લેવા જાય છે અને સ્વીકારે છે પણ ખરી.

હીરાદેવી અહીંથી આઠ ગાઉ દૂર બાપાને ગામડે જાય છે. રતિભાઈ તેમનાં કપડાં બેગમાં ગોઠવે છે. મનહર બેડીંગ તૈયાર કરે છે. પ્રાણભાઈ ગાડી કરવા ગયા છે. પાંચ મિનિટમાં બધું તૈયાર.

મારે બહારગામ જવું હોય છે ત્યારે હાથે તૈયારી કરતાં એક કલાક જાય છે. મને ય ઘડીક વાર છોકરી બની જવાની લાલચ થઈ આવી.

પ્રાણભાઈનાં માજી પણ એ જ રસ્તે બીજા ગામડામાં રહે છે. માજી મળવા માટે ઝંખ્યા કરે છે. ગયા વગર છૂટકો નથી. ગાડીમાં ચડી બેઠા.

રતિભાઈ–મનહરનાં કોઈ મામી, માસી, કાકી એ બાજુ રહેતાં નથી એટલે ગાડીની બે બેઠક ખાલી રહી.

નવરા પડેલા મનહર–રતિભાઈ સાંજ સુધી વાતોના તડાકા મારે છે, સાથે હરેફરે છે, ખાયપીએ છે. હાશ, હું કાંઈક હળવો થયો.

આઠ દિવસે કોઈ ગામડિયો સમાચાર દેતો ગયો કેઃ હીરાદેવી અત્યારની ગાડીમાં કરાંચી જાય છે. ઉતાવળ હોવાથી આવી શકયાં નથી.

મનહરે કોટ પણ ચડાવ્યા વગર સ્ટેશન તરફ દોટ દીધી. રતિભાઈ શહેરમાં ગયેલા તેથી રહી ગયા.

ચાર સ્ટેશન સાથે જઈને મનહર બીજી સવારે પાછો ફર્યો છે. પ્રાણભાઈ હીરાદેવીની સાથે જ હતા. હીરાદેવીએ મનહરને એક માસ બાદ કાગળ લખશે એમ કહી પાછો મોકલ્યો છે. અલબત્ત, બાપાએ ભાતામાં આપેલ સુખડીનાં બટકાં ખૂબ ભાવપૂર્વક ખવરાવ્યાં છે. પણ ઘેર આવીને મનહરને ઝાડા થઈ ગયા છે. સારું થયું કે રતિભાઈ પહોંચી ન શકયા. એમને ય સૂખડીના ઝાડા થાત તો શાળામાં પાયખાનું એક જ છે. બન્ને વચ્ચે કયાંક પાયખાના માટે ઝગડો થાત.

બન્નેનાં મોતિયાં પાછાં મરી ગયાં છે. રોતલ મુખે બીજે દિવસે રતિભાઈ કહેઃ ધર્મતળાવ કયે રસ્તે થઈને જવાય ?

મેં કહ્યું: હમણા ત્યાં રીપેરીંગ ચાલે છે. આસપાસના વિસ્તારમાં પ્રવેશવાની બંધી છે.

તળાવે આ વર્ષનો ભોગ લઇ લીધો છે. વધારે ખાય તો એને ય અજીર્ણ થાય.

રતિભાઇને માંડ મુંબઈ વળાવ્યા.

ઘણા ઉજાગરા થયા છે. ક્યાંક ઊંઘમાં હોઇશ ને મનહર છટકી જશે તો? સજાગ વિદ્યાર્થી સુખાભાઇને અમારા ઓરડાને બારણે જ ખાટલો ઢાળી સુવરાવ્યા છે. કહી રાખ્યું છેઃ મનહરભાઇને હમણાં રાતે ઊંઘમાં ને ઊંઘમાં ઊઠીને ચાલવાનો રોગ થયો છે. હું ઊંઘી રહું તો કયાંક ભટકાઇને માથું ફોડી બેસે. મનહરભાઇને ઊઠતા જુઓ તો હાથ ઝાલીને બેસાડી જ દેજો. બોલે તો સાંભળતા નહિ. ઊંઘમાં ઘણું આડું તેડું બોલ્યા કરે છે.

વચન અનુસાર એક મહિને મનહર પર હીરાદેવી તરફથી કાગળ આવી પહોંચ્યો. ખૂબ ખૂબ આગ્રહ સાથે કરાંચી તેડાવ્યો છે, હીરાદેવી તેજક અને પ્રાણભાઇ પંચોળીના શુભ લગ્નપ્રસંગે. સાજનમાજનને પણ સાથે લાવવા આગ્રહ છે. મહિના પહેલાંની સેવાને પ્રતાપે મારી સાજનમાં ગણતરી થઈ ચૂકી છે. કરી મહેનત અફળ નથી જતી.

રમણભાઈની સલાહ પ્રાણભાઈની તરફેણમાં આવી છે. હીરાદેવીએ ટપ સ્વીકારી છે. પ્રાણભાઈને આટલાં વર્ષની સેવાનું ફળ મળ્યું. હવે અધૂરો રહેલો પ્રવાસ શરૂ કરી શકાશે.

મેં સુખાભાઈને ફરીથી અમારે બારણે સૂવા માટે કહી દીધું છે. કૂવાના ઢાંકણાને તાળું વસાવી દીધું છે. બહેનને ચેતવીને ગ્યાસતેલનો ડબ્બો ને દિવાસળી પેટીમાં મુકાવી દીધાં છે. શાળાના હીંચકાનાં દોરડાં સંતાડી દીધાં છે.

'હવે કેમ જિવાશે રે...' બાંબરતો મનહર મારા ખોળામાં માથાં ભરાવી રડી રહ્યો છે.

મેં કહ્યું: ' અત્યારસુધી જીવતો હતો તેમ જ. ખાઈપીને, બીજું શું ? '

' નહિ જિવાય, નહિ જિવાય, ઓહ...' બરાબર વિનુભાઇના જ બે વર્ષ પહેલાંના શબ્દો.

મેં રસ્તો બતાવ્યો: ' પેટ ભરીને ખાઇશ તો ભાઇ, બાર તો શું, બાણુ વર્ષ જીવી શકાશે. '

એક મહિનો ખાસ ધ્યાન રાખવું પડ્યું. ધીમે ધીમે મનહર કામે ચડી ગયો છે. ટપાલીને શાળાને સરનામે આવતી બધી ટપાલ ખુદ મારા હાથમાં આપવા કડક રીતે કહી દીધું છે. ચાર માસમાં મનહરના નામ પર આવેલા હીરાદેવીના કાગળો દબાવી દેવાનું પાપ સમજીને શિરે વહોરી લીધું છે. હવે રાતે કયારે ય અમારા ઓરડામાં છછૂંદર નથી આવતી. મનહર પણ હીરાદેવી-પ્રાણભાઈનું નામ નથી લેતો.

' હીરાદેવી-પ્રાણભાઇ શું કરે છે ? ' હું ચમકયો. મનહર તો સમાચાર નથી પૂછતો ?

ના, ના. આ તો ગાડામાં બેસાડી મને વળાવવા આવેલા વિદ્યાર્થીઓ-માંથી સુખો પૂછી રહ્યો છે. આઠ દિવસ બાદ હું રાજકોટ વિદ્યાર્થી સંમેલન તરફ જઈ રહ્યો છું.

યાદ કરવું પડશે. ' અરે હા, હીરાદેવી તો હેમખેમ છે, પણ પ્રાણભાઈને ગમે તે કામ વધ્યું હોય, પણ જાહેર કામમાંથી ખસતા જાય છે. શરીર પણ જરા લેવાઇ ગયું છે. '

' ખરું છે. સંસારનું ધોંસરું ભલભલા બળધને ય કાંધ કયાં નથી પાડી દેતું ? ' સુખો પટેલ બળદનું પૂંછડું આમળતો બોલી ગયો. ગાડાના ધધડાટમાં સુખો પટેલ રાતનું ભજન રણકાવી રહ્યો હતો કે:—

**તોળલે ત્રણ નર તારિયા, સાંસતિયો ને સધીર;**
**જેસલ જગનો ચોરટો, (તેને) પળમાં કીધો પીર....જી...જી.**

૯

# ફૂદાં ને પતંગીઆં

**આ મારી** શાળા, આ શાળાનું મેદાન, આ છાત્રાલય, આ વ્યાયામમંદિર, આ રસોડું, આ અતિથિગૃહ, આ આચાર્યજીનું કાર્યાલય. પત્થરેપત્થર ઓળખાતા જાય છે:

અહો હો હો, કેટલાં બધાં વિદ્યાર્થીવિદ્યાર્થિનીઓ ભણતાં. એ સૌને હૈયે ઋતુ અનુસાર પ્રેમની મંજરીઓ ઝૂલતી. મારા જેવા થોડાકને જ હૈયે અભ્યાસનો આકડો ઊગ્યો હતો.

વિજ્ઞાન અને ગણિતમાં મારા કલાકો પસાર થઈ જાય છે. પણ આ બધાં સાહિત્ય અને ઇતિહાસ જ કાં પસંદ કરે? સંગીત અને ચિત્રશાળાના ઓરડા તો વધારવાની વાત ચાલે છે.

આ છોકરીઓ કેવી સ્વાર્થી છે? નવી છોકરી દાખલ થાય છે તો તેની સામે જોતી પણ નથી. ફરજ બિચારા વિદ્યાર્થીઓ પર આવી પડે છે. આઠદસ જણ તેની આસપાસ ટોળે વળી થોડા જ વખતમાં શાળાથી પરિચિત કરી દે છે. નવા છોકરાને એવી જરૂર પણ શી?

અભ્યાસ, અભ્યાસ. અભ્યાસ, સાંજે ફરવા જવાનો વખત થાય છે, પણ ફરવા જવાનો વખત ક્યાં છે? શાળામાંથી છૂટી લતામંડપ અને મેદાન, બગીચાનું ચક્કર અને વણાટશાળા–બધે ચર્ચામંડળો જામે છે. છોકરીઓ પૂછે છે, છોકરા જવાબ આપે છે. છોકરા પૂછે છે, છોકરીઓ જવાબ આપે છે. ગુરુજીઓ તો ભારેખમ ડાચે ભણાવે છે. અહીં કિલકિલાટ સાથે અભ્યાસ યાદ થઈ જાય છે. જમવાનો ઘંટ પણ જાણે માથામાં ઘણ મારે છે.

ગુરુજીઓ રોજ ફરવા જવાનું કહે છે. મેં શરૂ કરી દીધું છે. હજી બીજું કોઈ નથી નીકળતું. ગુરુજી મારો દાખલો આપે છે. પેલો ભરાડી ચૂની કહે છે કે થયો હશે તેને અપચો. પણ આ શિક્ષકોને 'પરોપદેશે પાંડિત્યમ્' જેવું છે. સાંજ પડયે એ બધા ઘરમાં ભરાઇ રહે છે અને વિદ્યાર્થીઓને કહે છે કે ફરવા જાઓ.

પાસે મહેતા કુંટુંબ રહેવા આવ્યું છે સુધરેલું કુટુંબ. કુટુંબમાં એક ગંજીપાનાં પાનાં જેટલી છોકરીઓ. ફરીને પાછો વળું છું ત્યાં આખો રસ્તો રોકી લીધો છે. ચાલવું પણ કયાંથી! ફરવાનું સવારે રાખવું પડશે.

બીજા દિવસથી વિદ્યાર્થીઓએ પણ ફરવા જવાનું શરૂ કર્યું. સાંજનું પૂરું ખાતા યે નથી ને ફરવા નીકળી પડે છે. બધાને એકસાથે અપચો થયો કે શું? રસોયાને રસોઈ બદલવાનું કહેવું પડશે. રસ્તો ભરચક છે. વધારાના ઊંટિયા–ફીલ્ડમાં ટેકરાટેકરી શોધે છે.

બહેનો નવદસ સુધી બેસે છે. પણ વિદ્યાર્થી ઓને બંધન છે. હવે ફરવાનો વખત ઓછો પડે છે. પણ ગૃહપતિ વિદ્યાર્થીસભાનો ઠરાવ છતાં પ્રાર્થનાનો સમય સાડાઆઠને બદલે સાડાનવનો કયાં કરે છે? ઘરડેધડપણ ગૃહપતિ પણ ઘરેડમાં પડી ગયા છે. પછી ચૂની અને રામલાલ આડા ઉપાય ન લે તો શું કરે? દસ વાગે ફરીને પાછા આવે છે. પ્રાર્થનામાં તેમની હાજરી વખતે હરિશંકર ને અજિત 'ૐ' બોલી જાય છે.

ફૂલ લેવાં માટે વિદ્યાર્થીઓ વહેલી પરોડે જાગે છે. અમે ય ધૂડી નિશાળમાં પહેલો નંબર મેળવવા અંધારામાં ન દોડતા? ફૂલ પૂજામાં ઠાકોરજીને ચડાવતા હશે? છાત્રાલયમાં ઠાકોરજી તો નથી. હાથમાં કે કપડાંમાં યે ફૂલ નથી દેખાતાં.

ત્યારે આ બહેનોને ચોટલે ચોટલે ફૂલ કેમ કરીને ઊગે છે? ફૂલ તો ઠાકોરજીને શોભે. છોકરીઓને શોભતાં હશે? તો ભગવાન

વાળને બદલે માથે ફૂલ જ ન ઉગાડત ?

વાર્ષિક સમારંભમાં નાટક વખતે નાટકસંચાલકનાં માન વધી જાય છે. 'નર ભાંગીને નારી થાય, એવાં નાટક—ભવૈયા ન જોવાય.' એમ બા કહેતાં. પણ અહીં રાણીજીની દાસીનો પાઠ લેવા પણ વિદ્યાર્થીઓ કાં પડાપડી કરે ?

ગુજરાતીનાં શિક્ષક લોકસાહિત્ય ભણાવતાં દુહો શીખવે છેઃ

**તીખા તુરગ ન માણિયા, બહશીર ખગ્ગ ન ભગ્ગ;**
**એહ જનમ અકારણ ગિયો, જેને ગોરી ગળે ન લગ્ગ.**

તીખા તુરગ માણવા વિદ્યાર્થીઓ ઊંટિયા—રીહડમાં ટાયડાં અને ગધેડાં શોધી લે છે. તરવારને બદલે પેન—પેન્સીલો પણ ઘણી તોડી નાખે છે. પણ ત્રીજી વાતનું શું ?

કોઈ વિદ્યાર્થી સારો સંગીતકાર થાય, ચિત્રકાર થાય, લેખક થાય કે વક્તા થાયઃ એનીઆસપાસ છોકરીઓનાં ઝુંડ રચાય છે.

પણ આ બધા શું બોલ્યા કરે છે ? અજિત અને નલિની પ્રેમમાં પડયાં છે. રાગિણી અને હરીશ પ્રેમમાં પડયાં છે. પ્રાણસુખ અને રંજન પ્રેમમાં પડયાં છે. પ્રેમમાં પડવામાં કોઈ જ બાકી નથી. મને થાય છે કે હું પણ કાં ન પડું ? વળી વિચાર થાય છે : આ બધાં પ્રેમમાં પડયાં છે, પણ પગ તો સાબૂત છે. હું કસરતમાં પડું છું ત્યારે ઢીંચણ છોલાઈ જાય છે. પ્રેમમાં પડવું એટલે શું તેનો તાગ લેવો પડશે. બરાબર નિરીક્ષણ કરવા દે.

નલિની અને અજિત વખત મળતાં બસ ચર્ચા, ચર્ચા ને ચર્ચા જ કરે છે. રાગિણી અને હરીશને હસ્તલિખિત માસિકમાં વાર્તા અને કાવ્ય લખવાનાં પાનાં ઓછાં પડે છે. પ્રાણસુખ અને રંજન આખો દિવસ વાળ ઓળવા અને કપડાં બદલવાથી નવરાં જ કયાં થાય છે ?

બધાં પત્રો લખવામાંથી તો નવરાં જ નથી થતાં.

પણ આ શું ? બધાં એકાદ માસ હસે ને બે માસ કાં રડે ? બે માસ છલાંગો મારે ને ત્રણ માસ ઢીલાંઢીલાં કાં ચાલે ? એમને પણ કસરત જેવું જ થતું લાગે છે. કસરતથી શિયાળામાં સ્ફૂર્તિ અને ઉનાળામાં શિથિલતા નથી દેખાતી ?

રમા–કાન્તિનો પ્રેમ તૂટયો. કાન્તિનું હૃદય ભાંગ્યું. પુષ્પા–રણજિતનો પ્રેમ પૂરો થયો. પુષ્પાના હૈયાના ચૂરેચૂરા. રણજિતના દિલનાં ટુકડા.

આ વળી શું ? પ્રેમ વળી તૂટે ? કાચ તૂટે એમ પ્રેમ પણ તૂટતો હશે ? પણ હૃદય કેમ ભાંગે ? કસરત મૂકી દેતાં થોડા દિવસ શરીર ભાંગે એમ ? પણ હૈયાંના ચૂરેચૂરા અને દિલના ટુકડા કેવી રીતે થતા હશે ? આરોગ્યના શિક્ષક કહે છે કે હૃદય લોચા જેવું હોય છે. મલખમ પરથી પડી જવાય કે ડબલ બારમાંથી ઊથલી પડાય અને હાડકાંના ચૂરા થઈ જાય છે તેવી રીતે હૃદય ભાંગતું હશે ? પણ એમાં ૭ માસનો ખાટલો થાય, પાટાપીંડી થાય. પ્રેમમાં એ નથી દેખાતું એટલું સારું. હૈયાના ચૂરા કે દિલના ટુકડા થવા છતાં બધાં શાળાએ નિયમિત આવે છે.

રમાને માબાપ ઘેર તેડી ગયાં. કાન્તિને શાળાએથી ઉઠાડી લીધો. પુષ્પાને ઘર બહાર જ નીકળવા નથી દેતાં. પ્રેમ થવાથીસ્તો— પણ માબાપ પ્રેમ થતાં આમ કેમ કરે છે ? શિક્ષકોને પૂછતાં તેઓ કહે છે કે પ્રેમ એ યુવાનીની સ્વાભાવિક લાગણી છે. બધું ન સમજાય તેવું છે. રખે હું યે પડી જાઉં ! ચાલ ધીમી કરી નાખવા દે.

આ કંચન શું બકયા કરે છે ? ગાંડી થઈ ગઈ છે કે શું ? કહે છે કે સંગીતના ગુરુજીએ તેને ચૂચી ભરી લીધી છે. એનો તે ઢોલ વગાડવાનો હોય કે ઢાંકવાનું હોય ? અમારા ગામમાં કોઈ છોકરીને આવું થઈ ગયું હોય તો ઘોલ ચડાવે, કૂવો પૂરે કે ગામ છોડે. આ તો કહે છે કે આચાર્યજી પાસે રજૂઆત કરીશ.

શિક્ષકો છોકરીઓ સાથે થોડાક જ કલાક હોય છે. અમારે આઠ

આઠ કલાક ગોંધાઈ રહેવું પડે છે. ક્યાંક અમારા પર પણ એવું આળ ચડાવે તો અભ્યાસ અટકી પડે. પાણી આડી પાળ બાંધ્યા વગર છૂટકો નથી. આચાર્યજીને મળવા દે.

મેં કહ્યું: 'ગુરુજી, આ કરતાં સહશિક્ષણ બંધ જ કરી દો ને, લપ ટળે.'

આચાર્યજી કહે: 'આ તો શિક્ષણનો અખતરો છે. આવાં છમકલાં થયા કરે. એથી ડરવાની જરૂર નથી!'

પણ છમકલાંમાંથી જ આગ લાગે છે ને? હાથે કરીને કૂવામાં પડવા જાય તેને કેમ રોકાય?

'—પણ આ સંગીતના ગુરુજીને માથે આળ—'

'એ તો જોયું જશે. કહે છે કે કંચન મૂંઝવણમાં હતી. ગુરુજીના ખોળામાં માથું મૂકી રડતી હતી તેથી આશ્વાસન આપવા ગુરુજીએ ચૂમી ભરી. એમાં શું થયું?'

થયું છે પણ શું? કંચનનો ગાલ ક્યાં ઘસાઈ ગયો છે જરા ય? પણ આશ્વાસન વળી ચૂમી ભરીને આપી શકાય? મારી બેન વિધવા થયાં ત્યારે ય બાપુજીના ખોળામાં માથું મૂકીને ક્યાં રડવા ગયાં હતાં?

નહિ સમજાય આ બધું. મેલ લપ.

શાંતિભાઈ કમુબેનને કેટલું બધું ભણાવે છે? શાળાનો સમય પૂરો થયા પછી યે એમનાં વ્યાખ્યાન ચાલ્યા જ કરે છે. શાળામાં વીજળીબત્તી નથી, નહિ તો સવાર સુધી વ્યાખ્યાન ન આપી શકાત?

પણ પેલો ચૂની કહે: 'હેં કનુભાઈ, હું ત્યાંથી પસાર થતો હતો ત્યારે શાંતિભાઈ કમુબેનને માથું ઝાલીને કાંઈક ખવરાવતા હતા. એ શું હશે?'

માથું ઝાલીને તો માંદાને ખવરાવે. કમુબેન ક્યાં માંદાં છે? મે

ખૂબ વિચારીને કહ્યું: 'આગળના વખતમાં ગુરુ કાનમાં મંત્ર આપતા તેમ શાંતિભાઈ મોઢેથી વિદ્યા આપતા હોય તો કોણ જાણે. આપણા વિષયો પણ ક્યાં હવે ઓછા અઘરા રહ્યા છે!'

શાંતિભાઈ–કમુબેન રોજ શાળામાં રોકાય છે. એક વર્ષમાં સાથે ચાર ધોરણ થશે કે શું? બીજા શિક્ષકો શાના કતરાય છે? તેમને તો ઘંટ થતાં ઘરભણી વહેતાં મૂકવું. શાંતિભાઈ બિચારા પત્ની રાહ જોતાં હોય છે તો યે રોકાય છે તેનો ગુણ જ હૈયે નથી વસતો.

શાંતિભાઈ–કમુબેનનો પ્રેમ!

વિદ્યાર્થીઓએ ઠેર ઠેર લખી નાખ્યું છે. હાલતાંચાલતાં બોલતા પણ જાય છે. વિદ્યાર્થીઓને મર્યાદા જ નથી. શાંતિભાઈ તો પરણેલા છે.

વર્ગો બંધ છે. ભણવાનું બંધ છે. વિદ્યાર્થીઓ ટોળે વળી ચર્ચા કરે છે. શિક્ષકો આચાર્યજીના કાર્યાલયમાં ચર્ચા કરે છે. રાત પડી ગઈ છે.

'કોણ એ?' બારી પર કોઈને ચડતાં જોઈ મેં પૂછ્યું. 'બોલશો નહિ કનુભાઈ, એ તો હું; શિક્ષકો શી ચર્ચા કરે છે એ જરા સાંભળી લઉં.'

શાંતિભાઇ–કુમુબેનને પ્રેમ થયો છે એ સાચું, પણ શિક્ષકશિષ્યા પરણી શકે કે નહિ તેની ચર્ચા થાય છે.

પણ શાંતિભાઇને તો પ્રેમ થયો છે. પરણવાની ક્યાં વાત જ છે!

ઠેઠ સવારે માર્ગ નીકળ્યો: શાંતિભાઇ શિક્ષક તરીકે છૂટા થાય. પછી ભલે ગમે તે કરે.

શાંતિભાઈ છૂટા થાય છે. કાંઈ સમજાતું નથી. સામા મળ્યા. મેં પૂછ્યું: 'પણ શાંતિભાઈ, આ હરીશ અને રાગિણીને, રંજન અને પ્રાણસુખને પ્રેમ થયો છે–કોઈ બાકી નથી. એ બધાંને કોઈ છૂટાં નથી કરતું ને તમને છૂટા કાં કરે?'

શાંતિભાઈ કહેઃ 'બધાંની જાસૂસી કરતા લાગો છો.'

'ના રે, ઓરડીએ બેઠા કહી જાય છે. અને જાસૂસી ક્યાં છે? સૌ છડેચોક જાણે છે. માત્ર તમારું ન સમજાયું એટલે—'

'હજી નાના છો નાના! મોટા થયે સમજાશે.' કહી ચાલતા થયા.

બાના તો માસમાં બે કાગળ આવે છે કે દીકરા, હવે મોટો થયો, પરણવાનો કાંઈક વિચાર કર. આરસામાં જોતાં મૂછના યે કાંટા ડોકિયાં કરે છે. તો યે હું નાનો? માન, ન માન કનુ, પ્રેમની બાબતમાં તું કાંઈક પાછળ રહી ગયો છે. જરા ચોંપ રાખ. વીજળિક જમાનામાં ક્યાંક પાછળ રહી જઈશ.

'ફરૂ...ફરૂ...ફરૂ—' રાષ્ટ્રધ્વજ ફડાકા મારતો સંભળાય છે. હું વંદન કરવા ટટ્ટાર થાઉં છું ત્યાં તો પાસેથી છસાત છોકરીઓ નીકળે છે. એમની સાડીઓ વાયુ સાથે લહેરાય છે તેનો અવાજ.

'ખન્...ખન્...ખન્...' ઘોડાગાડીના ઘૂઘરા બોલે છે. માર્ગ આપવા દે. ના, ના, આ તો મંદિરે જતી બહેનોનાં ઝાંઝર ઝણુકે છે.

'ઊંહ...ઊં...ઊં...' અજિત અને કાન્તા, રંજન અને પ્રાણસુખ બધાં મારી જ ઓરડીમાં ભરાઇ રુદન કાં કરે? આશ્વાસન આપવા હાથ લંબાવું છું ત્યાં તો 'ડાઉ...ડાઉ...' કરતું ભૂરિયું કૂતરું ભાગી છૂટે છે. નીંદરમાંથી ઝબકી ઊઠયો.

અરે આ શું? વિદ્યાર્થીસંમેલનમાં હું આવ્યો છું. અતિથિગૃહની ઓરડીમાં એકલો સૂતો છું ને સ્વપ્ન પર સ્વપ્ન આવ્યે જાય છે.

મને વળી આ પ્રેમનાં સ્વપ્નાં ક્યાં આવ્યાં? આખો દિવસ શાળાને એ જ નજરે નીરખી રહ્યો છું તેથી?

ડરની મારી 'ભમરી ભમરી' રટતી ઇયળ ભમરી થઈ ઊડી જાય છે તેમ 'પ્રેમ પ્રેમ' રટતો હું યે ક્યાંક પ્રેમી ન બની જાઉં! મનને બીજે વાળવા દે. વહેલી સવારે રેસકોર્સ તરફ ફરવા નીકળી ગયો.

## ૭

# સૂરજચંદ્રની સાખે

**ફૂલગુલાબી** ઠંડી છે. ઝાડછોડનાં પાનમાંથી ધીરો પવન સરી રહ્યો છે. સોનેરી કિરણો ફેંકતો સૂરજનો ગોળો ડોકિયું કરી રહ્યો છે. હું એક ટેકરી પર બેઠો છું.

અરે, આ દેખાય છે તે સાચું. ?

આંખો ચોળીને ફરીથી જોયું, પણ એનું એ દેખાય છે. ઊગતા સૂરજ સામે ત્રાટક કરી તેથી આંખે ઝાંઝવાં તો નથી ભરાયાં ? ના, ના. ગૌરીબેન કોઈ ૩૫–૪૦ વર્ષના માણસના હાથમાં આંકડા ભરાવી ચપ્ ચપ્ સૅન્ડલ પટકાવતાં ફરવા જઈ રહ્યાં છે.

રે, આંખ ! તું તો આવું ન દીઠાનું જ દેખ્યા કરે છે ને ? ફેરવી લેવી પડશે. પણ મૂરખ મન પાછું નથી ફરતું.

આ ગૌરીબેન તો ભાઈલાલને પરણવાનાં હતાં ને ? થયું શું ? પેલા તેજમિજાજી ભાઈલાલનું વળી ફટક્યું કે શું ?

ભાઈલાલ અમારી સાથે ભણતો. હતો તો થોડીક જમીનનો વણિક જમીનદાર, પણ કોણ જાણે હળ કરતાં દિલરુબા અને બળદનાં પૂછડાં કરતાં દિલરૂબાના ગજ પર એને વિશેષ ભાવ હતો. સવારના ચાર વાગ્યાથી આ...આ...ઉ...ઉ...કરતો ઊઠે. ચાલ્યો જતો હોય તોય આંગળીઓ તાલ દીધે જતી હોય; ભલે પછી ઠેસ વાગતાં પગ ફૂગી જતા હોય. ઊંચું તો જુએ જ શાનો ? ભટકાઈ પડે ત્યારે હેં...હેં...હેં હસતો માફી માગતાં બોલી ઊઠે : ટોડીનાં અસ્થાઈ અને અંતરા યાદ કરતો હતો તેથી જરા...અમે કહીએ કે

આ અગાસીના દાદરા ઊતરતાં તો પગ...સાંભળ્યું ન સાંભળ્યું ને 'દાદરા' શબ્દ પકડી 'ધા ગિના...ધા તિના' બોલતો ગમે તેની પીઠ પર તબલાના બોલ બજાવવા લાગે. રજાને દિવસે અમે છાનામાના છાત્રાલયને ખૂણે બનાવેલ કૉફી પીવા તેને બોલાવીએ તો કૉફીનો પ્યાલો ઠરી રહે અને 'રે મન ! મૂરખ જનમ ગંવાયો...' એ કાફી રાગનું ગીત એટલી સુંદર રીતે ગાવા લાગે કે સાંભળવાના મોહમાં અમારા પ્યાલા પણ ઠરી રહેતા. અમને થતું કે આ ગરમ કૉફી અને કંઠની કાફીને હવેથી ભેગાં ન થવા દેવાં. અમે જ્યારે ઋતુટાણે પીલુડીની જાળોમાં પીલુ વીણતા ફરતા ત્યારે એ સંગીતની ઓરડીમાં પીલુ રાગનું ગીત 'રઘુવીર તુમકો મેરી લાજ' કલાકો સુધી ઘૂંટતો. કોઈ જો એને તેડવા જતું તો એનું ગાન સાંભળવાના ખ્યાલમાં એનાં પીલુ પણ રખડી પડતાં.

એને બનતું એક રામલાલ સાથે. એ હતો પાટીદાર અને એના જ ગામનો. એનાથી ત્રણચાર વર્ષ મોટો. એ બન્નેને કેમ બનતું હશે એની જ અમને નવાઈ લાગતી. ભાઈલાલ જ્યારે દિલરૂબા, તબલાં ઘૂંટી રહ્યો હોય ત્યારે રામલાલ અખાડામાં મગદળ અને લાઠી ફેરવ્યા કરતો હોય. જેવો ભાઈલાલ સંગીતનો ધૂની, એવો રામલાલ અખાડાનો ધૂની. ગિરનારના પ્રવાસમાંથી પાછા ફરતી વખતે લાઠી થતા આવવું છે એમ અમે ચર્ચા કરતા હોઈએ ત્યાં એ 'ચોમુખી જંગ—એક, દો,' એમ કહેતો લાઠી ઘુમાવવા લાગે.

'આ સાધુબાવાના અખાડાનો નાશ...' એમ કોઈ બોલે કે જુઓ મઝા. 'અખાડા તો શેરીએ શેરીએ સ્થાપવા પડશે.' એમ કહેતો કૂદી પડે. 'હિંદના યુવાનોનાં માયકાંગલાં શરીર તે વિના—' સાધુબાવાના અખાડા એ શબ્દ પૂરો સાંભળવા જ કોણ રોકાય ?

વખત મળ્યો કે બન્ને ભેગા જ છે. રામલાલ તો જૂની રૂઢિ અનુસાર પરણી પણ ગયેલ છે. કસરત સિવાયની બાબતમાં એ

ઘણો પીઢ, શાંત અને વ્યવહારુ. એમના કામ સિવાય બીજે માથું ન મારે. પણ કોઈ જો આડું આવ્યું તો એવા ઉડાડે કે ન પૂછો વાત. ટીખળી પણ એવા જ.

બધા એમને 'ભાઈ-રામ'ની જોડલી જ કહેતા. એમણે આખાં જીવન પણ સાથે જ ગાળવાનો નિશ્ચય કર્યો હતો. અમારા આચાર્ય એમને કહેતાઃ 'યુવાનીમાં અમે પણ તમારા જેવા બે મિત્રો હતા. સાથે જ જીવન ગાળવાનો નિશ્ચય કરેલો, પણ પરણ્યા પછી પત્નીઓ વચ્ચે ઝગડા થતાં જુદા થવું પડયું.'

'ભાઈ-રામ' કહેતાઃ તો અમે પરણશું જ નહિ ને ?

'અરે ભાઇલાલ, આ હમણાં ગાંડાવેડા શા આદર્યા છે ?' એક ખિસ્સામાં મૂળા અને બીજા ખિસ્સામાં ભરેલા દાળિયા આખો દિવસ ફાકતા ભાઇલાલને મેં પૂછ્યું.

'સંગીત શીખવાનો કીમિયો, બીજું શું ?'

'ગળું તો દ્રાક્ષ ખાવાથી સારું થાય. મૂળાદાળિયાથી તો ગળું ઊલટું ભરડાઈ જાય.'

'કયારેક જાણશો.' કહી એ ચાલતો થયો.

હમણાં વળી એ ડુંગળી જ ચાવ્યા કરે છે ને બે દિવસ બાદ ખાટલે ખાટલે માકડ શોધ્યા કરે છે. આને તે થયું છે શું ?

વહેલી સવારે નહાવા જાઉં છું ત્યાં માથાથી પગ સુધી કાળો ડગલો અને હાથમાં સળગતા કાકડા લઇ કોઈ શાળાની ઓસરીમાં લપાઈ જતું દેખાયું. આ વળી શું ? જિજ્ઞાસા ન દબાઈ. હું લપાતો-છુપાતો શાળાની ઓસરીને બીજે છેડે ભરાયો.

'ચટ...પટ્ ચટ્...પટ્' ચંપલ પટપટાવતાં રાગિણીબેન ઓસરીનાં પગથિયાં ચડવા લાગ્યાં. આ વળી અહીં ને અત્યારે કયાંથી ?

'હાઉ...... ! ખાઉં ખાઉં......!'

'વોય માડી રે......' ચીસ પાડતાં રાગિણીબેન કમ્પાઉન્ડ બહાર નાસી છૂટયાં. રાગિણીબેનને ઘર ભેગાં થવા દે. આ ભૂત છે કોણ? મેં દોટ મૂકી હાથ પકડયો. કોણ, ભાઈલાલ? હસવું ન ખાળી શકતાં બેવડ વળી રહ્યો છે.

'આ તે શાં નાટક હમણાં ભજવવા લાગ્યો છે?'

'બીજું કરું પણ શું? ભૂત થયા વિના આ બધાં ચુડેલડાકણ ક્યાં છેડો છોડે તેમ છે?'

'વાત તો કર. આમ કાંઈ સમજાતું નથી.'

'બસ, સંગીત શીખવો, સંગીત શીખવો' કહી બધાં જીવ ખાઈ રહ્યાં છે. હું વળી વખત કાઢી શીખવવા બેસું. 'સા રી ગ મ' તો ઘૂંટવી નહિ અને કહેશે કે 'ગૌરી' રાગ શીખવો. લપ ટળે એ માટે એ શીખવવા બેસું તો બે મિનિટ બાદ વાતે ચડે કે પાર્વતીએ ગૌરી-સ્વરૂપે તપ કરેલું તેથી કાળાં થયેલાં અને 'કાળી' કહેવાયાં તે જાણો છો? 'દુર્ગા' શીખવું તો કહેશેઃ તમને દુર્ગાસ્વરૂપ ગમે કે હીમજાસ્વરૂપ? 'હિંડોલ' શીખવું તો 'પ્રેમને...હિંડોલે' ગાતાં ગાતાં ચર્ચાએ ચડી પૂછશેઃ પ્રેમનો હિંડોળો વળી કેવો થતો હશે?... આવી ચર્ચા કરવી હોય તો ગુજરાતીના શિક્ષક કયાં નથી કે મારો વખત બગાડવા આવે છે?'

'પણ એ વેજાને અને આ ગાંડાવેડાને શી નિસબત?'

'ઘણી નિસબત. મૂળાદાળિયાના ઓડકાર પર ઓડકાર ખાઇને ચારને રસ્તો પકડાવ્યો. એક વૈષ્ણવની દીકરીને રવાના કરતાં બશેર ડુંગળી ખાઈ બગાસાં ઝીંકવાં પડયાં. મહેતા કુટુંબના અત્તરપોમેડના શોખવાળા એક ટોળાને ચાર ખાટલાના માકડનું લોહી લેંઘાબાંડિયામાં ચોપડીને ચાલતી પકડાવી. આ રાગિણીબેન વળી જીવ ખાતાં હતાં તે વહેલી સવારે બોલાવી ભૂત દેખાડવું પડયું. હવે તો એને સિતાર દેખતાં યે ભૂત દેખાશે એટલે નામ નહિ લે. નિરાંત થઈ.'

'પણ આવા ગાંડાવેડામાં કોઈનું હૈયું ફટકી જશે તો સ્ત્રીહત્યા વહોરી બેસીશ.'

એ કહે : 'પણ હું ક્યાં તેમને બોલાવવા જાઉં છું !'

'ભાઈલાલ—ગૌરીબેનની જોડી જામી !' બધા જ વિદ્યાર્થીઓ બોલી રહ્યા છે.

ઓત્તારી ! ભાઈલાલ પણ ફસાયો કે? અચ્ચાજી, તું યે ઠીક ઝપટમાં આવ્યો.

ગૌરીબેન તો ડૉ. વ્યાસની પુત્રી. ડૉકટર સાહેબ સંસ્કારી છે. સાહિત્યના શોખીન છે. સામાજિક પ્રશ્નોના ઊંડા અભ્યાસી છે. ચારપાંચ પુસ્તકો પણ લખ્યાં છે. ગૌરીબેનને આ નૂતન શાળાના સંસ્કાર આપવા માટે ખાસ અહીં ભણવા મોકલ્યાં છે.

પણ આમ કાં? ભાઈલાલની સંગીતધૂન તો ચાલુ જ છે. ગૌરીબેન પણ સંગીત શીખ્યા કરે છે. જરા ઝીણવટથી નિરીક્ષણ કરવા દે. પ્રેમના રંગ દેખાયા વગર કેમ કહેશે ?

બન્ને મળે છે ત્યારે ભાઈલાલ દિલરુબા પર ગજ ફેરવવા લાગે છે અને ગૌરીબેન સિતાર પર નખલો ફેરવવા લાગે છે. બીજાંની જેમ ઊંચું જોઈને ચર્ચા કરવા કાં નથી લાગતાં ?

હસ્તલિખિત માસિકોનાં પાનેપાનાં ફેરવી વળ્યો પણ એમાંથી એકેયનાં વાર્તા કે કાવ્ય કાં નથી દેખાતાં ?

ભાઈલાલનાં એનાં એ લેંઘોબાંડિયું અને ગૌરીબેનનાં એનાં એ સાડીચોળી. એમાં યે રંગ કરતા નથી દેખાતા.

બે માસ વહી ગયા. બન્ને ચાલ્યાં જતાં હોય છે ત્યારે ધીમે ધીમે હસે છે, પણ રડતાં કાં નથી? બીજા બે માસ પસાર. હજી કાં ન રડે ?

બધાં પ્રેમમાં પડે છે ત્યારે રુદનહાસ્ય, ચર્ચા–કાવ્ય, ફૂલ–પોષાકના

રંગ બદલાય છે. પણ આ કાં કારાંધાકાર ? ભાઈલાલ પાસે નવો કીમિયો તો નથી ? જાણી લેવો પડશે. કદાચ કામ આવી જાય.

સંગીતની ધૂનમાં એને અભ્યાસનો ઓછો વખત મળે છે. વર્ષના છેલ્લા માસમાં મારી પાસે ચાર કલાક ભણીને પુરું કરી લે છે.

'આજે નથી ભણાવવો.' મેં કહ્યું.

'પણ કાં ? અભ્યાસને નહિ પહોંચી શકાય. પંદર જ દિવસ બાકી છે.'

'તારા પ્રેમની વાત કરી પછી વાત.'

તેણે વાત શરૂ કરી :

ગૌરીબેન મારી પાસે સંગીત શીખવા આવી. મને થયું–વળી એક લપ વધી ! તંબૂર ખોળામાં લઈ બેઠી ત્યારે એના મોઢા સામે જોઈને મારાથી બોલ્યા વગર ન રહેવાયું: ઝોલું આવી જતાં તૂંબંડતૂંબડાં બાઝી ન પડે હો ? પણ સાંભળે જ કોણ ? શરૂઆતમાં એક સા રી ગ મ પંદર દિવસ સુધી ઘૂંટવા આપી. પંદર દિવસ ડોકાઈ પણ નહિ. પંદરમે દિવસે સા રી ગ મ બોલી ત્યારે થયું કે મારાથી તો નહિ વધી જાય ?

ગાવાની શરૂઆત કરી ત્યારે મેં કહ્યું: 'સારું છે કે આટલામાં કુંભાર નથી રહેતા.' પણ એ તો આ...આ...જ કરતી હતી. કંઠ મેળમાં આવવા લાગ્યો. મને થયું: શિષ્યા ઠીક મળી છે.

છ માસ વીત્યા ત્યાં કહે: 'હું તમને ચાહું છું.'

મેં કહ્યું: 'પણ મારો કાંઈ વાંકગુનો ખરો ?'

'વાંકગુનો શો ? ચાહીશ જ !'

'તો ચાહ ને ? હું મારી દિલરુબાને કયાં નથી ચાહતો ?'

બે દિવસ બાદ કહે: 'હું તમને પરણવા માગું છું.'

મેં કહ્યું: 'બે દિવસમાં જ ફરી બેઠી કે ? તે દિવસે તો કહેતી હતી કે ચાહું છું.'

'એટલે જ તો.'

'પણ ચાહું છું એટલે પરણવું એવો અર્થ ગુજરાતીના શિક્ષકે પણ કદી કયાં શીખવ્યો છે? એમ તો હું મારી દિલરુબાને કયાં નથી ચાહતો? મેં કદી એને પરણવાની વાત નથી કરી.'

'ચાહ બાદ લગ્ન એ બીજું પગલું છે.' એ બોલી.

'પણ તો તું તારા સિતારને કયાં નથી ચાહતી? હું જ કાં હડફેટે ચડયો?'

એણે ગંભીર થઇને વાત કરી. મેં કહ્યું: 'હજી તું નાની છે. છ માસ વિચાર કરી જો. પછી વાત.'

પાછો સંગીત-અભ્યાસ શરૂ થઇ ગયો.

એક દિવસ કહે: 'મારો વિચાર દૃઢ થયો છે.'

ઓહ, છ માસ ચાલ્યા પણ ગયા? હું તો ભૂલી પણ ગયેલો, એ નહિ ભૂલેલી. જરા બીક બતાવવી પડશે.

મેં કહ્યું: 'જો હું છું વણિક, તું છે બ્રાહ્મણ. તારાં માબાપ કબૂલ કરશે નહીં અને પછી થશે ધમરોળ. એ કરતાં અત્યારથી જ સમજી જવામાં સાર છે.'

'પણ મારાં માબાપને કયાં પરણવું છે? પરણવું છે મારે ને?'

'તને દુનિયાની ગતાગમ લાગતી નથી. હવેના જમાનામાં છોકરા-છોકરી નથી પરણતાં. વેવાઈ–વેવાઈ પરણે છે એ તને નહિ ખબર હોય.'

'મારા બાપુજી સુધરેલા છે. સામાજિક સડા પર તો એમણે પુસ્તકો પણ લખ્યાં છે. એ ના નહિ પાડે.'

'પોથી માંહેનાં રીંગણાં' ની વાત તેં સાંભળી છે?'

'ના, ના.'

'તો સાંભળ. એક હતા ભટ્ટજી. કથા વાંચતાં કહેઃ રીંગણાં ખાવામાં પાપ છે. ભટ્ટાણી પણ કથા સાંભળે. તે જ દિવસે કોઈ ભાવિક સીધામાં રીંગણાં આપી ગયો. ભટ્ટાણી કહેઃ રીંગણાનું શાક શે થાય ? નાખી દેવાં પડશે. ભટ્ટ કહેઃ કાલી થા મા કાલી. એ તો પોથી માંહેલાં રીંગણાં ન ખવાય. રીંગણીએથી ઊતરેલાં રીંગણાં ખાવાની કોણે ના પાડી છે !

'તારા બાપુજીનાં પુસ્તકોનું પણ આવું જ.'

'પણ મારું હૃદય મજબૂત હશે તો ?'

'આરોગ્યનું પુસ્તક બરાબર ભણી નથી લાગતી. હૃદય લોખંડનું નથી કર્યું એ જ મોટો વાંધો છે ને ? એ તો છે લોચા જેવું ને વળી પલેપલે થડક્યા કરે છે. એના પર વિશ્વાસ રાખનારા જ પાછળથી માથાં કૂટે છે.'

કહેઃ 'હું બધાની સામે ઝૂઝી માર્ગ કાઢીશ.'

મેં બીજી બીક બતાવીઃ 'કાયદો તારી પડખે નહિ ઊભો રહે. એ પણ અનુલોમ–પ્રતિલોમ લગ્નના વાંધા કાઢી, તારી ઉંમર નાની કહી તારાં માબાપની પડખે જઈને ઊભો રહેશે.'

'પણ હું કહીશ કે હૃદયથી હું તમને જ વરવા માગું છું, પછી શું ?'

'કાયદો 'હિન્દુ–લૉ' વાંચીને ફેંસલો આપે છે, કોઈનું હૈયું વાંચીને નહિ, એટલું તારા કાયદાવ્યવસ્થાના શિક્ષક પાસેથી જરા સમજી લેજે.'

તોયે એણે વાત ન મૂકી. મને થયુંઃ બાળકનું વેન છે. વર્ષ જવા દે. ભૂલી જશે. બીજા એક વર્ષની મુદત નાખી. રામલાલ મને કહેઃ છોકરીનો સાચો પ્રેમ લાગે છે. વર્ષ બાદ પણ મક્કમ રહે તો સ્વીકારવું. નકામી ભગ્નહૃદય ન કરવી. તું ક્યાં પ્રેમ કરવા ગયો હતો ?

વર્ષ બાદ વહેલી સવારમાં નાહીધોઈને સંગીત માટે જઈ રહ્યો છું ત્યાં આછાં અંધારાંમાં મારા ગળામાં પારિજાતકની માળા પહેરાવી પગે પ્રણામ કરતાં ગૌરી કહેઃ ચંદ્ર, તારા, વાયુ, આકાશ–સૌના સાન્નિધ્યે તમારા ગળામાં પ્રેમની માળા પહેરાવું છું.

મેં કહ્યુંઃ આજકાલનાં લગ્નમાં આ જ વાંધો છે ને ? મુશ્કેલી આવે છે ત્યારે ચંદ્ર, તારા કે આકાશમાંથી કોઈ વહારે નથી ધાતું. બ્રાહ્મણ કે સગાંવહાલાંની હાજરીમાં લગ્ન થતાં એ તોડતાં વાર લાગતી.

ગૌરી કહેઃ મારી જિંદગીના અતિ ઊજળા દિવસે તો હસીને સારા શબ્દો બોલી મને આશીર્વાદ આપો.

આશીર્વાદ તો મેં આપ્યા. પણ તે પછી મે કહ્યુંઃ જોજે હો, ડોસો કુંવારો સાંભળ્યો છે. ડોસી કુંવારી નથી સાંભળી. આજ સુધી કદી આવી લપમાં પગ મેં મૂકયો નથી અને મૂકયા પછી મારાથી પાછો નહિ ખેંચી લેવાય. એક જીવન વેડફવાનો દોષ તારા પર ન ચઢે એ ખ્યાલ રાખજે.

આ ભાઈલાલની પ્રેમકથા.

એ પછી તો ભાઈલાલ વિશેષ સંગીત શીખવા મુંબઈ ગયો. ગૌરીબેને સંગીતનો પ્રાથમિક અભ્યાસ પૂરો કર્યો. એમના પિતાની રજા લઈ એ વડોદરાની કન્યાશાળામાં સંગીતશિક્ષિકા તરીકે રહ્યાં. શાળા સિવાયનો બધો સમય ભાઈલાલને ઘરે જ ગાળતાં. ભાઈલાલનાં માબાપ, ભાઈબેન બધાં ભાઈલાલ–ગૌરીના ભાવી લગ્નની વાતથી વાકેફ થઈ ચૂકયાં હતાં. નાનાં ભાઈબેન તો વળી 'ભાભી' કહીને બોલાવતાં અને ગૌરીબેન કદી વિરોધ પણ ન કરતાં.

ત્યારે આ થયું શું ?

ગૌરીબેન આ પુરુષના આંકડામાં કયાંથી ? સંમેલનમાં ભાઈલાલ આવે ત્યાં સુધી રાહ જોવી પડશે.

૮

# દિલનાં દાઝેલાં

'અરે કનુ, પાંચછ દિવસથી આવ્યો છે પણ હજી સુધી ઘેર ડોકાયો પણ નથી કે ? ચાલ અત્યારે મારી સાથે જ.' ફરીને ચાલ્યો આવું છું ત્યા અમારા આચાર્યજી રસ્તામાં મળી ગયા.

મેં કહ્યું: 'મામા, હમણાં જરા સંમેલનની વ્યવસ્થાસમિતિમાં લેવાયો છું તે ધમાલમાં પડ્યો છું. આ બધું પતી જાય પછી ઘર તો છે જ ને ? આ વખતે તો એકાદ માસ રોકાવાનો વિચાર કરીને આવ્યો છું એટલે ડોકાયો નથી.'

'એમ ? તો તો ઘણું સારું. હમણાં વળી નટવર, ભાનુ, સવિતા બધાં મોસાળ ગયાં છે. એ પણ બધાં સંમેલન પતે એટલામાં આવવાનાં છે એટલે તને વધારે મજા પડશે. તારો વિચાર જ બરાબર છે.'

આચાર્યજી સાથે મારે ઠીકઠીક નજીકનો સંબંધ બંધાઈ ગયો છે. એ મારા મોસાળના વતની છે. એ સંબંધે એકલા મળે કે ઘેર હોય ત્યારે 'મામા'થી જ બોલાવું છું. ભણતો ત્યારે નવરાશનો વખત ગાળવા ઘણી વખત એમને ત્યાં જ પહોંચી જતો. વિદ્યાર્થીઓ ઘણી વાર મારી મશ્કરી કરતા કે: 'આપણે બધા ગોખી ગોખીને મરી જઈશું તો યે નહિ આવડે. પણ આ કનુને ગુરુજીની સેવાને પ્રતાપે વગર વાંચ્યે જ્ઞાન ઊગી નીકળશે.'

જ્ઞાન ઊગી નીકળશે કે નહિ તે તો ખબર નથી, ઊલટો મારા મગજ પર એક ભાર ચડી બેઠો છે તેની આ વિદ્યાર્થીઓને ખબર

છે ? આચાર્યજીનું જીવન મારે મન એક કોયડો બની ગયું છે. જોમેટ્રીનાં થોડાંક પ્રોબ્લેમ આવડતાં નથી એમાં વળી આ એક મોટા પ્રોબ્લેમનો ઉમેરો થયો છે.

આચાર્યજી પોષાકકપડાં અને વાળમૂછની ટાપટીપમાં કેટલા રસિક છે ? જ્યારે કાવ્યો કે સાહિત્ય સમજાવવા બેસે છે ત્યારે ઉચ્ચ ધોરણના વિદ્યાર્થીઓ તો ઠીક, પણ ક્યારેક શિક્ષકો પણ સાંભળવા બેસી જાય છે. રસભરપૂર સંસ્કૃત સાહિત્યની એકેએક પ્રેમકથાઓ શ્લોકો સહિત એમને કંઠે છે. એમનો કંઠ પણ કેવો દર્દભર્યો છે !

શાકુંતલ કે મેઘદૂતના શ્લોકો જ્યારે તેઓ ગાતા હોય છે ત્યારે જાણે પુરાણકાળમાં ખેંચી જાય છે. લોકસાહિત્યની વાતો તો કેવી લડાવીને કહે છે ?

પણ સાંભળનાર પાંચ હોય કે પાંચસો, સાંભળનારને રડાવવા સાથે આચાર્યજી પોતે પણ કાં રડવા લાગે ? ક્યારેક તો આવી વાતને ટાંકતાં ટાંકતાં યે આચાર્યજી રડી પડે છે. અમારે ત્યાં આવતા માણભટ્ટ કે પુરાણીજી નળાખ્યાન કે રામાયણ વાંચતાં ઘણાને રડાવે છે, દ્રૌપદીનાં ચીરહરણ કે સીતાજીના વનવાસ વખતે તો સ્ત્રીઓ છાની પણ નથી રહેતી. પણ ભટ્ટજી એ પછી તરત લાડવા ખાવા જાય છે અને આચાર્યજી કાં વાર્તા કહ્યા પછી ઓરડામાં બે કલાક સુધી સૂનમૂન બેસી રહે ?

શાળાનો બધો વ્યવહાર સ્વસ્થતાથી કર્યે જાય છે, પણ સ્ત્રીઓ વિષેની ચર્ચા વખતે તેઓ અસ્વસ્થ કાં બની જાય ? એ કહે છે : પુરુષ સ્ત્રીને પરણે છે કે સ્ત્રી પુરુષને પરણે છે એ જ એક કોયડો છે.

મને થાય છે કે આચાર્યજી દુર્ગાબેનને નહિ પરણ્યા હોય અને દુર્ગાબેન તેમને પરણ્યાં હશે ?

કોઈ ગામઠી છાપામાં ‘અમુક માથાભારે માણસ અમુક સ્ત્રીને

ભગાડી લઈ ગયો' એવા સમાચાર વાંચતાં એ બોલી ઊઠે છે: 'મને તો આ છાપાવાળાઓ પર ચીડ ચડે છે. પુરુષ સ્ત્રીને ભગાડી ગયો કે સ્ત્રી પુરુષને ભગાડી ગઈ એની તેમણે તપાસ કરી છે? મોટે ભાગે સ્ત્રીઓ જ પુરુષોને ભગાડી જતી હોય છે છતાં દોષ બિચારા પુરુષને......'

સ્ત્રીઓથી ચેતવા જેવું ત્યારે તો—

પણ આચાર્યજીને કામ કેટલું બધું રહે છે? ક્યારેક વહેલી સવારથી આવીને એ પોતાના ટેબલ પર બેસી જાય છે. સાંજે શાળા છૂટયા પછી યે ટેબલ પરથી ખસતા નથી. સવારમાં શાળાએ આવે છે ત્યારે તો એકદમ આવે છે. પણ પાછા ફરે છે ત્યારે કેમ ધીરા પડી જાય છે? આખા દિવસના કામનો થાક સાંજે વર્તાતો હશે?

આચાર્યજીને ત્યાં જવાનું એક બીજું પણ કારણ છે. મારો જીવ એમનાં બાળકો નટવર, ભાનુ અને સવિતા સાથે ભળી ગયો હતો. સવાર હોય કે સાંજ: અચાનક નટવર આવી પહોંચે: ચાલો કનુભાઈ, ચાલો કનુભાઈ, ફરવા જવું છે. ભાનુ અને સવિતા પણ હળવે હળવે એમની પાછળ આવી જ પહોંચ્યાં હોય. મારા હાથ ખેંચવા લાગે અને કહેવા લાગે: ચાલો ફરવા.

ફરવા તો જાઉં છું, પણ થોડુંક ચાલતાં ત્રણે ય બેસી જાય છે. ધૂળમાં આડાઅવળા લીટા તાણતાં સવિતા બોલ્યા કરે છે: ઘેર જતાં વેંત મારા લાલ ઘોડાને એવો દોડાવવો છે કે બસ તબડાક્ તબડાક્. રેલગાડી પણ પાછળ રહી જાય ને?

ભાનુ કહેશે: મારી મોટરને એવી દોડાવીશ, એવી દોડાવીશ કે ફરરરર, બલૂન પણ બિચારું જોઈ રહે.

એક મોટો નટવર છાનોમાનો બેસી વાદળાં સામે મોં વકાસી રહે છે કે ઝાડમાં ભરાઈ બેસતાં પંખી સામે તાકી રહે છે.

મને થાય છે : ઘેર જતાં તો આ બાળકોમાંથી કોઈ નથી જોતું મોટર ઘોડા સામે કે આચાર્યજીએ ઘરના એક ખૂણામાં ઢગલો કરેલાં ભાતભાતનાં રમકડાં સામે. ઘરમાં પેસતાં શાંત બની જાય છે. વખત મળતાં ફળિયે પહોંચે છે અને તરત મારી પાસે આવી ફરવાની વાત ઉપાડે છે. આ છે શું ?

'બા, અમને અત્યારે રોટલીશાક જમવા આપશો ?' ભાનુ પૂછે છે.

'આ છોકરાં તો મારો જીવ ખાઈ ગયાં. સવારથી સાંજ સુધી બા, બા, બા, કહેતાં વળગ્યાં જ છે...' પલંગ પર સૂતેલા આચાર્યજીનાં પત્ની દુર્ગાબેને ત્રાડ મારી.

ભાનુએ તો રોટલીશાક ખાવાની માગણી કરેલી. જીવ ક્યાં ખાધો છે ? અને એ બા ન કહે તો શું કહે ?

'બાપુજી અમે મોટર મોટર રમીએ ?'

'ના, મારા બચ્ચા, અત્યારે નહિ.'

'તો પછી ક્યારે રમીએ ? મોટર તો કેટલા યે દિવસથી આવી છે અને રમવા તો એકે ય દિવસ...'

'જો બચ્ચા, તારાં માતુશ્રી અત્યારે શાંતિથી સૂતાં છે ને, એ વખતે તમે રમો તો એમની શાંતિમાં ખલેલ પહોંચે ને ?'

અમે ફરવા ગયાં છીએ. સવિતા કહે: 'ભાનુ, મને તો મામાને ત્યાં બહુ જ ગમે.'

ભાનુ કહે: 'મને તો કાકાજીને ત્યાં ગમે.'

'મામાને ત્યાં તો રોજ કેવું સરસ સરસ ખાવાનું, રમવા રમકડાં...' સવિતા બોલી.

'પણ મામા–મામી લડી પડે ત્યારે ? કાકાજીને ત્યાં તો એવું કદી યે નહિ ને ?' ભાનુ બોલ્યો.

નટવર કહેઃ ' હવે બોલ્યા વગરનાં બેસી રહેશો ? '

એની એ શાંતિમાં ખલેલ પહોંચતી હશે ?

આચાર્યપત્ની દુર્ગાબેન પણ વખત મળતાં પાસેને ઘેર એમની બેનપણી પાસે પહોંચી જાય છે. સવારનાં ત્યાં જઈને બેઠાં છે. મારી પાસે સવારથી રમવા ચાલ્યાં આવેલ બાળક ઘેર આવી બાને બોલાવવા જાય છેઃ ' બા, અમારે શાળાએ જવું છે. કપડાં બદલી આપવા આવશો ? '

' એક ઘડીકવાર નિરાંત જીવ કરીને ઘર બહાર બેસવા પણ નહિ દો તમે. ' કહેતાં એ ઘેર આવે છે. ઉતાવળમાં ભાનુની ચડ્ડી સવિતાને અને સવિતાની ચડ્ડી ભાનુને પહેરાવી બેનપણી પાસે ચાલતાં થાય છે.

આચાર્યજી આઠ વાગ્યાના શાળાએ જઈ બેઠા છે. બાળકો સાડાઆઠનાં મારી પાસે હતાં. દુર્ગાબેન કોણ જાણે ક્યારનાં બેનપણીને ઘેર બેઠાં હશે. આ બધાં એકબીજાથી અને ઘરથી કાં ભાગ્યા કરે ?

વહેલી સવારે ફરીને પાછો આવું છું ત્યાં આચાર્યજીના ઘરમાંથી અવાજ આવી રહ્યો છેઃ ' આટલા વહેલા ઊઠીને તમે શા માટે રાંધી નાખ્યું ? મારાથી નથી રંધાતું ? '

' તમારું શરીર કાલે જરા અસ્વસ્થ હતું. પણ થયું કે તમે નહિ માનો એટલે વહેલો ઊઠી...' આચાર્યજી જવાબ આપે છે.

' મારા શરીરની સ્વસ્થતામાં મેલો ને હવે ટાંડી ! જરા અર્ધી ડિગ્રી તાવ ચડી ગયો તેમાં...'

' અર્ધી ડિગ્રીમાંથી પછી વિશેષ ચાર ડિગ્રી ચડવાની સંભાવના ખરી ને ? '

' સંભાવના તો ચાલીશ ડિગ્રી ચડી જવાની. હવે મેલોને તમારી સંભાવના...?'

ચાલીસ ડિગ્રી? ઘણી ગરમી થઈ ગઈ. ઠંડીને કારણે શાલ ઓઢેલી તે ઉતારીને હું ચાલતો થયો.

દસ વાગે બાળકોને ઘેર મૂકવા આવ્યો. 'અત્યાર સુધી ક્યાં ગયા હતા? રસોઇ તૈયાર થઈ ગઈ છે.' રસોડામાંથી નીકળતાં દુર્ગા-બહેને બહારથી આવતા આચાર્યજીને પૂછ્યું.

'થયું કે તમે મને નહિ રાંધવા દો તેથી રસોયો કરવા ગયો હતો.'

'પણ કોણે કહ્યું હતું કે તમે રસોયો કરી આવો. રસોયો આવે તો એનો પગ જ ભાંગી ના...'

એ જ વખતે ખભે ફાળિયું નાખેલ રસોયાએ બારણામાં પ્રવેશ કર્યો. વાત સાંભળીને અંદર મૂકેલો પગ એણે પાછો ખેંચ્યો. પગાર કરતાં એને પગ વધારે વહાલો હશે. આચાર્યજીએ ઘણી બૂમો નાખી, પણ સાંભળે જ કોણ?

'તમારું શરીર હમણાં સારું નથી. તમને જરા રાહત રહે...'

'મારે તો રાહત નથી જોતી. આ શરીરને હવે વળી રાહત...' મને આવતો જોઈને દુર્ગાબેન અટકી ગયાં.

દુર્ગાબેન આમ કેમ કર્યા કરે છે? આચાર્યજીને તેમના પર કેટલો ભાવ છે? દુર્ગાબેન સુંદર પણ કેટલાં છે? જરાક બોલતાં બોલતાં તો ગાલ રંગાઇ ઊઠે છે અને ગળા સોંસરવી આભા ઊઠે છે. એમના શરીરની જાળવણી માટે આચાર્યજી જે ચિંતા કરી રહ્યા છે તે ખોટી પણ ક્યાં છે? એમનું શરીર એવું નાજુક છે કે જરાક કામ કરતાં હાથપગ ખેંચાઈ જાય છે. પણ માંદાં હોય કે સાજાં, દુર્ગાબેન કામ નથી છોડતાં. કહે છે કે મોટા ઘરનાં દીકરી છે અને એમના વખતમાં ભણતર ન હતું ત્યારે એમના પિતાજીએ એમને ઘેર શિક્ષક રાખી ઇન્ટર સુધી ભણાવ્યાં છે. અમસ્થાં વાતો કરતાં હોય છે ત્યારે કેવાં સ્વસ્થ ચિત્તે સુંદર વાતો કરે છે. પણ જ્યારે આચાર્યજી કે બાળકો આવે છે ત્યારે અસ્વસ્થ કાં બની જાય?

'કનુ, એક કામ કરવું પડશે. જન્માષ્ટમીના દિવસો આવે છે. તારાં મામી માટે સુંદર દસ સાડીઓ ખરીદી લાવ. ભાવ સામે જોઇશ નહિ.' આચાર્યજીએ મને કહ્યું.

મારે માટે રૂમાલની ય હાથે ખરીદી નથી કરી એને માથે દસ સાડીની ખરીદી! રાગિણીબેન અને બિંદુબેનને મળીને સાડીની લેટેસ્ટ ફેશન અને ડિઝાઇન જાણીને ઊપડયો. 'દેવદાસ' છાપ અને 'ગંઝિલ' બ્રાન્ડ. કાપડિયો કહેઃ એક એક જ નંગ છે. પછી પાછી નહિ રાખું. અહીં તો કલાકમાં સાઠ નંગ વેચાય છે. પસંદગી માટે માલ મોકલવાના દિવસો ગયા.

મેં કહ્યુંઃ વાંધો નહિ. આપો ને.

ઘેર આપવા ગયો. દુર્ગાબેન કહેઃ 'પણ મારે માટે આટલી બધી ખરીદી શા માટે?'

એની મને કેમ ખબર પડે?

'લઈ જાઓ પાછી. આમાંથી એક પણ સાડી મારે ન જોઈએ.'

કાપડિયે તો પાછી લેવાની ના પાડી છે. શું કરવું? મારે ઘેર તો હજી સાડી પહેરનાર કોઇ નથી આવ્યું. ત્યારે શું મારે પહેર... આચાર્યજીનો આશરો લીધો. ઘેર આવીને કહેઃ 'આ જન્માષ્ટમીના દિવસો આવે છે. બાળકો એમને મોસાળ જવાનાં છે એટલે જરા...'

'પણ મારે આટલી બધી સાડીઓને શું કરવી છે?'

'તમારા સૌંદર્યને અનુરૂપ એવી છેલ્લી ફેશનની છે એટલે...'

'હવે આગ મેલો ને મારા શરીરના સૌંદર્યમાં. આ સૌંદર્ય પણ નથી જતું. હે ભગવાન! મેં કયે દિવસે તારી પાસે સૌંદર્યની માગણી કરી હતી કે...'

પેલાં કાળાંકાળાં સવિતાબેન સૌંદર્ય વધારવા પફ-પોમેડ કરે છે અને દુર્ગાબેન સૌંદર્યથી નાસતાં કાં ફરે? ભગવાન પણ બહેનપણીને ઘેર

બેસવા જતો હશે અને ઉતાવળમાં દુર્ગાબેન સવિતા-ભાનુની ચડ્ડીમાં ગોટાળો કરી નાખે છે તેમ સૌંદર્ય–વહેંચણીમાં ગોટાળો કરી નાખતો હશે?

'આ હાંડલાં અને ગોળાની ખરીદી શા માટે કરી લાવ્યા?'

'તમે કહ્યું હતું ને? અનાજ ભરવા માટે ગોળા અને રાંધવા માટે હાંડલાં?'

'શહેરમાં આવ્યા તો ય હજી પિત્તળનાં વાસણ નજરે નથી ચડતાં કે? કંસારા બધા મરી પરવાર્યા?'

'ના ના. એટલા માટે નહિ. ગોળામાં અનાજ સારું રહે અને હાંડલાંમાં રાંધેલ ખોરાકની મીઠાશ...'

'આ કુંભારની જાત પણ દુનિયા પરથી મરી નથી પરવારતી કે તમારા જેવા લોભી જીવને...' હાંડલાના ભુક્કા.

બચી ગયો. સારું થયું કે ભગવાને કુંભારની જાતમાં જન્મ નથી આપ્યો.

'પણ આ નવલકથાનાં પુસ્તકો આટલાં બધાં શા માટે ખરીદ્યાં?'

'તમે કહેતાં હતાં ને કે કૉલેજ–જીવન દરમિયાન તમને નવલ-કથાવાચન બહુ ગમતું. આજે એક પ્રકાશન–સંસ્થાનો એજન્ટ આવ્યો અને ઠીક કમિશને આપતો હતો એટલે......'

'હવે મને બળેલીને આવાં પુસ્તકોથી શા માટે બાળો છો? આ કરતાં તો એક ગીતા અને રામાયણ લઈ દો એટલે એની પારાયણ કરી શાંતિ પામું. મને હવે કોઈ રીતે એ જીવન ભૂલવા દેશો?'

પુસ્તકોમાં યે વળી આગ હોય છે તેની આજે ખબર પડી. રાતે પુસ્તકોથી જરા દૂર સૂવું પડશે.

વાત આગળ ચાલે છે. હું બાળકોને મેડી પર બેઠો બેઠો રમાડું છું. ન ઇચ્છા છતાં વાતો કાને પડી રહી છે.

'હું ખરા હૃદયથી કહું છું, તમે કહો તેવા પવિત્ર સોગંદ ખાઈને કહું છું કે ચાલો તમને વીરુભાઈ પાસે મૂકી જાઉં. તેથી જાણે મારા હૈયા પરથી ભાર ઊતરી પરમ શાંતિ......'

'અરે પરમ શાંતિ! પરમ શાંતિ તો મળશે હવે ચિતામાં...'

દુર્ગાબેન અવળવાણી બોલે છે કે શું? કાગળના પુસ્તકમાં એમને આગ દેખાય છે અને ભડભડતી ચિતામાં એમને શાંતિ દેખાય છે.

'પણ હું સામે ચાલીને......'

'હવે રાખો. ત્રણ ત્રણ બાળકો થયાં પછી પછી હું જગતમાં કયે મોઢે...' કહેતાં દુર્ગાબેન ડૂસકાં ભરતાં સંભળાયાં.

'ચાલો નટુભાઈ, હવે ફરવા જશું કે?' કહેતાં મેં ધડધડ દાદરાનાં પગથિયાં ધધડાવતાં ઊતરવું શરૂ કર્યું. બાળકોને લઈને બહાર ગયો ત્યારે દુર્ગાબેન રસોડામાં જઈ બેઠાં હતાં. મને થયું કે ચિતાની આગમાં શાંતિ ભાળનારાં ચૂલાની આગ પાસે વળી કયાં જઈ બેઠાં?

પુસ્તકોની વચ્ચે ઓસરીની કોરે બેઠેલા આચાર્યજીએ કહ્યું: 'ભાનુભાઈ, ખૂબ ખૂબ ફરજો હો! અને સવિતા! ત્યાં જઈને ભેંસની જેમ બેઠી રહેતી નહિ હો?' કહેતા એ હસ્યા.

આચાર્યજી રોવા જેવું કાં હસે?

જન્માષ્ટમીના દિવસો છે. આસપાસનાં લોકો ઘોડાગાડીઓ કરી ત્રણ માઈલ દૂર જડેશ્વર જાય છે. આનંદ ઊડી રહ્યો છે.

આચાર્યજી પણ બે ગાડી કરી લાવ્યા છે.

'તમે ચાલો ને સાથે? તમારા વિના શી મજા આવશે?' દુર્ગા-બેન આગ્રહ કરી કરીને કહી રહ્યાં છે.

'ના, ના, તમે જ જઈ આવો ને. મારે શાળાનું કામ એટલું

વધી પડયું છે કે પછી પહોંચી શકાશે નહિ. રજાનો જરા ઉપયોગ કરી લઉં...'

'તમારે તો રજા હોય તો એ ઢસરડા। આમ ને આમ પછી શરીર...'

'તમને ખોટું લાગતું હોય તો પછી હું આવું.' કહેતા આચાર્યજી ગળગળા થઈ ગયા.

'ના ના, તમને ખોટું લાગતું હોય તો ઘેર જ રોકાઓ. પરાણે એંચી જઇને ય શું ?'

કોને શાથી ખોટું લાગે છે એ જ નથી સમજાતું.

એક ગાડીમાં દુર્ગાબેન ને તેમની સખીઓ બેઠાં. બીજી ગાડીમાં હું અને બાળકો બેઠાં.

જડેશ્વર ખાસ ન રોકાયાં. દુર્ગાબેન બધે ફર્યાં ખરાં, પણ મન વિના. વળતી વખતે દુર્ગાબેનને એમની સખીઓ આગ્રહ કરીને એમને ઘેર લઈ ગયાં. હું બાળકોને લઇને ઘેર પાછો આવું છું ત્યાં તો....

ચાર ડઝન કપડાં ફળિયા વચ્ચે સુકાઈ રહ્યાં છે. દુર્ગાબેનનાં સાડી-ચણિયા સુદ્ધાં. આચાર્યજી આખું ઘર ઝાડીઝૂપટી ગોઠવી રહ્યા છે. એકલી ચડ્ડી પહેરી છે. આખું શરીર અને વાળ ધૂળ ધૂળ.

'અરે, અત્યારમાં આવી પહોંચ્યા ? આટલા બધા વહેલા ?' કહેતા આચાર્યજી કામ એકદમ પતાવી બાથરૂમમાં નહાવા ચાલ્યા ગયા. નાહીને તરત શાળા તરફ.

આટલા માટે જ રોકાયેલા ?

જન્માષ્ટમીનો દિવસ છે તેથી શાળાએથી વળતી વખતે ઘેર જમવા આચાર્યજીએ મને સાથે લીધો. ફળિયામાં પગ મૂકીએ ત્યાં તો આચાર્યજીએ ધોયેલાં ઢગલોએક લૂગડાં માથે ધૂળ...ધૂળ... કાદવ...કાદવ.

મને થયું: આજે તો જન્માષ્ટમી છે, ધૂળેટી ક્યાં છે?

'તમને કોણે કહ્યું હતું કે આ કપડાં ધોઈ નાખજો......' દુર્ગાબેન બોલ્યાં.

'તમે ફરવા ગયાં હતાં, એટલે પછી તમને સમય નહિ મળે ધારીને...જન્માષ્ટમી જેવો તહેવાર છે એટલે તમે જરા નિરાંતથી...'

'જન્માષ્ટમી જેવા તહેવારો ય ચાલ્યા આવે છે તે...આસપાસનાં લોકો વાતો કરે છે તેથી તો હવે મારાથી.......'

દુર્ગાબેનનું ચાલત તો કૃષ્ણનો જન્મ જ અટકાવીને આવા તહેવારો ન થવા દેત.

આસપાસનાં લોકો વાતો કરે છે એ પણ ક્યાં ખોટું છે?

ડોશીઓ કહે છે: આવડી મોટી શાળાનો આચાર્ય છે, પણ માવડિયો છે માવડિયો! બાયડીનાં ઘાઘરાપોલકાં ધોતાં યે શરમ નથી આવતી.

જુવાનડીઓ કહે છે: દુર્ગાબેને પાંચે આંગળીએ પૂરા પૂજ્યા હશે તે આવો કહ્યાગરો ધણી મળ્યો છે. આપણા ભાયડા તો એક તોડીને બે...

છોકરીઓ ગોર્ય ઉપાડી ગાતી ફરે છે:

**ગોર્ય મા, ગોર્ય મા રે, કંથ દેજો કહ્યાગરો...**

દુર્ગાબેને પણ નાનપણમાં ગોર્ય પુજતાં આ ગીત નહિ ગાયું હોય?

શિક્ષકો વાતો કરતા હોય છે: 'આચાર્યજીનું જીવન ધૂળધાણી થઈ ગયું.'

'અને દુર્ગાબેનનું નહિ? ભણતી વખતે કેવાં તેજસ્વી હતાં અને અત્યારે જુઓ તો......'

'આ કરતાં દુર્ગાબેનને જેની સાથે અભ્યાસ વખતે પ્રેમ હતો તેની સાથે લગ્ન થયું હોત તો બન્નેનાં જીવન સુધરી જાત.'

'બિચારા આચાર્યજીએ તો લગ્ન પછી યે ત્યાં મૂકી જવાની વાત કરેલી. પણ...'

'એ બધું મેઘાણીની 'શેત્રુંજીને કાંઠે'વાળી લોકસાહિત્યની વાર્તામાં શોભે...'

આ વાર્તા તો અમારી ગુજરાતીની ટેકસ્ટમાં છે તે જ કે?

તે દિવસે આચાર્યજી વીરુભાઈ વીરુભાઈ કહેતા હતા એ તો નહિ?

દુર્ગાબેનને બગલમાં બાંબલાઈ થઈ છે. ચાર દિવસથી વાળ ઓળી શકયાં નથી.

આચાર્યજી કહે છેઃ 'તમારા આવા સુંદર વાળ ઊડી રહ્યા છે. લાવો, તેલ નાખી ચારસરો ચોટલો ગૂંથી આપું.'

'તમને તે આ છોકરિયાં કામ કયાંથી આવડયાં?'

'નાનો હતો ત્યારે મારી બેનોના ચોટલા મીંડલા ગૂંથીને હું જ...'

'આ કરતાં છોકરી થયા હોત તો...' કહેતાં દુર્ગાબેને કાતર ઉપાડી અને હાથ ઊંચો કરી કચ્ કચ્ કચ્ કરતાં વાળ કાપવા લાગ્યાં. હાથ ઊંચો થતાં બાંબલાઈ પણ પણ ફૂટી ગઈ.

મને 'શેત્રુંજીને કાંઠે'વાળી વાર્તા યાદ આવી—

**ચોટો ચાર જ હાથ, ગૂંથ્યો ગોરે માણસે;**
**(એના) ગુણની વાળેલ ગાંઠ, હોરો છોડે દેવરો.**

હમણાં હમણાં દુર્ગાબેનને સળેખમ રહે છે. ઘીમાં લસલસતો ઊનોઊનો શીરો બનાવીને આચાર્યજીએ પાસે મૂકયો. 'લો, ઊનો ઊનો શીરો ખાઓ તો તમારું ગળું શેકાય અને સળેખમ...'

'ઊનોઊનો શીરો ખાતાં તો મારા પેટમાં અગન લાગે છે...'

વળી પેલી વાર્તાની યાદ...

**ઊનાં ફળફળતાં ય, ભોજનિયાં ભાવે નહિ;**
**હેત હૈડામાં ય, દિલમાં દાઝે દેવરો.**

સરખામણીએ મન ચડી ગયું. આચાર્યજીએ દુર્ગાબેનને વીરુ-ભાઈ પાસે મૂકી આવવાની વાત કરી હશે એમાં તેમને તો લાભ જ ને ? પેલા દેવરાની પેઠે વીરુભાઇને બે બહેનો હોત તો આચાર્યજીને એકને બદલે બે મળત ને ?

દીકરીઉં દેવાય, વહુનું દેવાય નહિ,
એક સાટે બે નય, ઢાલ માગે તોય ઢોલરો.

આચાર્યજીનાં બા ઝમકુમા આવ્યાં છે. સિત્તેર વર્ષ થયાં છતાં કડેધડે છે. મને જોતાં કહે: 'એલા કનુ, આવડો મોટો થયો તો ય હજી ભણે છે ? હવે કમાવા લાગ, કમાવા. તારી બાને ય પૈસા કામ લાગે.'

હું શું ભણું છું, મારી બાને મારી કમાણીની જરૂર છે કે નહિ તે જાણવાની યે તેમને જરૂર નથી. મને લાગ્યું કે તેમની હાજરીમાં ઝાઝું રોકાવાની મારે પણ જરૂર નથી.

દુર્ગાબેન આચાર્યજીને કહે: 'બા રોકાય એટલા દિવસ હું પિયેર જઈ આવું. બાને નિરાંત અને મને પણ...'

'બસ, મેં જ તમારું શું બગાડયું છે ? ત્રણ વરસે એક વાર આવી ત્યાં યે ભાગી જવાની વાત. આ કરતાં તમારી બાને જ સાસુ બનાવીને પિયેર રોકાવું હતું ને ?'

'અરે બા, પણ એમનું દિલ દુભાય એવાં કડવાં વચનો...'

'મારી બા કહેવા નહોતા આવ્યાં. તે દી તો અમારા ઉંબરા ટોચીટોચીને...' દુર્ગાબેનનો પિત્તો પણ ઊકળી ઊઠયો.

'અરે પણ દુર્ગાલક્ષ્મી, શાંત થાઓ. બાના હૃદયને દુઃખ લાગે તેવું...'

'તમે અત્યારે એક બાજુ ખસી જાઓ.'

'હા હા, તું એક બાજુ જા, હું એને ભરી પીશ.' આ બોલતાં હતાં. આચાર્યજીના દિલ કે હૃદયની બેમાંથી એકેયને નથી પડી.

'એલાં ભાનુ–સવિતા, કેમ આઘાં ભાગતાં ફરો છો ? હું યે તમારે મોટી મા થાઉં. એની પાસે બેસાય હો ?' હું બાળકોને ફેરવીને આવ્યો અને ઝમકુમાએ બાળકોને બોલાવ્યાં. બાળકો ડરતાં ડરતાં પાસે ગયાં.

'તમારી માએ તમને ભલે ના પાડી હોય, પણ મારી પાસે આવવું હો ?'

'અમારી માએ ના નથી પાડી.'

'હું એને જાણું ને ? ના પાડી છે એમ કહેવાની યે ના પાડી દીધી છે.'

મા થઈ, થાતી ને થાશેનાં જાણનારાં લાગે છે. મને ય દુર્ગાબેને શું કહેવાની ના પાડી છે તે પૂછે તે પહેલાં શાળા ભેગો થવા દે.

'હું ઘણું યે જાણું છું કે તને મારો દીકરો નથી ગમતો. કુંભારના ઘરનું હાંડલું હોત તો બદલાવી લેત, પણ હવે શું થાય ?' માજી બોલી રહ્યાં છે.

'પણ મેં ક્યાં ના કહી છે ? તમારા દીકરાને બીજી પરણાવો તો મારી આંખો ટાઢી...'

'હા...હા, ટાઢી ને કાગડે કાઢી. પછી તારે જઈને પેલા વીરુના ઘરમાં...'

'વીરુના ઘરમાં બેસવું હશે તે દી તમને પૂછવા નહિ આવું...' કહેતાં દુર્ગાબેન ભીંત પાસે પહોંચ્યાં.

'હાય રે હાય...આ સુધરેલીથી તો ! ભગવાને બે માથાં ય નથી આપ્યાં, નહિ તો એકના ભાંગીને ભુક્કા કરી નાખત...'

પણ દુર્ગાબેનને એવો લોભ ન હતો. એમણે તો ભીંત સાથે

માથું અફાળવું શરૂ કર્યું. ધડીમ્ ધડીમ્ ધડીમ્. આચાર્યજીને બોલાવવા જાઉં ત્યાં સુધીમાં તો એક માથાનાં બે કરશે કે શું ? હું એમનું માથું પકડવા જાઉં ને ક્યાંક ઝમકુમા મારાં જ માથાં બે કરી નાખે તો ?

'વોય માડી રે...સાપે ફટકાવ્યો રે...' કહેતો હું ઓસરીની કોરે પગ પકડીને બેસી ગયો. દુર્ગાબેનને મારા પર ભાવ તો છે જ. માથાં અફાળવાં મૂકી તરત મારી પાસે આવી પહોંચ્યાં. નાક લૂછતાં પૂછે : 'હેં કનુભાઇ, સાપને જોયો તમે ?'

'સાપ નહિ તો વીંછી હશે જ. વેદના નથી સહાતી રે...'

દુર્ગાબેન દોડતાં વીંછીનું ઝેર ઉતારવાની ટીકડી લઈ આવ્યાં. પાટો બાંધી દીધો.

દરવાજા સુધી ખોડંગતો ચાલ્યો. બહાર નીકળીને દોટ મૂકી. આચાર્યજીને દોડતા ઘેર મોકલ્યા.

'મારે હવે રોકાવું જ નથી ને ? આ સુધરેલી ઘરમાં આવી ત્યારથી ઘરડે ઘડપણ મારે પિયેરનો આશરો લેવો પડ્યો છે. ભલું મારું પિયેર ને ભલી હું...' બચકા બાંધી ઝમકુમા બોલી રહ્યાં છે.

'તમે ને તમારો દીકરો લહેર કરો. મારું પિયેર મરી પરવાર્યું નથી કે આ ધમરોળ જોવા અહીં બેસી રહું. ભગવાને પાંચ પાંડવ જેવા ભાઇ આપ્યા છે ત્યાં હું ભારે નહિ પડું...' કહેતાં દુર્ગાબેન બેગ તૈયાર કરતાં બોલી રહ્યાં છે.

'અરે માતુશ્રી, થોડા દિવસ રોકાઇ જાઓ ને...' 'અરે દુર્ગાલક્ષ્મી, જરા મગજને શાંત રાખીને વિચાર કરો ને...' કહેતા આચાર્યજી ઘર અને ઓસરી વચ્ચે દોડાદોડી કરી બન્નેને સમજાવી રહ્યા છે.

મને થાય છે : આચાર્યજીને જ પિયેરની ખોટ છે એટલે આ બધાં ધમકાવી રહ્યાં છે ને ?

છેવટ બાનું પિયેર જોરદાર નીકળ્યું. દુર્ગાલક્ષ્મીનું પિયેર એંચતું રહી ગયું.

'આ તો રાષ્ટ્રનો મુક્તિયજ્ઞ મંડાયો છે. ઘેરઘેરથી જુવાનોએ એમાં જોડાવું જોઈએ.' દુર્ગાલક્ષ્મી કહી રહ્યાં છે.

'હા, તમારી વાત સાચી છે. આપણો નટવર હજી નાનો છે, નહિ તો એ પણ આપણા ઘરને ઉજ્જવળ કરત...'

'જુવાન હજી તમે ય છો. સાડત્રીસ વર્ષ એ તો જુવાનીમાં જ ગણાય. તમે શા માટે ન જોડાઓ? આવો યજ્ઞ મંડાયો હોય ને આપણા તરફથી કશું બલિદાન...'

'જો તમે પ્રેરણા આપતાં હો તો મારી ના જ ક્યાં છે? આવો યજ્ઞ તો જિંદગીના સુઅવસરે જ આવી પહોંચે છે. એવે સમયે રાષ્ટ્રનાં એકેએક બાળે ફાંસીને ફૂલમાળ ગણીને કંઠે આરોપી દેવા, માથાને શ્રીફળની જેમ વધેરી દેવા, ગોળીઓને છાતીમાં ફૂલદડાની જેમ વધાવી લેવા તૈયાર રહેવું જોઈએ. પારોઠનાં પગલાં ભરવા નહિ જોઈએ.'

ગોળી, ફાંસી!! લડતમાં હું યે જવાનો વિચાર કરું છું. પણ આટલી બધી તૈયારીનો મેં મૂર્ખે વિચાર જ નથી કર્યો. બાળક ખરો ને.

આંસુ, આંસુ, આંસુ. ઓસરીની કોરે બેસી દુર્ગાબેન આંસુ વહાવી રહ્યાં છે. આચાર્યજી લડતમાં જવાના છે ને? કેટલો બધો ભાવ? પણ વિચારવા રોકાવા જેવું નથી. ક્યાંક બીજા પગલા તરીકે માથું અફળાવું શરૂ કરે તે પહેલાં જ આચાર્યજીને બોલાવી લાવવા દે.

'અરે પણ તમે આંસુ ખાળી શાંત થાઓ. તમને વિયોગનું દુઃખ આટલું નીવડે તો લડતમાં જવાનું હું મોકૂફ...'

દુર્ગાબેન માથું હલાવે છે. આચાર્યજી પણ રડી પડશે તો હું કોને તેડવા જઈશ?

અર્ધી કલાકે શાંત થતાં દુર્ગાબેને ચકાચકીની વાત કહી. આ વાત તો 'ચંદ્રકાન્ત'માં વાંચેલી તે જ ને?

એક હતો ચકો અને એક હતી ચકી. બન્ને રાજાના મહેલમાં રહે છે અને આનંદ કરે છે. ચારપાંચ બચ્ચાં પણ થયાં છે. બન્ને વચ્ચે શો ભાવ છે? અચાનક ચકી માંદી થઈ અને મરી ગઈ. ચકો તો બીજી ચકીને પરણી લાવ્યો છે. નવી ચકલી ઓરમાન છોકરાંને મારે છે. ખાવા દેતી નથી. બચ્ચાંએ ચકલાને કહ્યું. ચકો કહેઃ તમારી મા પણ તમને ન મારતી? રાવ લઈને આવ્યાં છો તે? બચ્ચાં બિચારાં અણમણાં થઈને બેઠાં રહે છે.

રાણી બેઠી બેઠી ચકલાંનો ઘરસંસાર જુએ છે. જોઈને એને રડવું આવી ગયું. એ જ વખતે રાજા આવી પહોંચ્યો. અરે રાણીજી, તમને શાં દુઃખ કે રડો? કોઈએ આંગળી ચીંધી હોય તો આંગળી કાપું. કડવું વેણ કીધું હોય તો જીભ કાપું. રાણી કહેઃ હું યે મરી જાઉં તો મારાં કુંવરકુંવરીની દશા ચકલીનાં બચ્ચાં જેવી થાય ને? રાજા કહેઃ અ ર ર ર! એ શું બોલ્યાં? લાખ વરસનાં થાઓ તમે. કદાચ એવો શોકપ્રસંગ બની જાય તો ફરીને પરણવાની વાત કેવી ને શું? રાણી કહેઃ કહેવાય નહિ. છતાં યે પરણો તો આ વાત યાદ કરજો.

ભગવાનને કરવું છે તે રાણી મરી ગઈ. રાજા ૭ માસ પછી બીજી રાણી લાવ્યા. નવી રાણી કુંવરકુંવરીને હેરાન કરવા લાગ્યાં છે. રાજા રંગમહેલમાં પડયા રહે છે. સાંભળવાની ફુરસદ પણ નથી.

એક દિવસે બપોરે રાજા નીંદર કરીને ઊઠે છે. ત્યાં સામે ગોખમાં બેઠેલાં ચકલીનાં બચ્ચાં અંદર અંદર વાત કરે છે. બહેન કહે છેઃ ભાઈ, મને તો એવી ભૂખ લાગી છે, પણ નવી મા ખાવા નથી દેતી. ભાઈ કહે છેઃ બેન, હશે. દુઃખ ન લગાડીએ. આપણે તો પંખીજાત છીએ. પણ આ રાજાનાં કુંવરકુંવરીને પણ તેમની નવી રાણી-મા હેરાન કરે છે ત્યારે આપણી શી વિસાત!

રાજાને જૂની રાણીની વાત યાદ આવી ગઇ. પોસપોસ આંસુએ રડયો. કુંવરકુંવરીને બોલાવી છાતીએ ચાંપ્યાં.

દુર્ગાબેન કહે: ' કદાચને મારું મોત થાય તો મારાં બાળકની દશા યે આવી...' કહેતાં રડવા લાગ્યાં.

' હું લડતમાં જવાના શુભ અવસરે સોગન ખાઇને કહું છું કે એવો કદાચ દુ:ખદ પ્રસંગ આવી પડે તો તમારાં બાળકોને મા થઇને હું જાળવીશ. '

' પુરુષો બોલતા ઘણું હોય છે, પણ... '

' સંસારમાં બીજું સુખ તો હું તમને નથી આપી શકયો પણ આ બાબતમાં તો... '

દુર્ગાબેન કહે છે એવું જ થયું ને ? એમના મૃત્યુ પછી આચાર્યજી સુખ જરૂર આપી શકશે.

રાષ્ટ્રયજ્ઞનો જુવાળ. આચાર્યજીએ મોખરે જઈ ઝંપલાવ્યું. લોકોને ઘેલાં કર્યાં. સરકારે પકડી છ માસની સજા કરી. હું પણ જુવાન હતો ને ? પકડાયો અને તે જ જેલમાં ચાર માસની સજા સાથે પહોંચ્યો.

' કયાં જવું છે ? '

' અમારા આચાર્યજી પાસે. '

' હમણાં જરા અહીં બેસો. અમારા કાર્યક્રમમાં ખલેલ પડે.'

હું અમારા ગુરુજીને તેમની બેરેકમાં મળવા આવેલો ત્યાં એક નેતાએ અટકાવ્યો. અન્ય નેતાઓ, વકીલો, ડૉકટરો, તંત્રીઓ, સમિતિના પ્રમુખો, મંત્રીઓ ચોક વચ્ચે બેઠા છે અને એક નેતા બેરેકની ઓસરીમાં આ શું કરી રહ્યા છે ?

પથારીનો વીંટલો પડ્યો છે તેને બાથ ભરતા ને આલિંગન દેતા કહે છે: ' ઓ અર્ધાંગના ! તારા સંગ વિના મારો કાળ કેમ વ્યતીત

થશે ? તું સાથે હોય તો હું સાગર ઓળંગવા, પર્વતો ઘૂમવા, અગ્નિ પી જવા તૈયાર છું...ઓ મારી અર્ધાંગના...'

ચારપાંચ ચંબૂની ઉતરડ ઉપર રૂમાલ ઢાંકયો છે. રૂમાલ જરા દૂર કરતાં કહે છે: 'ઓ મારી જીવનસંગિની ! તારી મુલાકાતે મુલાકાતે મારા હૃદયની તાકાત અને જોમ વધી પડે છે. તારી મુલાકાતનો દિવસ જાગતાં અને સૂતાં ઝંખ્યા કરું છું. ક્રૂર સરકારે પણ મુલાકાતનો સમય પંદર દિવસનો રાખ્યો છે. એ ક્રૂર સરકારનું સત્યાનાશ નીકળી જજો. મારી જીવનસંગિની ! ઓ મારી પ્રેરણાદાત્રી...'

ચાના ચારપાંચ કપને ઉદ્દેશીને કહી રહ્યા છે: ' ઓ મારાં બાલુડાં ! તમારો પિતા અત્યારે રાષ્ટ્રની ફરજને કારણે તમારાથી દૂર દૂર જેલની અંધારી કોટડીમાં પડયો છે. થોડા જ દિવસમાં હું તમારી સમીપે આવી પહોંચીશ અને હૈયે ચાંપી લઈશ. ઓ મારાં વહાલાં બાલુડાં...'

આ શું ? એકલા આચાર્યજીની જ ગેરહાજરીમાં આ લોકોએ શું નાટક આદર્યું છે ?

આચાર્યજી બેરેકમાં એકલા બેઠા છે. મને જોઈને આંખો ચોળી વાત કરવા બેઠા. આંખો લાલઘૂમ છે. દુર્ગાબેનની મુલાકાતનો સમય થઈ ગયો છે, પણ હજી અરજી કેમ નથી આવી એ ચિંતામાં છે.

અચાનક સમાચાર મળ્યા : આચાર્યજીનાં પત્નીનું ભેદી અવસાન. તળાવમાં બૂડીને જીવનનો આણેલો અંત.

આચાર્યજી આ સમાચાર શે વાંચી શકશે ? વાંચીને એમની શી દશા થશે ?

કાગળમાં પણ વિશેષ સમાચાર આવી પહોંચ્યા : દુર્ગાબેને બાળકોને બહેનને ત્યાં મોકલી દીધેલાં. નોકરને ગામમાં મોકલી દીધેલો. પાછળથી ગામ બહાર તળાવમાં જઈને ભુસકો માર્યો. ખોળામાં પાણા ભરેલા. ઘરમાં એક ચિઠ્ઠી મૂકતાં ગયેલાં : મારા જીવનમાં રસ રહ્યો નથી, તેથી મારી મેળે જીવનનો અંત આણું છું.

આખો દિવસ આચાર્યજી પાસે જ ગાળું છું. એમના રુદનનો આરો નથી. રોતા રોતા ગણગણે છે :

અગરચંદનનાં રૂખડાં, ચોકમાં ખડકાવું ચે,
હું કારણ નાગડો મૂઓ, હવે બળશું અમે બે.

હું મારા ચક્કરમાં જતો વૉર્ડરને કહેતો જાઉં છું : જરા પાણી વહેલું ગરમ કરી લાકડાં ઠારી નાખજો ને. મારા આચાર્યજી અગ્નિ દેખીને કયાંક...

ચા માટે પ્રાઇમસ પેટાવતા નીલકંઠરાય વકીલને કહું છું : ચા થાય ત્યાં સુધી પાસે જ રહેજો ને. કયાંક તમારી ગેરહાજરીમાં આચાર્યજી પ્રાઇમસની અગ્નિથી...

વકીલ સાહેબ જરા આખાબોલા છે. એ કહે : 'એલા, આ દુનિયામાં એકલા તારા આચાર્યજીનાં જ પત્ની અવસાન પામે છે કે શું ? બબ્બે બાયડીઓ મરી ગઈ તો ય અમે તો આ બેઠા...'

'પણ મારા આચાર્યજીને તો એમના પર કેટલો બધો પ્રેમ...'

'હવે ભાળ્યો તારા આચાર્યજીનો પ્રેમ ! એ તે પ્રેમ છે કે ઘેમલાવેડા ! નિશાળમાં શું ભણ્યો છે ?'

'જોમેટ્રી, એરિથમેટિક, એલજીબ્રા, ઇતિહાસ...'

'પણ પ્રેમશાસ્ત્ર નથી ભણ્યો ને ? આ વખતે છૂટીને જરા શીખી લેજે. એ સિવાય તારા આચાર્યજીનો પ્રેમ તને નહિ સમજાય.'

આચાર્યજી છૂટયા છે. પોશાક સફેદ કરી નાખ્યો છે. મૂછના વાળ કપાવી નાખ્યા છે. કયારેક ખાય છે, કયારેક નથી ખાતા. બાળકોને માસીને ત્યાંથી બોલાવી પાસે રાખ્યાં છે. પણ આચાર્યજીનું દુઃખ અકલ્પનીય છે. એમનાં દુઃખ વચ્ચે બાળકોની મા તરીકેની તો ઠીક પણ બાપ તરીકેની ફરજ પણ કયાં બજાવી શકે છે ? બાળકોને ફરી પાછાં માસીને ત્યાં મોકલી દેવાં પડયાં. જેલમાંથી છૂટીને થોડા દિવસ હું પણ જઈ આવ્યો. આમ ને આમ તો દેહ કેટલા દિવસ કાઢશે ?

દુર્ગાબેન જીવતાં ત્યારે ય આ સ્થિતિ હતી અને નથી ત્યારે પણ એની એ સ્થિતિ.

ત્રણચાર વર્ષ પસાર. અચાનક છાપામાં સમાચાર વાંચ્યા : શાળાના આચાર્યનું એક આધુનિક યુવતી સાથે સ્નેહલગ્ન.

આચાર્યજીને ભાઈભાભી વડોદરા તેડી ગયેલાં. ત્યાં પણ તેમને શાંતિ ન મળી. તેમના એક જૂના મિત્રે કરાંચી તેડાવેલા. મિત્ર હાઈસ્કૂલના હેડમાસ્તર હતા. એ જ શાળાનાં એક શિક્ષિકા અમૃત-કુંવર સાથે આચાર્યને ઓળખાણ થઈ.

'અમે જરા ફરતાં આવીએ.' આચાર્યજી મિત્રને કહે.

' હા, હા, ફરતાં આવો. હું યે ખરીદી કરતો આવું...' કહી મિત્રે જુદો રસ્તો લીધો.

વીસ દિવસ આ ક્રમ ચાલુ.

એકવીસમે દિવસે આચાર્યજી બોલી રહ્યા હતાઃ

' હું જાણે અગમ્ય આકર્ષણથી અહીં ખેંચાઈ આવ્યો. જાણે તમે મને બોલાવી રહ્યાં હતાં.'

ઓહો ! આચાર્યજી ગયેલા સ્થળબદલો કરવા, પણ સાચું કારણ કોઈને કહેલું જ નહિ ને !

' હું તો તમારી જાણે વર્ષોથી રાહ જોઈને જ બેઠેલી. હવે તો ભવોભવ...' અમૃતકુંવર કહે છે.

ત્યારે જરા વહેલા આવવું હતું ને ? આ દુર્ગાબેન સાથે આટલાં વર્ષ આચાર્યજીને ગાળવા પડયાં તેનું...

અને આવતે ભવે વળી મોડું ન થાય એનો ખ્યાલ રખાય તો ઠીક.

પચીસમે દિવસે લગ્ન. આચાર્યજી બાળકોનાં સાચાં મા ભલે ન થઈ શકયા, એમણે અમૃતકુંવરને લાવીને બાળકોની માની ખોટ પૂરી પાડી છે. પણ પેલી ચકાચકીની વાત...

બીજાં ચાર વર્ષ પસાર. આચાર્યજી પાસે આવી જ શકયો નથી. સંમેલન નિમિત્તે આવી શકયો છું, તેથી એકાદ માસ રોકાઈ જવું છે. નવાં મામીની મહેમાનગતી પણ ચાખતો જાઉં.

૯

# ચેત મછંદર ગોરખ આયા

પણ હજી સંમેલનને દસેક દિવસ બાકી છે. હજી ભાઈલાલ નથી આવ્યો. એક પછી એક વિદ્યાર્થી વિદ્યાર્થિનીઓ આવતાં જાય છે. આજે હરિભાઈ આવી પહોંચ્યા છે. હરિભાઈ વળી અમારી શાળાના વિદ્યાર્થી કયા દિવસના? એકાદ માસ અમારી શાળામાં રોકાઈ ગયેલા તેથી પોતાને વિદ્યાર્થી માને છે? અહીંના વિદ્યાર્થી હોય કે ન હોય, મારા તો એ લડત સમયના સરદાર. તેમને સગવડ કરી આપવી પડશે. સાથે એક બહેન છે, એમને માટે પણ સગવડ કર્યા વગર છૂટકો નથી,

સગવડ કરી આવીને ઓરડીએ પહોંચી આડો પડયો ત્યાં તો હરિભાઈનાં જીવન–સંસ્મરણોએ મને ઘેરી લીધો. અદ્ભુત છે એમનું પણ જીવન! નવેક વર્ષનો કાળ સામેથી સરી જાય છે...

વેદવેદાંત અને ઉપનિષદનાં ચોપડાં લાયબ્રેરીમાંથી ખૂટયાં અને ગાંધીજીનાં પુસ્તકો હાથ ચડયાં. વંચાઈ ગયાં. હવે લડતમાં ગયા વિના શે ચાલશે? આચાર્યજી પણ જાય છે. ગુરુ જશે ને ચેલો રહી જશે? એક દિવસે થેલો ખભે ચડાવ્યો અને ગાડીએ ચડી છાવણી મધ્યે નામ નોંધાવવા ઊતરી પડયો.

મારા જ ગામનો ગુણવંત આગળથી આવી પહોંચ્યો છે. એ કહે: કઈ છાવણીમાં નામ નોંધાવવું છે? વિનુભાઈની કે હરિભાઈની? ઓહો, અહીં પણ મંદિરોની પેઠે ગુરુપ્રથા ચાલે છે કે?

ગુણુવંત કહે : વિનુભાઈની છાવણી ઠીક છે, પણ ત્યાં સૈનિકો ફાવે તેમ વર્તે. પણ હરિભાઇની છાવણીની તો બોલબાલા છે. હરિભાઈ પોતે કડક ચારિત્ર્યના, તેજસ્વી વ્યકિતત્વવાળા, ચિંતનશીલ, સંયમી અને સૈનિકોના જીવનની ચોવીસે કલાક ચોકી કરનારા છે. જુવાનો એમની પાછળ ગાંડા થઇને ફરે છે.

ગાંડા તો નથી થવું, પણ પસંદગી કરવી જ છે ત્યારે જેવા તેવા સરદારની પસંદગી શા માટે કરવી ?

ગુણુવંત સાથે નામ લખાવવા ગયો ત્યારે છાવણીમાં બે માણુસો બેઠા હતા. એક ગૌરવર્ણું, પડછંદકાય, સફેદ કપડાં પહેરેલાં. બીજા શ્યામ શરીર, માથે મૂંડો, ગોઠણુ સુધીની ધોતી અને કાપી બાંયનો ટૂંકો ઝભ્ભો. નાના સરખા આસન પર નીચી નજર ઢાળી બેઠા છે. તેજસ્વી સરદારને નમન કરવા હું ગૌરવર્ણુવાળા ભાઇ તરફ વળ્યો ત્યાં ગુણુવંત કહે: એ ભાઈ પણ સૈનિક તરીકે નામ નોંધાવવા આવ્યા છે. આપણુા સરદાર હરિભાઈ તો આ બાજુ—મેં દિશા બદલી એમને નમન કર્યું. તેજસ્વી શબ્દ પણ ભ્રામક છે ને ? કાળાશમાં તેજ નહિ એવું કોણે વહેતું મૂકયું હશે ? હરિભાઈની આંખો કેટલી ચમકે છે ? આખા શરીરનું તેજ આંખોમાં ઊતરી ગયું લાગે છે.

મારી સામે હળવેથી નજર નોંધતાં તેમણે ધીમે ધીમે પ્રશ્નો પૂછ્યા:

ક્યાંના છો ?

કેટલું ભણ્યા છો ?

કઈ ભાવનાથી લડતમાં આવ્યા છો ?

પ્રશ્નો પૂછતી વખતે પણ એમનું ચિંતન ચાલુ હશે ? કે સૈનિકો પરની સતત ચોકી ?

રોજ સાંજે પ્રાર્થના થાય છે. હરિભાઇ પ્રાર્થના બાદ એક કલાક પ્રવચન કરે છે. સૂચનાઓ કેટલી બધી કરે છે ? સૈનિકે કેટલી તૈયારી

કરી લેવી જોઈએ અને કેવા ગુણ કેળવવા જોઈએ તેનું વર્ણન કરે છે. આત્મશુદ્ધિ, મનશુદ્ધિ અને કાયાશુદ્ધિ વિના સંગ્રામના સૈનિક ન થઈ શકાય. સૈનિકની પરિપૂર્ણતા એટલે ગીતાના બીજા અધ્યાયના સ્થિતપ્રજ્ઞની વિમોહ દશા.

મને થાય છેઃ હું તે લડવા આવ્યો છું કે આત્મશુદ્ધિ કરવા ?

બીજે દિવસે મારી થેલીમાં મંગળપ્રભાત, આશ્રમવાસી પ્રત્યે, આશ્રમભજનાવલિ, ગીતાબોધ વગેરે પાંચ પુસ્તિકાનો ગુટકો આવી પડ્યો.

મેં ગુણવંતને કહ્યું : આ સાચવજે ને ભાઈ ? એકે ય ઘાટઘૂટ વગરનો આ ગુટકો થેલીમાંથી દડી જાય છે.

એ કહેઃ મારી થેલીમાં યે છે અને કોઈની થેલી એ વિનાની નહિ હોય.

ત્યારે તો મારી થેલીને યે ટેવ પાડવી પડશે.

' આ આપણો હિંમત, તમે એને નહિ ઓળખી શકો, પણ મને એનામાં રામકૃષ્ણ પરમહંસનાં દર્શન થાય છે. એ પોતાના જીવનને પલેપલની કડક ચોકી રાખીને ઘડી રહ્યો છે. ઘણીવાર આપણી બચ્ચે બેઠેલા મહાપુરુષોને આપણે નથી ઓળખી શકતા અને તેનો લાભ નથી ઉઠાવી શકતા. ' હરિભાઈ બોલી રહ્યા હતા.

મારી નજર હિંમતભાઈ તરફ ગઈ. ગૌર વર્ણ, બેઠી દડી, માથે મૂંડો, ખભે રૂમાલ, જ્યારે હોય ત્યારે મૂંગામંતર થઈ ને એકાદ ખૂણામાં હોઠે આંગળી ટેકાવીને કલાકો સુધી બેઠા જ હોય છે. આ રીતે બેઠાબેઠા તે જીવન પર ચોકી કરતા હોય છે તેની આજે ખબર પડી.

'આ આપણો રમેશ, થોડાં વર્ષોમાં તમે એને મહાસભાના ખજાનચીને સ્થાને જુઓ તો નવાઈ ન પામશો. જમનાલાલજી બજાજમાં જે ચોકકસાઈ છે તે તમે થોડા નિરીક્ષણે રમેશમાં જોઈ શકશો.'

ગામમાંથી અમે અંગત ખરીદી કરીને આવીએ છીએ ત્યારે અંગત ખર્ચની યે પાઈએ પાઈનો હિસાબ માગતા રમેશભાઈ પર તો રોજ ખીજ ચડે છે. ભાવી બજાજની આવી આંતરિક અવગણના બદલ માફી માગી લીધી સારી.

'આ આપણો મહેન્દ્ર. એની વ્યવસ્થાશકિત એને મહાસભાના મંત્રીપદે પહોંચાડી દે એવો ભાસ થાય છે...'

'આ આપણો ધીરુ. એના ચિંતનમાં કેટલું ઊંડાણ અને કેટલી ગહનતા છે? થોડાં વર્ષોમાં એ આપણે ત્યાં કાકાસાહેબની ખોટ પૂરી પાડે એવું મને તો લાગે છે...'

હું વળી અભ્યાસના અંધારામાં જરા મોડો પડયો. થોડા માસ વહેલો આવી ગયો હોત તો મારામાં યે લાયકાત આવી જાત ને!

હરિભાઈ પ્રાર્થનામાં કહે છેઃ 'જીવન પર સતત ચોકી રાખજો. દુર્ગુણો કયારે દિલમાં ઘૂસી જાય છે તે ખબર નથી પડતી. એ શાંત પગલે આવે છે. ઢોલ વગાડતા નથી આવતા.'

મેં બંડીનાં ડોક સુધીનાં બટન બંધ કર્યાં.

થોડા માસ ગયા. હરિભાઈ કહેઃ હિંમતમાં અહમ્ વધી ગયું છે. રમેશના હિસાબનું ઠેકાણું નથી. મહેન્દ્ર આંટા માર્યા કરે છે. અને ધીરુમાં વાચાળતા વધી પડી છે.

હરિભાઈ સૈનિકોની સતત ચોકી રાખે છે. નહિ તો આવી ખબરે ય કેમ પડત!

હરિભાઈના અભિપ્રાય અનુસાર હવે રસિકનું ચિંતન ગહન બન્યું છે, મનહરની વકતૃત્વશકિત ખીલતી જાય છે, ગુણવંત પણ વ્યવસ્થા-શકિતમાં આગળ વધી રહ્યો છે.

મને થાય છે કે થોડા વખતમાં મારો યે હવે કયાંક નંબર લાગવો જોઈએ.

અમે થોડા માસ ગામડામાં કામ કરવા બેઠા છીએ. બાળકોને ભણાવવાં, નવરાવવાં, ધોવરાવવાં, દેશી દવાઓ આપવી, રાત્રિશાળા ચલાવવી, રામાયણ-મહાભારતની કથા કરવી. ભારે મજા પડે છે.

દિવસ કેમ પસાર થાય છે તેની ખબર પણ નથી પડતી.

ગામલોકો 'ભાઇ' 'ભાઇ' અને 'માસ્તર' 'માસ્તર' કહેતાં થાકતાં નથી. અમે કામ કરતાં થાકતા નથી. રાત્રે પથારીમાં પડતાં ક્યારે ઊંઘ આવી જાય છે તેની યે ખબર પડતી નથી.

હરિભાઇના દર અઠવાડિયે પરિપત્રો આવે છે. પરિપત્રો છે કે પત્રિકા ? નવરાશે વંચાશે. હમણાં તો મરવાનો યે વખત ક્યાં છે ?

પણ પરિપત્રો વધવા લાગ્યા છે. જૂનું નામું ચડયું મૂંઝવે. વાંચી નાખવા દે. ઓહો ! પરિપત્રમાં પણ નામું જ છે. જમા અને ઉધાર.

જમા બાજુ:—

(૧) આપણે ગામડામાં જઇ બેઠા.

(૨) ગાંધીજીની પ્રતિષ્ઠા પર કામ શરૂ કર્યું.

(૩) એકાદ ટકો કામ શરૂ પણ કર્યું.

જમા બાજુમાં વધારે ન નીકળ્યું. પણ ઉધાર બાજુનો તો આરોવારો નથી.

ઉધાર બાજુ :—

(૧) ગામડામાં જઇ બેઠા છતાં ગામલોકોનાં દિલને ન સ્પર્શી શકયા.

(૨) ગાંધીજીને નામે દંભ કરતાં શીખ્યા.

(૩) કામ કરવા કરતાં અહં વધ્યું.

(૪) જીવનમાં શિથિલતા આવી.

આ હરિભાઈ, આટલું આટલું કામ કરવા છતાં પેલા બજાણિયાની પેઠે 'નૈ બહું ! નૈ બહું !' કાં કર્યા કરે ? આવો ઉધારિયો ધંધો રવાથી ફાયદો પણ શો ?

'કેમ કનુભાઇ? માથે વાળ કેમ વધાર્યા છે?' અઠવાડિયે ગામડામાંથી પાછો ફર્યો ત્યારે હરિભાઇએ પૂછ્યું.

'શિયાળો છે એટલે માથાને ટાઢ ન વાય તે માટે.'

'પણ તમારા વાંકડિયા વાળ પર ગામડામાં બધાની નજર પડે ને?'

'નજર પડવામાં તો હું માનતો નથી અને અખાડામાં જતો ત્યારથી ગળે ભૈરવનો દોરો બાંધ્યો છે તેથી એ રીતે ય ડર નથી'

'એમ નહિ. તમારા માથા પર વાળ હોય તો સ્ત્રીઓ તમને જોયા કરે ને? સુંદરતા એ મોહનું એક આકર્ષણ છે. સેવકે તો સુંદરતાથી બચવું રહ્યું.'

ભગવાને જ આ સુંદર વાળ ઘડયા એનું શું કરવું? સુંદર વાળ તો કાપી શકાશે પણ એણે મોઢાંને ય સુંદર કરી નાખ્યું છે એનું શું? હરિભાઇ જેવું મોઢું કરતાં એને શું થતું હતું! 'યોગી જન્મતા હોય છે, થતા નથી.' એ વાકયમાં તથ્ય લાગે છે.

'પણ રામદાસ મહારાજ જટા રાખે છે, ખુમાનસિંહજી દાઢી-મૂછના કાતરા રાખે છે, ઓસમાણ સંધી અને વાલો કોળી ઓડિયાં રાખે છે તેના તરફ તો કોઇ જોતું નથી.' મેં કહી નાખ્યું.

'એ ભલે રાખે. આપણે તો સેવા કરવા જઇએ છીએ. આપણે જે કરીએ તે આદર્શ ગણાય. માટે...'

વધારે દલીલ વગર મેં ગામડામાં જતા પહેલાં આદર્શ મુંડો ઘડાવી લીધો.

'ઓ ઇશ્વર ભજીએ તને, મોટું છે તુજ નામ...'

એ પ્રાર્થના પૂરી થઈ ન થઈ ત્યાં તો શાળાના ફળિયામાં પહોંચીને વિદ્યાર્થીઓએ કોઈ બીજી પ્રાર્થના શરૂ કરી:

ટકો મૂંડો તેલ ખાય, ઊડીને ઉકરડે જાય.

ગામલોકોની મૂંડા પર નજર પડે અને બીજી પ્રાર્થના શરૂ ન થાય એ માટે મેં માથે સફેદ રૂમાલ બાંધી દીધો.

વહેલી સવારમાં ઊઠીને ગામમાં જતાં ગંગામા સામાં મળ્યાં. આઘેથી જ બીજે માર્ગે તરતાં કહેઃ ‘ તમે ય તે શું માસ્તરશા’બ, માથે ધોળું બાંધીને અત્યારના પહોરમાં અપશકન કરાવતા હશો. ’

‘ માડી, એ તો માથું ન ઠરે માટે રૂમાલ બાંધ્યો છે.’ મેં કહ્યું.

‘ તો રંગવાળું માથાબંધણું કે પાઘડી બાંધતા હો તો ! ’

માથાબંધણું કે પાઘડી કયાં બાંધવી ? સ્વરાજ ન આવે ત્યાં સુધી ટોપી ન પહેરવાનો નિયમ બાજુએ મૂકી માથે ટોપી ચડાવી લીધી.

બપોરે ચોરા પાસેથી નીકળ્યો ત્યારે અંદર અંદર હસતા એક બાપુ બોલી ઊઠયાઃ

ટોપીમાં ત્રણ ગુણ, નહિ વેરો નહિ વેઠ,
બાવો બાવો સહુ કરે, ને સુખે ભરે પેટ.

ટોપી બદલીને હવે મારે શું કરવું ? વાળ જ ન કપાવ્યા હોત તો ? મારું યે ક્યાંક પેલા સાતપૂંછડિયા ઉંદર જેવું થાય નહિ.

આઠ દિવસે સૌ મિત્રો ગામડાંમાંથી આવીને કેન્દ્રમાં ભેગા થયા છીએ. આનંદ, આનંદ છે. રાત્રે અંતકડીએ ચડયા. ભારે રમઝટ ચાલી. બાર વાગી ગયા.

વહેલી સવારની પ્રાર્થનામાં હરિભાઈએ ઠંડીથી શરીર થરથરતાં હતાં ત્યાં સંભળાવ્યુંઃ ‘આપણે ભજનની ગંભીરતા ચૂકયા. અંતકડીમાં ભજનનો ઉપયોગ કરી ભજનને દૂષિત કર્યાં. ભજન ખૂટયાં ત્યારે જે તે ગીત ગાઈને આપણી જીભને દૂષિત કરી. સેવકને માટે જીવનમાં આવી ભૂલ અક્ષમ્ય છે. ફરીથી આવું પાપ ન થાય એ માટે આજે આપણે સૌ સમૂહઉપવાસ કરીને પ્રાયશ્ચિત કરીએ. ’

કોઈ બોલતું નથી. દાઢી ડગડગતી હતી તેથી હું યે ન બોલી શકયો

કે ગાવામાં ભૂલ જીભ અને ગળાની હતી તો ગાવાનું બંધ કરો, પણ ખાવાનું બંધ કરી બિચારા પેટને કાં સજા કરો!

બપોરે મેં ગુણવંતને કહ્યું: 'ચાલ ગામમાં.'

એ કહે: 'શા માટે?'

'કાંઈક ખાવા જ તો વળી?'

'પણ આજે તો ઉપવાસ છે ને?'

'છે તો ખરો. પણ છાવણીમાંથી છાનામાના ખાવાનું એકાદ પાપ વધી જાય તે પહેલાં બજારમાંથી ખરીદીને સૌના દેખતા ચોરા વચ્ચે જ ખાઈ લેવા દે. એક પાપની પાછળ વળી બીજું પાપ ક્યારે દોડ્યું આવે તે ક્યાં ખબરે પડે તેવું છે.'

આજે ગીતા પર એકાદ કલાક હરિભાઈનું પ્રવચન ચાલ્યું.

या निशा सर्व भूतानां तस्यां जागर्ति संयमी
यस्यां जाग्रति भुतानि सा निशा पश्यतो मुनेः ॥

મને ય આવા યોગી થવાનું મન થઈ આવ્યું. રાત જાગવાથી જ જો યોગી થઈ શકાતું હોય તો બહુ મોંઘું નહિ. હરિભાઇને પણ પછી કાંઇ કહેવાનું ન રહે.

રોજ તો ગપ્પાં મારતાં અગિયાર વાગી જતા પણ આજે આ બધાં ભૂતો (મિત્રો) વહેલા સૂઈ ગયાં છે તેથી મારા જેવા સંયમીને દસ વાગતાં જ ઝોકાં આવવા લાગ્યાં. એકાદ આંટો લગાવવા દે. ત્રીજા ઓરડામાં હરિભાઈ પ્રાર્થના કરે છે. મારા ઓરડામાં હું જાગું છું. મારી વચ્ચે અને હરિભાઈ વચ્ચે ઝાઝું અંતર નથી.

બારેક વાગ્યે બીજું ઝોકું ને બીજો આંટો.

હરિભાઈ શું કરી રહ્યા છે? તેમની આસપાસ પડેલી પથારીએ પથારીએ ફરી સૌના મોઢા પર, શરીર પર હાથ ફેરવે છે. પાંચદસ મિનિટ બેસે છે, વાતો પણ કરે છે.

હવે તો યોગ–સાધના નહિ થઇ શકે.

સવારે ગુણવંતને પુછ્યું: 'હરિભાઇ પેલા પરમહંસ ને કાકાસાહેબના મોઢા પર હાથ કેમ ફેરવતા હશે?...'

'એ મોટાભાઈ જેવા છે તેથી વહાલામાં જ તો.'

'વહાલ મારા મોટાભાઈ પણ મારા પર રાખે છે. એમને તો આવી ટેવ નવી. બા હાથ ફેરવે ખરાં.'

'તો હરિભાઈ બા જેવા હશે!' ખિજાતો ગુણવંત બોલ્યો: 'તને ય આવા ને આવા જ પ્રશ્નો સૂઝે છે.'

નદીએથી નાહીને પાછા ફરતાં મનહર કહે: 'હરિભાઈ મને નદી વચ્ચે નહાતાં નહાતાં ખેંચતાં હતા. એમ કેમ કરતા હશે?'

'તું કદાચ તણાઇ ન જાય તેટલા માટે.'

'પણ પાણીનો પ્રવાહ તો દૂર હતો અને અવળો હતો.'

'કોણ જાણે ભાઈ, પાણીના પ્રવાહ કયારે કઈ બાજુ વહેતા હોય છે તે ખબર પડે તેવું કયાં છે?' કહી હું ચાલતો થયો.

એકલો ખુણામાં પડયો છું ત્યાં આવીને હળવેથી પ્રાણસુખ કહે: 'સાંભળ તો કનુ, હરિભાઈ બે દિવસથી ઊંઘમાં ને ઊંઘમાં મારી પથારીમાં દડી આવે છે, તે કેમ હશે?'

'તારી પથારી ઢાળમાં હશે તેથી જ તો..'

'ના ના, ઢાળ તો હરિભાઈની પથારી તરફ છે. મારી તરફ તો ઊંચાણ છે.'

પ્રાણસુખને ય મારા જેવા બબૂચકને પ્રશ્ન પૂછવાનું કયાં સૂઝયું? મેં કહ્યું: 'રાત્રે ચંદ્રના આકર્ષણથી પૃથ્વીનાં પાણી ઊંચે ચડે છે એવો ગ્રેવીટેશનનો કાંઇક નિયમ છે. માણસ પણ એ રીતે ખેંચાતાં હોય તો કોણ જાણે. સાયન્સની ચોપડી ઘેર જ મૂકતો આવ્યો, નહિ તો વળી થોડાંક પાનાં ફેરવતાં એનો ય નિયમ જડી આવત.'

હમણાં પ્રાર્થનામાં હરિભાઈ ગંભીર રહે છે. એક એક મિનિટે એક એક વાક્ય બોલે છે. એ કહે છે: આપણે પાપી છીએ. પાપથી જ ભર્યા પડયા છીએ. આપણી આસપાસ પાપ છે. પાપ કયારે આપણા પર હુમલો કરી બેસે તે કહી શકાય તેવું નથી. પાપથી બચવાનો એકે ય ઉપાય નથી, સિવાય કે પ્રાર્થના. અંતરની પ્રાર્થના જ પાપથી બચાવશે.

કહેતા કહેતા એ ગાવા પણ લાગે છે: **मो सम कोन कुटिल खल कामी.**

મને થાય છે: આ હરિભાઈ પાપ પાપ જ કાં કર્યા કરે? આસપાસ તો અમે બેઠા છીએ. એમને બધે પાપ જ કાં દેખાય? અમે બધા પાપીઓ દેશનો ઉદ્ધાર પણ શો કરી શકશું?

અને માનવી કુટિલ, ખલ, કામી, પાપી જ છે એ પણ આટલા માસથી છાવણીમાં આવ્યા છતાં હજી સમજાતું નથી. ગુરુજી વેદાંત અને ઉપનિષદો શીખવતા તેમાં તો આત્માને સત્ ચિત્ ને આનંદ સ્વરૂપ કહ્યો છે. આ પાપી આત્મા વળી કયાંથી નીકળી પડયો?

સરકારે પાસેના ગામની છાવણી જપ્ત કરી છે. હલ્લો લઈ જવાનું નક્કી થાય છે. મારા આવ્યા પછી પરમહંસ, મંત્રી, ખજાનચી અને કાકાસાહેબ ઘણા બદલાઈ ગયા છે. કાકાસાહેબ ચોથા મનહરને તથા મંત્રી પાંચમા પ્રાણસુખને રોકવા હરિભાઈ ખાસ સમજાવી રહ્યા છે. તેમની જેલ કરતાં રાષ્ટ્રને બહાર વિશેષ જરૂર છે એમ હરિભાઇનું માનવું છે. પણ મનહરની માન્યતા નદીવાળા પ્રસંગ પછી બદલાઈ ગઈ છે. પ્રાણસુખની માન્યતા કદાચ પેલા એવીટેશનના અટપટા નિયમથી બદલાઈ ગઈ હોય તો ના નહિ.

અમે સૌ ઊપડયા. છ માસ જેલમાં વિતાવી પણ દીધા.

કાકાસાહેબ ને મંત્રી બીજા સ્થપાઈ ગયા છે. ચોરાનો વંશ ખાલી નથી ગયો. પણ હરિભાઇનો ઓરડો હવે ખાલી છે. એમને બધા યે મળીને પ્રાર્થના માટે એકાંતની સગવડ કરી આપી લાગે છે.

હમણાં સાંજની પ્રાર્થના ક્યારેક થાય છે અને ક્યારેક નથી થતી. મેં રમેશને પૂછ્યું: 'સાંજની પ્રાર્થના નિયમિત નહિ થાય તો પછી પાપથી બચાવશે શી રીતે?'

'પણ હરિભાઈ જ ક્યાં એ વખતે હાજર હોય છે? એમના વિના પાપથી કોણ બચાવે?'

'ત્યારે હરિભાઈ ક્યાં હોય છે?'

'હરિભાઈ? સ્વયંસેવિકાઓની છાવણીમાં હમણાં હમણાં આવેલ ચંદનબેન સાથે રોજ સાંજે ફરવા જાય છે.'

અમે પ્રાર્થના ઘણી કરી. ચંદનબેન જો હરિભાઈ પાસેથી પ્રાર્થના શીખી પાપથી બચી શકે તો ખોટું નથી.

'કેમ કનુભાઈ, શું વાંચો છો?' હરિભાઈએ એક દિવસ પૂછ્યું.

'ગુજરાતનો નાથ.'

'એવાં પુસ્તકો નહિ વાંચવાં જોઈએ.'

'કેમ?'

એનાં સ્ત્રીપાત્રો લાગણી ઉશ્કેરે તેવાં છે.

'હા, લાગણી તો ઉશ્કેરી મૂકે છે. મંજરી જ્યારે કાકના વીરત્વ સામે બ્રાહ્મણત્વની સર્વોપરિતાનો ધોકો સમણ્યા કરે છે ત્યારે તમાચો લગાવવાનું ઘણુંયે મન થઈ જાય છે.'

'એ લાગણી નહિ, હું તો માનસિક લાગણી વિષે કહેતો હતો.' કહી એ ચાલતા થયા.

ક્રોધ એ માનસિક લાગણી નહિ તો કેવી લાગણી કહેવાતી હશે?

નવા સૈનિકો વખત મેળવી મેળવીને હરિભાઈને જીવન અંગે પ્રશ્નો પૂછવા જાય છે. હરિભાઈને વખત પણ નથી મળતો.

એક દિવસ હરિભાઈ મને કહે: 'તમારે કાંઈ પૂછવાનું છે?'

'શેના વિષે?'

'વાસનાઓ તમને કાંઇ હેરાન કરે છે ?'

મેં કહ્યું: 'અમારા જુનવાણી કુટુંબમાં શ્રાદ્ધ કરવાનો રિવાજ છે, પછી કોઇની વાસનાઓ અમને હેરાન નથી કરતી.'

'એ વાસનાઓ નહિ.'

'ત્યારે ?'

'તમને કોઇના પ્રત્યે પ્રેમ છે ?'

'હં અં...મારા મોટાભાઈ પ્રત્યે, પુસ્તકવાચન પ્રત્યે અને દેશ પ્રત્યે છે. તેથી તો અહીં...'

'એ નહિ, કોઈ સ્ત્રી પ્રત્યે...'

'એ તો ભૂલી જ ગયો. મારાં બા પ્રત્યે, બહેન પ્રત્યે...'

'તમે ન સમજ્યા. કોઈ યુવતી પ્રત્યે પ્રેમ થયો છે, એમ હું પૂછું છું.'

હરિભાઈ કેવી ઝીણી ચોકી રાખે છે ? મેં કહ્યું: 'ના ના, આટલે બધે સ્થળે પ્રેમ વહેંચાઈ ગયા પછી બાકી પણ ક્યાં...'

'એવા અંધારામાં ન રહેતાં. છોકરી માટે પ્રેમ ગમે ત્યાંથી મળી રહે છે એ જરા ધ્યાનમાં રાખજો.' કહી એ ચાલતા થયા.

છોકરીપ્રત્યેનો પ્રેમ પણ હરિભાઈ કહે છે તેવા પાપ જેવો લાગે છે.

હરિભાઇ ચંદનબેન સાથે વધારે ફરવા લાગ્યા છે. બધા પરમહંસો, મંત્રીઓ, કાકાસાહેબો ખસી ગયા તેથી જ તો.

'કેમ કનુભાઇ, કાલે તો છોકરીઓ સાથે ફરવા ગયેલા ?'

'ના રે !'

'ગઈ કાલે સાંજે ચંદનબેન સાથે ફરીને હું પાછો ફરતો હતો ત્યારે તમારી પાછળ બહેનો ચાલ્યાં આવતાં હતાં.'

'ચાલ્યાં આવતાં હશે. એ રસ્તા પર તો અનેક ફરવા નીકળે છે.'

'બહેનોથી જરા ચેતીને ફરવા જેવું છે. શાસ્ત્રોમાં તો સગી બહેનનો એકાંતવાસ પણ વર્જ્ય ગણ્યો છે.'

રસ્તો બદલવા દે. પણ પહેલાં પાપ, પાપ કરતા હરિભાઈ હમણાં છોકરી છોકરી કેમ રટ્યા કરે છે? પ્રાર્થનામાં પણ ક્યારેક આવી પહોંચે છે ત્યારે પાપ કરતાં છોકરીનું પ્રવચન ચાલે છે.

આ હિંમત પણ દોઢ–પરમહંસ જાગ્યો છે. એ હરિભાઈને કહે: 'તમે ચંદનબેન સાથે લગ્ન કરવાના છો?'

હરિભાઈ કહે: 'એ તો મારી બહેન છે બહેન. આવી પાપી કલ્પના તારા મગજમાં આવી જ કેમ?'

'છાવણીનું કામ છોડી જ્યારે ત્યારે ચંદનબેન સાથે ચર્ચાઓ જ કરો છો તેથી.'

'કોઇ સંશયાત્મા આવે તો તેની શંકાનું નિવારણ કરવું એ છાવણીના સરદાર તરીકે મારી ફરજ છે.'

'સૈનિકોની છાવણીના સરદાર તરીકે ફરજ ખરી, સૈનિકાઓની છાવણીના સરદાર તરીકે નહિ.'

ચર્ચાના અંતની ખબર ન પડી, પણ હરિભાઈ કહે છે કે હિંમતમાં અહમ્ વધી ગયું છે અને હિંમત કહે છે કે હરિભાઈનું અધ:પતન થયું છે. અધ:પતનના આ સૂરમાં બીજા પણ સૂર પુરાવવા કેમ લાગ્યા છે? ચોવીસે કલાક સૈનિકો પર ચોકી રાખતા હરિભાઈ પર સૈનિકો હવે ચોકી રાખવા લાગ્યા છે. શીખ્યા ખરા. સોય પાછળ દોરો.

છાવણી વગેરે બંધ કરીને સૌને માટે જેલ જવાનું નક્કી થયું છે વ્યક્તિગત સત્યાગ્રહ હવે તો કરવાનો છે. એક એક વર્ષની જેલ મળી ગઈ.

અંતકડી કે ગીતો વગર રાતનો પહેલો પહોર જતો નથી. એકાદ બે માસ જતાં જેલની બરાકોમાં ચારે બાજુ ટોળીઓ બંધાવા લાગી. દરેક ટોળીને જોઈ લેવા દે. જેની સાથે ફાવે તેવું હશે ત્યાં વધારે બેસશું.

બધી ટોળીમાં એક જ ચર્ચા છે: હરિભાઈનું અધ:પતન થયું છે.

એમના દોષોની ઝીણવટભરી તપાસ ચાલી રહી છે. એક પછી એક સૈનિકો કેફિયતો આપી રહ્યા છે.

હરિભાઈ એકલા દૂર બેઠા છે. કેવી એમને નિરાંત છે! આટલો વખત એમણે સૈનિકોની ચોકી કરી તેમને નિશ્ચિંત રાખ્યા. હવે સૈનિકો તેમની ચોકી કરી તેમને નિરાંત આપી રહ્યા છે. કોણ કહે છે કે કર્યું અફળ જાય છે! ચેત મછંદર ગોરખ આયા...

પણ મને હરિભાઈમાં કોઈ દોષ નથી દેખાતો. જઈને પથારીમાં પડ્યો.

આવીને હરિભાઈ કહે: 'આ બધા ભેગા મળીને શું કરે છે?'

'તમારા દોષોની ગણતરી.'

'પણ મેં એ લોકોનું શું બગાડ્યું છે તે...'

'ના, ના, એ તો તમને મદદરૂપ થવા મિત્રો તરીકે...'

'મિત્રો તરીકે કે દુશ્મન તરીકે એ બધું હું જાણું છું. પારકી ચોકી કરવામાં ઝાઝો સાર નથી એ તેઓ સમજી જાય તો સારું, નહિ તો...'

પારકી ચોકી કરવી એ સારું નહિ એવો હરિભાઈનો પોતાને અનુભવ થયો હશે? સમજાયું.

હરિભાઈ રોજ રાતે એક એક સૈનિક પાસે જાય છે. વાતોચીતો કરે છે કે: 'આપણે હવે નિખાલસ થવાનો સમય આવી પહોંચ્યો છે. એકબીજાનાં પાપ કબૂલી લેવાં જોઈએ. આપણે સૈનિકો છીએ. આપણાં પાપે તો...'

ગાંધીજીએ પણ વ્યક્તિગત સત્યાગ્રહ હમણાં બંધ કર્યો છે. એમ કહીને કે સત્યાગ્રહીઓમાં દોષો ઘૂસી ગયા છે. તેથી જ સૈનિકોએ હરિભાઈની અને હરિભાઈએ સૈનિકોની પાપગણતરી શરૂ કરી લાગે છે.

મારું યે દિલ હલી ઊઠ્યું છે. પાપની ગણતરી પહેલેથી જ કરી રાખવા દે, જેથી હરિભાઈ આવતાં ટપટપ બોલી જવાય ને તેમને બીજાની પાપગણતરી કરવાને વિશેષ વખત રહે.

એક રાત્રે મારો પણ વારો આવ્યો. હરિભાઈ કહે: 'કાંઇ દોષ ?'

'દોષમાં તો ભર્યો જ પડ્યો છું. દસ વાગે ને ભૂખ લાગતાં હાથ પાટી વણવા ના પાડે છે. પેટમાં રોટલા પડ્યા પછી આંખે નીંદર ઘેરાય છે ને કેદીના નિયમ તરીકેનું પૂરું કામ થતું નથી.

'જેલ–સુપરી૦ દર અઠવાડિયે તપાસ કરવા આવે છે અને 'મૂંહ બંધ કરકે બાત કરો' એમ કહે છે ત્યારે મુક્કો મારી એનું જ મોઢું બંધ કરી દેવાનું મન થાય છે.

'આ વૉર્ડર જ્યારે...'

'એ નહિ. મારે તમારા જેવા ભોળા માણસ સાથે વિશેષ સ્પષ્ટ થવું પડશે. હું પૂછું છું કે કાંઈ હસ્તદોષ કે એવા દોષ તમારાથી...'

ઝટપટ યાદ કરી કહ્યું: 'ઓહો, એ તો નાનપણથી ટેવ છે. 'ઠાં ઠાં'ને બદલે 'ઠાંસો' ને 'ભજન'ને બદલે 'ભોજન'નો હસ્તદોષ લખવામાં બહુ જ થઈ જાય છે. તેથી તો કાગળમાં ક્યાં યે 'પ્રેમ'ને બદલે પ્રેત' અને 'પરણ'ને બદલે 'મરણ' ન લખાઈ જાય તેથી બે વાર વાંચીને જ પછી...'

'ઠીક, એ રહેવા દો. મને એક બીજી વાતનો જવાબ દો. તમારામાં સ્વજાતીય કે પરજાતીય કંઇ દૂષણો પેઠાં છે ?'

મને વિચાર થાય છે: આ હરિભાઈ ગજબના લાગે છે. મનમાં યે ન હોય એવું કાઢીને શા માટે પૂછ્યા કરે છે ? મને તો મારા પોતાના દોષોનો ખ્યાલ હતો તેથી તેની ગણતરી મેં કરી રાખેલી. પણ જાતિ-પરજાતિનાં દૂષણોની એમને શી જરૂર પડી છે ?

છતાં યાદ કરીને મેં કહ્યુ: 'અમારી જાતિમાં અફીણ–હોકાનું દૂષણ ખરું, પણ હું નાનો હતો ત્યારથી અમારું કુટુંબ શહેરમાં આવીને વસવાથી એ દૂષણથી બચી ગયો છું. અને પરજાતિનાં દૂષણોનું તો શું કહું ? જાતિના ભેદાભેદ જ એટલા છે કે બીજી જાતિઓ સાથે સંપર્ક સાધી શકાય એવું છે જ ક્યાં ?'

'તમારા જવાબોથી મને સંતોષ નથી થતો.' કહીને હરિભાઈ ચાલતા થયા.

મને થાય છેઃ આટઆટલા દોષ ગણાવ્યા તોય હરિભાઇને સંતોષ કાં ન થાય? સંતોષ વધારે દોષથી થવો જોઇએ કે ગુણથી?

જેલમાંથી છૂટયા. હવે સત્યાગ્રહ કરવાનો નથી. બધા સૈનિકો પોતપોતાની યોજનાઓ વિચારે છે. હવે કોઇ હરિભાઈની સલાહ લેવા જતા નથી. હરિભાઇનું શિક્ષણ જ એવું કે આટલા વખતમાં સૌ પગભર થઈ ગયા છે.

પણ હરિભાઇને કોઈ સાથે કાં લેતું નથી? ચાર ચાર વર્ષની અણથાક સરદારીનો થાક ઉતારવા નિરાંતનો સમય આપવા માગે છે? રાષ્ટ્રીય પ્રવૃત્તિ સારી. મારા પિતાજીને તો સરકારી નોકરીમાંથી ત્રીસ વર્ષે પેન્શન મળેલું. અહીં તો ચાર જ વર્ષમાં.

મારી સાથે હરિભાઈ મારે ઘેર આવ્યા. એક દિવસ કહેઃ 'બસ, બધા મિત્રો મને જાકારો ભણે છે, ત્યારે મારે માનવું રહ્યું કે હવે આ ધરતી પણ મને જાકારો આપે છે. મારે આ પ્રદેશનો ત્યાગ કરવો જોઇએ.'

મેં કહ્યુંઃ 'ધરતી જાકારો આપતી હોય તો મને નથી સંભળાતું. રોકાઇ જાઓ ને? બધા ભલે ના પાડે; હું કયાં ના પાડું છું?'

'તું કહે તો તારે ત્યાં રોકાઉં.'

મેં કહ્યું : 'ભલે.'

બીજે દિવસે કહે : 'તારે શહેરમાં ગ્રામોદ્યોગનું, ખાદીનું, વાચનાલયનું કામ કરવું. સલાહ મારી લેવી. કાર્ય તારુ, સંચાલન મારું.'

મેં મૂંઝાતાં મૂંઝાતાં કહ્યુંઃ 'કોઇની સલાહ લઈને કામ કરવાનું મને નાનપણથી નથી ફાવતું. તેથી તો ઘેરથી...'

'તો તું પણ જાકારો આપે છે ને?'

બધા મિત્રોએ આ રીતે જાકારો આપ્યો હશે?

થોડા દિવસમાં હરિભાઈ કલકત્તામાં સ્થિર થયાનો પત્ર મળી ગયો.

૧૦

## ભાંગેલાં હાંડલાં

એકાદ વર્ષ બાદ કલકત્તામાં હું યે જઈ ચડયો છું. હરિભાઈની ઓરડીએ અવારનવાર જાઉં છું. તેઓ શો ધંધો કરે છે તે સમજાતું નથી. પણ એક વાર તેમની થેલી ફંફોસી ત્યારે એમાંથી સાબુના નાના નાના ગોટા, હજામતની પેટીઓ, બેટરીના સેલ વગેરે નીકળી પડયું. જાદુગરની કોથળી તો નથી ને?

મેં પૂછયું : 'આ બધું શું?'

એ કહે : 'રાષ્ટ્રઘડતરની ચીજો જ તો. આજે આ બધા ધંધા વિદેશી કંપનીઓના હાથમાં છે. તે બધા હાથ કરીને યુવાનોએ રાષ્ટ્રનું...'

ત્યારે તો હજી હરિભાઈ રાષ્ટ્રીય કામ જ કરી રહ્યા છે. અલબત્ત, લડતમાં એ ઉઘાડે માથે રહેતા. હવે ટોપી પહેરે છે ખરા.

એક દિવસ હરિભાઇ કહેઃ 'કનુ દોસ્ત, જા, આજ તો તું જે સારા હજામની દુકાન પસંદ કરી આવ, ત્યાં વાળ કપાવીએ.'

મેં કહ્યુંઃ 'મૂંડો જ કરાવવો હોય તો પછી નકામા ત્યાં બેસીને વધારે પૈસા શા માટે ખરચવા? કોઈ હજામને ઘેર જ તેડતો આવું.'

એ કહેઃ 'ના, ના, હવે તો મેં પણ માથે વાળ વધાર્યા છે.'

હું પણ ભૂલી ગયો કે આ સંગ્રામની છાવણી નથી પણ કલકત્તા છે. મેં વિચારમાં ને વિચારમાં પૂછ્યુંઃ 'એમ કે?'

તે કહે: 'હા, વાળ વધારવાથી મગજના જ્ઞાનતંતુઓ વૈજ્ઞાનિક રીતે સંપૂર્ણપણે રક્ષાય છે. અને આપણા જેવા રાષ્ટ્રસેવકોને મગજનું જ દહીં કરવાનું હોય છે તેથી...'

મારા મગજમાં યે વીજળીનો ચમકારો થયો. ત્રણેક વર્ષ પહેલાં આ જ્ઞાન હોત તો પેલા ગામડામાં સાતપૂછડિયા ઉંદર જેવી મારી સ્થિતિ ન થાત ને ? મેંયે વિજ્ઞાનનો અભ્યાસ કર્યો, પણ એક મગજનું જ વિજ્ઞાન ભૂલી ગયો.

મગજ પરથી મારી નજર સીધી હરિભાઈના પગ પર ગઈ. ઠેઠ પેનીઢક ધોતિયું આવી ગયું છે ને શું ? એના વિષે પણ પૂછી નાખવા દે.

હરિભાઈ કહે: 'સમાજ વચ્ચે રહેવું હોય તો સમાજના શિષ્ટાચારના નિયમો પાળવા જોઈએ. સમાજને ઊંચે ચડાવવા એટલા નીચે ઊતરવું જોઇએ. ટૂંકી ધોતલીવાળા કરતાં પૂરા ધોતિયાવાળાને લોકો વિશેષ સાંભળશે. રાષ્ટ્રસેવાની ખાતર...'

ઓહ, આવા સમાજના નિયમો તો જાણ્યા નહિ ને હું યે સેવા કરવા હાલી જ મળેલો ને ! ત્રણેક વર્ષ પહેલાં આવી ખબર હોત તો કોણી ને ગોઠણ નીચેના હાથ ટાઢથી થરથરતા તેમાંથી બચી જાત અને સમાજની સેવા વિશેષ થાત. હરિભાઇ સરદાર કેમ થઇ શકયા હશે તે ઠેઠ આજે કાંઈક સમજાયું.

બીજા એક વર્ષ બાદ વડોદરામાં—

હરિભાઈ વડોદરામાં આવી વસ્યા છે. 'રાષ્ટ્રીય ગ્રામોદ્યોગ ભંડાર' નામની એક જબરી સંસ્થા શરૂ કરી છે. વાતો સંભળાય છે તે પ્રમાણે તો હિંદભરમાં કદી ન હતી અને હવે કદાપિ થશે પણ નહિ તેવી એ સંસ્થા છે. હરિભાઇનો પણ એક આમત્રંણપત્ર મળી ગયેલ છે. તેથી મુંબઈ જતાં વડોદરા ઊતરી પડયો.

હરિભાઇ સંસ્થા બતાવી રહ્યા છેઃ આ. ઘાણી–વિભાગ. અહીં ઘાણીમાં જ પિસાયેલા શુદ્ધ તલનું શુદ્ધ તેલ વેચાય છે. ધોળા, કાળા ને કાબરા ત્રણે જાતના તલનાં તેલ જુદાં જુદાં રખાય છે.

આ કુંભકાર–વિભાગ. અહીં કુંભારે જ ઘડેલાં શુદ્ધ માટીનાં વાસણો વેચાય છે. કાળી, ધોળી, લાલ એવી બધી માટીનાં વર્ગીકરણ થાય છે ને તે પ્રમાણે વાસણ ઘડાય છે.

આ કાગળવિભાગ, સાબૂ વિભાગ, સુતારી વિભાગ, લુહારી વિભાગ.

અહો હો હો, ઘણા વિભાગ છે. વિભાગો પૂરા થયા ત્યારે મારું ધ્યાન ખેંચાયુંઃ ‘ હેં હરિભાઈ, આમાં કયાં યે હજામવિભાગ કેમ ન આવ્યો ? આપણા રાષ્ટ્રઉદ્યોગમાં એને ય સ્થાન...’

હરિભાઈ કહે : ‘ હા, વાત ખરી છે. ભંડારની સાથે જ કેશ-વપનમંદિર યાને ક્ષૌરકર્મકાર્યાલય શરૂ કરવાનો વિચાર હતો, પણ એ જ્ઞાતિમાંથી કોઈ રાષ્ટ્રીય યુવાન આવવા તૈયાર ન થયો તેથી...’

મેં કહ્યુંઃ ‘ એ જાત જ અકોણી છે. પણ આપણા બધા કુંભારો, ઘાંચીઓ, સુથારો કયાં ? એમને પણ જોઈ લઇએ.’

હરિભાઈ કહે : ‘ એ તો બધા એમને ઘેર જ માલ તૈયાર કરે છે. તૈયાર કરીને માલ આપણને પૂરો પાડે છે. આપણે તેને રાષ્ટ્રભરમાં પૂરો પાડવાની વ્યવસ્થા...’

‘પણ તો તો અમારા ગામનો મેપો કુંભાર અને હસનો ઘાંચી પણ રાષ્ટ્રઘડતરનો ફાળો આપી રહ્યા કહેવાય ને ?’

હરિભાઇ કહે : ‘ તું અંધારામાં છે. તેઓ બધા શું કરી રહ્યા છે તેના જ્ઞાન વગર વસ્તુઓ કર્યે જાય છે. આપણે તો લોકોને આ વસ્તુઓ રાષ્ટ્રને માટે ઉપયોગી છે અને રાષ્ટ્રીય પ્રગતિ માટે આવી વસ્તુઓ જ ખરીદવી જોઈએ એવું જ્ઞાન...’

ઓહ...જ્ઞાન એ જ મુખ્ય વાત છે. હું ભૂલી જ ગયો : ગુરુજી

પણ વેદાંત શીખવતા ત્યારે ન કહેતા કે : પરમાત્મારૂપી આત્મા તો બધા માનવીમાં છે, પણ એવું જ્ઞાન પામે તે જ આત્મા પરમાત્મસ્વરૂપ અનુભવી શકે. બાકી બધા તો રોંચા કહેવાય, રોંચા.

કેટલા બધા જૂના મિત્રો આ રાષ્ટ્રીય સંસ્થામાં આવીને જોડાયા છે? શાખા–પ્રશાખાઓનો પાર નથી. રાષ્ટ્રભરમાં જાળની પેઠે સંસ્થા બિછાવાઈ ગઈ છે,

વડોદરાનું કેન્દ્ર ધમધમી રહ્યું છે. સૌ એક જ સ્થળે ખાય–પીએ છે, રહેસૂએ છે. લડત સમયનો ભાવી મંત્રી મહેન્દ્ર, કાકાસાહેબ ધીરુ, મનહર, પ્રાણસુખ બધા આવી પહોંચ્યા છે. આ બધા વચ્ચે એકલાં આ કાન્તાબેન કોણ ઘૂમી રહ્યાં છે? હરિભાઈને જ પૂછવા દે.

હરિભાઈ કહે : 'ભારે તેજસ્વી યુવતી છે. મેટ્રિકમાં ભણે છે પણ અદ્ભુત જ્ઞાન ધરાવે છે. તું જેમ નિરીક્ષણ કરીશ તેમ એનામાં છુપાયેલું સૌંદર્ય તને...'

કાન્તાબેનમાં વળી સૌંદર્ય? ધોલર મરચા જેવું નાક, ચૂંચી આંખો, પાટિયા જેવું મોં—

સંસ્થામાં હમણાં જ જોડાયેલો મનહર કહી ગયો કે : 'હરિભાઈ ઘણું કરીને કાન્તાબેન સાથે પ્રેમમાં પડયા છે. તેમની સાથે લગ્ન પણ કરવાના છે.'

ઘણા આનંદની વાત. પણ તેથી જ કાન્તાબેનનાં આટલાં બધાં વખાણ થઈ રહ્યાં હશે?

સંસ્કૃતમાં **પ્રેમાંધ** શબ્દ છે અને અંગ્રેજીમાં વળી Love is blind એવી ઉક્તિ છે. પણ એમાં તો ન દેખવાની વાત છે. અહીં તો ન હોય એવું હરિભાઈને દેખાય છે. ન હોય ત્યાં દેખાય એ પણ અંધપણામાં જ ખપતું હશે કે શું? કે હરિભાઈને હૈયે આંખો ઊઘડી છે? પ્રજ્ઞાચક્ષુ કહે છે તે આ તો નહિ?

બીજા છ માસે વડોદરા ઊતર્યો ત્યારે -

કાન્તાબેન મેટ્રિકમાં નાપાસ થયાં છે. હરિભાઈને બહાર કામ વિશેષ રહે છે તેથી કાન્તાબેનની તેજસ્વિતાનો પરિચય પણ મળતો નથી.

શહેરમાં 'હારજીત' નામની ફિલ્મ એક અઠવાડિયાથી આવી છે. આજે એનો છેલ્લો દિવસ છે કાન્તાબેન એ જોવા જવા માટે હરિભાઈને ખાસ આગ્રહ કરી રહ્યાં છે. હરિભાઇને એ જ સમયે કોઈ ખાસ મુલાકાત છે. રુદન, સમજાવટને અંતે એક કલાકે હરિભાઇ તૈયાર થયા અને મને કહે : 'ચાલ કનુ, તું આવ્યો છે ત્યારે આજે સિનેમા જોઈ આવીએ.'

મેં કહ્યું : 'ના, હરિભાઈ! એમાં તો સ્ત્રીઓ આવે. લડતમાં તમે કહ્યું છે ત્યારથી હું તો એમનાથી ડરતો રહ્યો છું.'

હરિભાઈ કહે : 'એવો ડર રાખવાની જરૂર નથી. એવા હૃદય–દૌર્બલ્યથી તો ઊલટા આપણે વિશેષ નીચે પડશું. માનસશાસ્ત્ર કહે છે કે જેનો ડર રાખશો તે જ તમને વળગશે.'

ત્યારે તો હરિભાઈનો સ્ત્રીઓ વિષેનો ડર નીકળી ગયો લાગે છે. હું માનસશાસ્ત્ર વગેરે વાંચું ત્યારે, આજે તો હરિભાઇ સાથે છે એટલે ડર રાખવા જેવું નથી.

એક ઘોડાગાડીમાં હરિભાઈ, કાન્તાબેન ને હું બેઠાં. બીજી બે ઘોડાગાડીઓમાં અન્ય મિત્રો.

અર્ધે રસ્તે કોઈએ ગાડી થંભાવી. ઓહો, વીણાબેન કે? પેલા રમેશ સાથે પરણવાનાં હતાં તે જ. હમણાં અહીં કૉલેજમાં ભણે છે ખરાં.

હરિભાઈ તેમની સાથે થોડે સુધી વાતો કરી આવ્યા ને કહે: 'ઠીક ત્યારે, તમે જાઓ. મારે તો અગત્યનું...'

એમને આજે અગત્યની મુલાકાત હતી તે આ તો નહિ હોય?

કાન્તાબેનની આંખો અત્યારે કાંઇક તેજસ્વી દેખાઈ. પણ તેજની પાછળ જળ કાં દેખાય?

મેં માર્ગ કાઢવા વીણાબેનને આગ્રહ કર્યો: 'ત્યારે તમે ય ચાલો ને 'હારજીત' જોવા ? સૌની સાથે મજા પડશે.'

એ હસતાં હસતાં કહે: 'મને હાર પસંદ નથી, જીત જ પસંદ છે. જ્યારે એવી ફિલ્મ આવે ત્યારે કહેજો.'

અમે સિનેમા ભણી અને હરિભાઈ-વીણાબેન બગીચા ભણી.

રસ્તામાં કાન્તાબેન બોલતાં રહ્યાં: 'કૉલેજમાં તો જતી નથી. આખો દિવસ હરિભાઈ, હરિભાઇ કહેતી ભંડાર પણ છોડતી નથી. ઘેર આવવાનો વખત જ નથી રહેવા દેતી. સાંજે તો ફરવા. સવારે તો ફરવા. મારું જીવન ધૂળ કરવા બેઠી છે તે એનું યે જોઇશ કે કેવુંક...' કહેતાં રડવા લાગ્યાં. મારે તો રસ્તામાં જ સિનેમા શરૂ થઈ ગયું. થિયેટરમાં કાન્તાબેનથી દૂર જગ્યા શોધવા દે. એક સાથે બે સિનેમા નહિ જોઈ શકાય.

'કનુ, જરા આ તાર કરી આવ તો. કોઇને કહેવાનું નથી હો...' હરિભાઇએ કહ્યું.

પણ પેલો તારવાળો વાંચીને તાર રવાના કરશે એનું શું ? તારમાં ન કહેવા જેવું છે ય શું ? Come immediately—કાન્તાબેનના ભાઇ ચંદુલાલને, બીજો પિતાજીને, ત્રીજો માતાજીને. એક પછી એક બધાં આવી પણ પહોંચ્યાં.

કાન્તાબનને પેટમાં ક્રાંઇક દુઃખાવો શરૂ થયો છે. કેમેય મટતો નથી. બહાર પણ નીકળી શકતાં નથી. છતાં શરીર તો જેવું ને તેવું છે. ખાવા પણ બે વખત બરાબર જોઇએ છે.

મેં હરિભાઇને કહ્યું: 'ડૉકટરને તેડી લાવું ?'

કહે: 'ડૉકટરથી મટે તેમ નથી.'

હરિભાઈ પણ કેટલા અસ્વસ્થ બની ગયા છે? પેટનો દુઃખાવો મટાડવા ઘરગથ્થુ કેટકેટલા ઉપાય અજમાવી રહ્યા છે ? રાત કે દિવ-

સનું ભાન નથી. મને થાય છે: પેટનો દુઃખાવો કાન્તાબેનને છે કે હરિભાઇને ?

કાન્તાબેનને કોઈ દૂરના ગામડામાં લઈ જવા તૈયારીઓ ચાલી રહી છે. મેં કહ્યું: 'ગામડામાં શી દવા થશે ? એ કરતાં તો મુંબઇ-અમદાવાદ લઈ ગયા હોઇએ તો સારા ડૉકટર પણ...'

દુઃખાવા આડે જવાબ દેવાની કોઇને ફુરસદ પણ નથી.

કાન્તબેન ગયાં છે તે દિવસથી હરિભાઈ પણ ધરાઇને ધાન ખાતા નથી. સવારસાંજ સાઇકલ મોકલીને ટપાલ મંગાવે છે ને પાસેને બંગલે તારનો પટાવાળો આવે તો ડોકાઇ ડોકાઈને જુએ છે.

એક માસે ચંદુલાલનો તાર આવ્યો. વાંચીને છલાંગ મારતાં હરિભાઈ કહે: 'બસ પતી ગયું. લે વાંચ કનુ.' પાછળથી વળી યાદ આવ્યું હોય તેમ બોલ્યા: 'જોજે, કોઇને કહેતો નહિ હો.'

તાર વાંચ્યો. રમણભાઈએ કરેલો. અંદર માત્ર O. K. હતું. આમાં પણ કોઇને ન કહેવા જેવું શું છે ?

આજથી હરિભાઈ વીણાબેન સાથે ખૂબ ખૂબ દૂર સુધી ફરવા જવા લાગ્યા. પેટનો દુઃખાવો મટયા પછી હળવા થઈ ગયા છે તેથી જ તો.

પેટના દુઃખાવાનો ભાર ઊતર્યા પછી કાન્તાબેનને તરત પરણાવી દેવાની ઉતાવળ ચાલી રહી છે. થોડા સમયમાં જ રમેશ સાથે લગ્ન.

નવ માસે ઘેર પુત્ર અવતર્યો. બીજે પરણાવવા છતાં હરિભાઈને કાન્તાબેન પર ઓછો ભાર છે ? પહેલો રૂપાનો ઘૂઘરો હરિભાઇ તરફથી મોકલાયો. કાળા કાળા એ પુત્રનાં હરિભાઈ થોકથોક વખાણ કરે છે. અત્યારે તો શું ખબર પડે, પણ હજી કલ્કી અવતાર થવાનો છે, એટલે એ જ કલ્કી પાકે તો યે શી ખબર ! ઋષિઓ ભાવીનાં આર્ષદર્શન કરી શકે છે તેમ સાંભળ્યું છે. પણ વિશ્વામિત્રને જેમ મુનિ વસિષ્ઠ ઋષિ તરિકે સ્વીકારતા નહિ, તેમ હિંમત પણ હરિભાઈને ઋષિ તરીકે કયાં માનવા દે છે ?

એક વખત હરિભાઈ પર હેત ઢોળતાં આ કાન્તાબેન હવે એમનું નામ સાંભળતાં ગાળો કાં દે ? મેનકાએ તો વિશ્વામિત્રને ગાળો દીધી સાંભળી નથી.

મારે છ માસે એકાદ આંટો ઘરકામ અંગે મુંબઈ હોય જ. દર વખતે એકાદ-બે ટ્રેન વડોદરા ઊતરી જવાનો હરિભાઈ તરફથી આગ્રહ છે. મને ય નવીનતા મળે છે.

બીજા છ માસે—

રાષ્ટ્રીય સંસ્થા તો દિવસે ન વધે એટલી રાત્રે ને રાત્રે ન વધે એટલી દિવસે વધી રહી છે, એમ હરિભાઈ કહી રહ્યા છે. હરિભાઇ દુકાને પાંચ મિનિટ જઇ શકે તો ય પાંચસોની કમાણી કરી શકે તેમ કહેવાય છે, પણ સલાહ લેવા આવનારા તેમને જંપ વળવા ક્યાં દે છે ? કેટલી બધી છોકરીઓ સલાહ લેવા માટે ઊતરી પડે છે ?

લડતમાં સૈનિકો એમને સલાહ લઈને લડવા દેતા ન હતા, રાષ્ટ્રોદ્ધાર કરવા બેઠા છે ત્યારે છોકરીઓ એ કરવા નથી દેતી.

હરિભાઈ કહે છે: 'આ બધા ધંધાઓની કળાની ચાવી મેં એક માસમાં જ મેળવી લીધી છે. આ કુંભારો–ઘાંચીઓ તેની પાછળ ત્રીસ ત્રીસ વર્ષથી પડયા ટપલાં કૂટતાં હતાં, પણ અત્યારે હું કહું છું તેમ કરી રહ્યા છે. તારે પણ કાંઈ જાણી લેવું હોય તો શરમમાં ન રહેતો, કનુ.'

મારે તો આ ધંધાઓ સાથે મેળ ખાય તેમ નથી. પણ ભણતો ત્યાર ભાગીને પાસેના કુંભારવાડામાં મિત્રો સાથે જ્યારે જ્યારે ગધ્ધે-સવારી કરવા ગયો છું ત્યારે હાથપગ ભાંગીને જ પાછો ફર્યો છું. થાય છે કે હવે એ શીખી લઉં. હરિભાઇને કહ્યું પણ ખરું.

હરિભાઈ કહે: 'બરાબર છે, આપણા લોકો ગધેડા પર બેસતાં શરમાય છે, પણ મારે તો ઇરાન–ઇજીપ્તની જેમ ઘેર ગધેડાં કેળવીને લોકોને શરમ વિના ગધેડે ચડતાં શિખવાડી દેવું છે. ઇસપે

ગધેડાં પર નીતિકથાઓ લખી નાખી અને ગિજુભાઈ ગધેડાને પોતાનો મિત્ર માનતા. પણ મારે તો એને સંસ્થાના પ્રતીક તરીકેના ધ્યાન-ચિહ્નમાં મૂકી દેવો છે, જેથી મારી સંસ્થાનો કોઈ કાર્યકર હિંદના ગમે તે તો ખૂણામાં હોય તો પણ પોતાના આદર્શને ન ચૂકે.'

વીણાબેને કૉલેજશિક્ષણ હવે છોડી દીધું છે. હરિભાઈના કહેવા પ્રમાણે તેમની સંસ્થામાં કૉલેજ કરતાં યે વિશેષ શિક્ષણ મળે છે. આખો દિવસ હવે અહીં જ રહે છે. હરિભાઈ તેમની તેજસ્વિતા પર ફિદા છે. થોડા સમયમાં કદાચ એ રાષ્ટ્રીય સંસ્થાનો સમગ્ર સ્ત્રી-વિભાગ ઉપાડી લે તો ના નહિ.

વીણાબેન પણ જાહેરમાં બોલી રહ્યાં છે કે: મારી નૈયાનું સુકાન મેં હરિભાઈને હાથ સોંપ્યું છે.

રમેશને પણ આવા શબ્દો જ વીણાબેને લખેલા ને ? સુકાની ભલે બદલાયો, શબ્દો તો એ જ છે ને?

આજે શહેરમાં જતાં પેલા વનેચંદ શેઠ કહે: 'જોયા તમારા હરિભાઈ ! હું આવ્યો ત્યારે બારીબારણાં બંધ કરી કોક તમારાં વીણાબેન સાથે બેઠા હતા.'

મારાથી ન રહેવાયું: 'ત્યારે શું કૂતરાંબિલાડાંને ઘરમાં ઘૂસવા દે ? ઘરનાં માણસો ઘરમાં ન બેસે તો ક્યાં ચોકમાં બેસે ?'

'ઓહો ? વીણાબેન હરિભાઈનાં ઘરનાં માણસ થવાનાં છે તેની શી ખબર ! તો તો ભાઈ, અમારી યે આંખો ટાઢી. અમે તો પહેલાં કાન્તાબેન સાથે સાંભળેલું તેથી...'

'તો હવે આ બીજું સાંભળી લો.' જેથી ભૂલ ન થાય.'

'હા, જ્યાં સુધી ત્રીજું સાંભળવા ન મળે ત્યાં સુધી.'

ત્રીજી સફર—

વીણાબેનને પેટનો કોઈ અસહ્ય વ્યાધિ ઊભો થયો છે. હરિભાઈ પણ

ગજબ અસ્વસ્થ છે. વીણાબેનના કાકાને તાબડતોબ તાર થયો છે. એ આવે તે પહેલાં હરિભાઈ મને કહે: 'તારી પાસે કદી વચન નથી નાખ્યું. તારા જીવન વિષે કશું કહેવાનો અધિકાર નથી, પણ એક માગણી કરવાનું મન થાય છે...' કહેતાં ગળગળા થઈ ગયા. ગળું ખંખાળી કહે: 'તું વીણાબેન સાથે લગ્ન કરવા તૈયાર ન થાય ? સંસ્થામાં તારે માટે મંત્રીપદનું સ્થાન કાયમનું. વીણા પણ મારી નજર સામે જ રહે ને...'

મેં કહ્યું: 'પણ તમે જ પરણવાના હતા ને ?'

કહે: 'હા, પણ...તું માને તો ?'

આ વખતે વીણાબેનની તેજસ્વિતાનાં વખાણ ખાસ સાંભળ્યાં નથી. વીણાબેન પણ સુકાનીનું નામ નથી લેતાં. વળી સુકાની બદલાયો કે શું ?

મેં કહ્યું: 'સંસ્થામાં મને ફાવે તેવું ક્યાં છે ? હાંડલાને આંગળીથી ટકોરો મારવા જાઉં તો ક્યાંક આંગળી નંદવાતાં ડૉકટરનું ખર્ચ કરવું પડે ને કોણીથી ટકોરો મારવા જતાં ક્યાંક હાંડલું જ ફસકાઈ પડે તો... અને પરણવાની બાબતમાં તો મારી બાને પૂછ્યા સિવાય...'

'બસ, આજનો યુવાન બાને પૂછ્યા સિવાય પરણી પણ ન શકે ? શી ગુલામી ? '

મને થાય છે: હાલતે ઘોડે કોઈ મિત્ર કહે ને પરણી લઉં તેમાં ગુલામી કે બા કહે ને પરણું તેમાં ?

વીણાબેનના કાકા આવી પહોંચ્યા. ફરી પાછી ગામડામાં જવાની વેતરણ. એક માસે O. K. નો તાર. વીણાનાં તાબડતોબ લગ્ન. નવ માસે પુત્રીપ્રાપ્તિ. હરિભાઈ તરફથી ઘૂઘરાભેટ અને પુત્રીનાં પ્રશસ્તિ-ગાન. સરોજિની નાયડુનું સ્થાન લેનાર સ્ત્રીની ખોટ પુરાવાનો હવે સંભવ ખરો.

વીણાબેન પણ કાન્તાબેનની જેમ જ હવે કાં હરિભાઈ સામે નથી જોતાં ? પરંપરા સાચવે છે કે શું ?

હવે ઘર મહેન્દ્રનાં ભાવી પત્ની ધીરજબેનને નામે ચાલી રહ્યું છે. ધીરજબેનની પસંદગી કરવા માટે તેનાં માતાપિતાએ મહેન્દ્ર પાસે મોકલાવેલ છે. પણ પસંદગી તો હરિભાઈ જેવી કોણ કરશે ? આથી તેને હરિભાઈ પાસે મૂકીને મહેન્દ્ર હિંદને પ્રવાસે ગયેલ છે. હરિભાઈ કહે: 'બસ. આદર્શ પત્નીનાં દર્શન તો મને ધીરજબેનમાં થયાં. હું દરેક મિત્રને કહેવાનો છું કે આવાં પત્ની મળે તો જ પરણજો. નહિ તો કુંવારા મરી જજો. પતિ હજારો ગાઉ દૂર બેઠો હોય છતાં તેને પ્રેરણા આપતી રહે તે જ જીવનસંગિની. બીજાં બધાં તો ભાર...'

તેથી જ કદાચ મહેન્દ્ર કાશ્મીરથી કોલમ્બો અને કરાંચીથી કલકત્તાની સફરો મારી ઘાણીએ ઘાણીએ ફરી સંસ્થા માટે તેલ લાવી રહ્યો છે. મને થાય છે કે કદાચ હરિભાઈ પોતે પણ મિત્રપત્નીની દૂંફે ઠેઠ યુરોપ પહોંચી જાય નહિ. પરણ્યા પહેલાં મહેન્દ્ર આટલી સફર મારે છે ત્યારે પરણ્યા પછી કયાંક પૃથ્વી બહાર મંગળ–બુધના ગ્રહમાં સફર અર્થે પહોંચે નહિ !

બધા જમવા બેસે છે ત્યારે: દૂધની તર, વિશેષ ઘી, કોઈના લગ્નમાંથી આવેલી મીઠાઈ વગેરે ધીરજબેન હરિભાઈને ખાસ પીરસી રહ્યાં છે. હરિભાઈની 'વિશિષ્ટ શકિત' જળવાઈ રહે તે માટે. ધીરુ, મનહર, પ્રાણસુખ સૌને શકિત અનુસાર પીરસાય છે.

હરિભાઈની 'વિશિષ્ટ શકિત' વિના ધીરુ ગધેડી–વાંદરીનાં ચામડાંની પરખ, મનહર અસ્ત્રો–નેરણીનાં પોલાદ, પ્રાણસુખ આદમજી અને મિયાંજીની ઘાણીનાં તેલ કયાંથી જાણી શકત ? જયારે તેમને બદલે એ શકિત મનમોહન, જયંતીલાલ કે ભોગીલાલમાં દેખાય ત્યારે વળી બેધડક છ છ માસે કોણ જાહેર કરી શકત ?

ચોથી સફર–

બધાનાં રસોડાં જુદાં થયાં છે. ધીરજબેન એકલાં રાંધે છે. મનહર કહેઃ થોડા માસ પહેલાં મહેન્દ્રભાઇને થોડા દિવસ માટે ઠેઠ લંકાથી તાર કરીને ખાસ હરિભાઈએ બોલાવેલા.

પ્રેરણા લેવા માટે ?

એ પછી મહેન્દ્ર ને ધીરજબહેનનાં લગ્ન રંગેચંગે ઊજવાઇ ગયાં. ધીરજબેનને ઘેર પૂરા માસે પુત્ર અવતર્યો છે. હરિભાઈ તરફથી ખાસ ઘૂઘરો અપાયો છે અને આખો દિવસ એ જ સાચવી રહ્યા છે. પણ હરિભાઈ એકલા ઓરડામાં હોય ત્યારે છોકરો રડતો હોય તોય ધીરજબેન ડોકાતાં નથી. હરિભાઈ કહે છે તે ખોટું નથી કે બાળક માટે ધીરજબેનને લાગણી જ નથી. પણ એમના પોતાના ઘરમાં તો બાળકને બરાબર સાચવે છે. આ ઘર અપશુકનિયાળ છે કે શું ?

હરિભાઈનું રસોડું ચંદનબેન સાચવી રહ્યાં છે. પેલાં લડતવાળાં હરિભાઇનાં સગાં બેન કે ? અહોહોહો ? કેટલો બધો આનંદ પ્રવર્તી રહ્યો છે ? હરિભાઇ કહે છેઃ 'જો તો દોસ્ત કનુ, આખી દુનિયા પલટાઈ ગઇ છે.'

મેં પૂછ્યું: 'હું પણ ?

હરિભાઈ કહેઃ 'હા.'

મને થાય છેઃ બૅન્કમાં પૈસા લેવા જઇશ ને નહિ ઓળખાઉં તો ભારે થશે ને ?

મેં કહ્યું: 'પણ શાથી ?'

કહેઃ 'મેં લગ્નનું નક્કી કર્યું તેનાથી.'

'પણ એથી હું કેમ બદલાઈ જાઉં ?'

'તું તો શું, પણ આખું વિશ્વ બદલાઇ જાય. આર્કીમીડીસ કહેતો કે મને પૃથ્વીનું મધ્યબિંદુ મળે તો આખી પૃથ્વી ઉથલાવી નાખું. તેમ હું કહું છું કે સાચી જીવનસંગિની મળે તો માનવી સમગ્ર વિશ્વને બદલી નાખી શકે. હું એ લાભી શકયો છું.'

'પણ શુભ નામ તો કહો ?'

'આ તારી પડખે જ બેઠેલાં ચંદનબેન.'

'એના તો તમે ભાઈ હોવાનું જાહેર કરેલું ને ?'

'થોડુંક અધ્યાહાર હતું.'

'ત્યારે હવે તો પુરું કરો.'

'ભાઈ એટલે ભાઇ+ડો.'

'ઓહો ! આ તો મેળ ખાઈ ગયો. ત્યારે ચંદનબેન તમારાં બેન થતાં એમાં અધ્યાહાર ?'

'બેન એટલે બેન+સાળીની.'

નવી જ વ્યાખ્યા મળી. ત્યારે હરિભાઇ, ધીરુ, મહેન્દ્ર અને મનહર પર પ્રેમ હોવાનું કહે છે તેમાં શું અધ્યાહાર રહેતું હશે ? પ્રેમ તો બાજને ઝપટ મારતાં પહેલાં ચકલાં પર ઓછો હોય છે ? અને હિંદ પર ઇંગ્લેન્ડને પણ ઓછો પ્રેમ છે ?

છતાં યે મેં કહ્યું : 'પણ દુનિયાની દૃષ્ટિએ...'

હરિભાઈ કહે : 'આપણી દૃષ્ટિ તે દુનિયાની દૃષ્ટિ. દુનિયા તો ઝૂકતી હૈ, ઝુકાનેવાલા ચાહિયે. મને તો અમારા જીવનમાંથી 'ભાંગેલાં હાંડલાં' નામની નવલકથા લખવાનું મન થાય છે.'

અમે ભણતા ત્યારે 'તૂટેલા ચંપલને' કાવ્ય લખાતાં. હવે કદાચ 'ભાંગેલાં હાંડલાં' પર નવલકથા લખી હરિભાઈ સાહિત્યક્ષેત્રમાં નવો શક વર્તાવે તો ના નહિ.

આ વખતે ત્રણચાર સિનેમા જોયાં, કમાટીબાગ અને લાયબ્રેરી, સુરસાગર તળાવ અને પ્રતાપમહેલ ફરીફરીને જોયાં, નર્મદાકાંઠે ચાંદોદ-કરનાળીની સફર કરી.

હરિભાઇ કહે છે : 'નર્મદા મારા હર્ષાશ્રુની ચિરધારા છે.'

ચંદનબેન કહે છે : ‘ હરણફાળ મારા ચિરહાસ્યનો પ્રતિઘોષ છે.’

હરિભાઈ કહે છે : ‘ વનપંખીઓ મારા હૃદયગાનનાં ગવૈયા છે.’

ચંદનબેન કહે છે : ‘ વૃક્ષ–મર્મરધ્વનિ મારા હૈયાનો આનંદ–વાર્તાલાપ છે.’

ખરેખર, બન્ને બદલાઈ ગયાં છે. તેમના સહવાસમાં ક્યાંક મને ય આ સાતપૂડાના સફેદ પત્થરોમાં શિખંડ દેખાય નહિ અને ખાઇને દાંત ભાંગી બેસું નહિ. એકદમ ઘેર જવા દે.

પાંચમી સફર—

ચંદનબેન-હરિભાઈનાં લગ્ન પતી ગયાં છે. ચંદનબેન હરિભાઈનું ઘર ચલાવી રહ્યાં છે. તેમની સાથે ચંદનબેનનાં સહાધ્યાયી બેન ઉષા-બેન આવીને રહ્યાં છે. ચંદનબેનને ઉષાબેન પર કેટલો બધો ભાવ છે ? હરિભાઈ કરતાં ઉષાબેનને વધારે સાચવી રહ્યા છે. હરિભાઈ પણ તેથી ચંદનબેન કરતાં ઉષાબેનને વધારે ભાવથી સાચવી રહ્યા છે.

હરિભાઈ મને કહે : ‘ કનુ, તીર્થોમાં સૌથી વિશેષ માહાત્મ્ય ત્રિવેણીસંગમનું શાથી હશે તે હવે મને સમજાય છે. અમારું જીવન કદાચ જગત સમક્ષ ત્રિવેણીસંગમના આદર્શરૂપે ક્યારેક રજૂ થાય તો આશ્ચર્ય ન પામતો.’

હું તો ત્રિવેણીસંગમની વાતથી પ્રજી ઊઠ્યો. અમારા જ ગામને પાદર ભફાકિયો વોંકળો ને ચાગલી–ચૂગલી બે નદીઓ મળે છે તેના ધૂનામાં નાહની વખતે માથું ભરાઈ જતાં ને પૂર વખતે ઘૂમરીઓમાં અટવાઈ જતાં મારો જીવ ગળે આવી ગયેલો. જીવનના ત્રિવેણીસંગમમાં આવા ધૂના ને ઘૂમરીઓ હશે કે નહિ તે તો કોણ જાણે. પણ હરિભાઈ તો ઝુકાવવાવાળા છે—નકામી ચિંતા છોડવા દે.

ઉષાબેનમાં પણ સૂર્યની ઉષા કરતાં વિશેષ રંગો છે. કંડારેલું શરીર. ગૌરવર્ણ. જાણે ગૌરી જલમાંથી હમણાં જ નાહીને ઊઠ્યાં છે.

ચાલતાં કંકુપગલાં પડે છે. બોલતાં ફૂલ ઝરે છે. બ્રહ્મચર્ય જ જીવનની કુંચી છે એવા જ્ઞાને તેમણે અખંડ બ્રહ્મચર્યની પ્રતિજ્ઞા લીધી છે. એ ઉષાબેન ત્રિવેણીસંગમમાં ? તેથી મેં હરિભાઇને પૂછી નાખ્યું : 'હેં હરિભાઇ, ઉષાબેનને અખંડ બ્રહ્મચર્યની પ્રતિજ્ઞા છે ને એ તમારા ગૃહસ્થજીવનમાં કઇ રીતે સંગમ સાધી શકશે? એ તો બન્ને સામા છેડાની વાત.'

હરિભાઈ કહે : ' ના, તું ભૂલે છે. આપણા લોકોને દીર્ઘદૃષ્ટિ જ નથી. બીજમાં જેમ વૃક્ષ અને બાલપણામાં જેમ યૌવન છુપાયેલું છે તેમ ' અખંડ બ્રહ્મચારિણી 'માં જ ' અખંડ સૌભાગ્યવતી ' બીજરૂપે સમાયેલ છે. માત્ર તેને યોગ્ય સિંચન કરીને ખીલવનાર માળી જોઈએ. સાચું બ્રહ્મચર્યપાલન નિર્મળ ગૃહસ્થાશ્રમની વચ્ચે જ શક્ય છે. એ બન્નેને જુદાં રાખવા ઇચ્છનાર લોકો છોડ ઉગાડીને પાણી ન પાનાર માળી જેવા છે. '

મારા આવવાથી ઘરમાં એક મુશ્કેલી ઊભી થઈ છે. ઘરમાં બરાબર ત્રણ માણસને જ પૂરાં થાય એટલાં વાસણો છે. હું ચોથો ભળ્યો છુ. ચંદનબેન નવી ખરીદી માટે ઘસીને ના પાડે છે.

પ્રથમ તો ઉષાબેન અને ચંદનબેન સાથે જમી લેતાં પણ હવે ક્યારેક સગવડ ખાતર હરિભાઈ ઉષાબેનની થાળીમાં તો ક્યારેક ચંદન-બેનની થાળીમાં જમી લે છે. હરિભાઇ ખાય છે પણ કેટલું બધું ! જેની થાળીમાં જમે એ ભૂખ્યું જ રહે. પણ જેની થાળીમાં એ જમે છે તે રાજી રાજી થાય છે અને બીજાં ઊંચાંનીચાં થાય છે. મને થાય છે કે ભૂલમાં મારી થાળી બોટીને હરિભાઈ ક્યાંક મને ભૂખ્યો ન રાખે !

' હવે તું અહીંથી જઈશ માવડી? ' ખરે બપોરે ઊંઘ ઊડતાં ચંદનબેનના શબ્દ કાને પડયા. કઈ માવડીને જવાની વાત થાય છે?

' તારી જ તેડાવેલી આવેલી ને હવે...'

ઓહો, આ તો ઉષાબેનનો જવાબ.

'મેં જ તેડાવેલી અને હવે હું જ જવાનું કહું છું. પછી કાંઈ કહેવું છે ?'

'ઘર ક્યાં તારી એકલીનું છે ? હવે તો હરિભાઈ રોકે છે. તારી રોકી નથી રોકાઈ.'

'મારી બેનપણી થઇને મારા જ પ્રેમમાં લાય લગાડીશ એ ખબર ન હતી.'

'પ્રેમ તો મને ય છે હરિભાઈ પર. તું શા માટે ધોકલે છે ?'

'પણ જૂનો પ્રેમ તો મારો ને ?'

'જૂનો પ્રેમ વૃદ્ધાવસ્થામાં યાદ કરજે. યુવાની તો તાજો અને નવો પ્રેમ માગે છે.'

ગાંધીજીએ પણ ક્યાં નથી કહ્યું કે મારું છેલ્લું કથન સત્ય માનવું. હરિભાઈ પણ તેમાં જ માનતા લાગે છે.

પણ ચંદનબેન માથાં પછાડી શકે છે. હૈયાફાટ રોઈ શકે છે. આસપાસના લોકો ભેગા થાય છે.

ઉષાબેન તેમને ગામ ચાલ્યાં ગયાં.

હરિભાઇને અચાનક કાઠિયાવાડમાં કામ આવી પડયું છે. ગયા વિના છૂટકો નથી. ગયા પણ ખરા. મારે થોડા દિવસ રોકાઇ જવું પડશે.

બોર બટકાવતો બજારમાંથી ચાલ્યો આવ્યો છું ત્યાં દોડતો દોડતો અમારો ભૈયો સામો મળ્યો. કહેઃ 'દોડો દોડો, બાબુજી. ખેદાનમેદાન નીકળી જાત. ઘેર એકદમ દોડો.'

મેં કહ્યુંઃ 'ખેદાનમેદાન નીકળી તો નથી ગયું ને ?'

'ના જરામાં બચી જવાયું છે.'

'ત્યારે શા માટે દોડાવે છે ? ચાલતાં ચાલતાં વાત તો કર, કે કાંઇક સમજ પડે.'

'બસ ટપાલ આવી ને બાઈ કહે: 'મરી જવું છે રે મરી જવું છે.' કહેતાં રેલ્વેના પાટા તરફ દોડયાં. સામે જ ટ્રેન આવતી હતી. એ તો ઠેસ આવતાં પડી ગયાં ને તરત મેં પકડી લીધાં એટલે બચી ગયાં, નહિ તો...'

'બચી ગયાં એ ભારે થઈ...' હું વિચારમાં ગણગણ્યો,

ભૈયો 'હં...હં...' કહેતો મારી સામે જોઈ રહ્યો. મારી વિચાર-ધારા ચાલુ હતી. નાનપણમાં ગંગામાએ કહેલું કે એક આપઘાતમાંથી બચે એ સાત વખત આપઘાત કરે. માંડ ઘર બહાર ફરીફરી પગ છૂટો કરતો હતો તે હવે ટળી ગયું.

ખબર છતાં આ ટ્રેનવાળા પણ એના પાટા આડી વાડ બાંધતા નથી. જો એમને એનું ખર્ચ થતું હોય તો આપઘાતની રીતસરની ફી ઠરાવી લેવાની કોણ ના પાડે છે?

ટપાલમાં માત્ર હરિભાઈનું એક પોસ્ટકાર્ડ છે ને તેમાં લીટી માત્ર બે છે કે ખાસ કામ નીકળતાં નડિયાદ ઊતરી પડયો છું. નડિ-યાદ તો ઉષાબેનનું ગામ. કેટલાક લૂંટારાની જેમ કોઈ કોઈ શહેર પણ માણસોનાં અંધારી રાતે હરણ કરીને ગડપ કરી જતાં લાગે છે.

ચંદનબેન રડી રહ્યાં છે, અફાટ રડી રહ્યાં છે. મેં આશ્વાસન આપતાં કહ્યું: 'રડવાથી શો માર્ગ નીકળવાનો છે? એથી જ જો માર્ગ નીકળતો હોય તો હું યે રોવરાવા લાગું.'

'મારા જીવનનું ખેદાનમેદાન થઈ ગયું રે...'

'થતાં બચી ગયું એમ કહો ને? કયાંક ટ્રેન નીચે આવી ગયાં. હોત તો...'

'–તો પરમ સુખ પામત.'

મારી તો જરાક આંગળી પિચલાતાં રાડ નીકળી જાય છે ને આ કહે છે કે પરમ સુખ પામત!

'ફૂઈડ...ફૂં...ફૂઈક...ફૂં...' ફળિયામાં આખલો પેઠો કે શું? લાઠી લઈને ઊઠું ત્યાં તો ચંદનબેનના ખાટલામાંથી અવાજ આવી રહ્યો છે. પાસે જઈને જોતાં આંખને બદલે મોઢામાંથી પાણી અને ફીણ નીકળી રહ્યાં છેઃ ફૂ...ફૂ...

'અરે ચંદનબેન, આ શી રમત આદરી છે? પાણીના પરપોટા કાં ઉડાડો?'

જવાબ કોણ આપે? હાથપગ પછાડવા લાગ્યાં. ક્યાંક લગાડી દે નહિ.

'અરે ચંદનબેન, આ બાળકવેડા શા આદર્યા છે? રાતનો સમય છે. સૂઈ જાઓ તો...'

ડોક લાંબીટૂંકી કરતાં આંખો પણ તાણવા લાગ્યાં. હવે વળી ડરાવવો છે કે શું? મારો અવાજ સાંભળી લૈયો પણ આવી પહોંચ્યો. જોઈને કહેઃ 'દોડો દોડો બાબુજી, કાંઈક ઝેરી ચીજ ખવાઈ ગઈ લાગે છે. દાક્તરસાહેબને બોલાવો.'

હડફેટે ચડયા એ અજાણ્યા ડૉકટરને બોલાવી લાવ્યો. ઈન્જેકશન મારતાં એક કલાકે બાળકવેડા મટયા. જતાં જતાં ફળિયામાં ડૉકટર કહેઃ 'મિસ્ટર, નવો જમાનો છે. પત્ની સાથે બહુ ઝગડતા ન હો તો.'

કોની પત્ની ને શું કાંઈ? 'પણ વાત તો કરો, છે શું?'

'હોય શું? ચાના ઝેરનો નશો જ તો. તમારા જેવાથી કંટાળે ત્યારે આજની છોકરીઓ અફીણ ખરીદવા ક્યાં જાય? ચા ઉકાળી ઉકાળીને પીએ ને મરવા બેસે. જરા સાચવજો, મિસ્ટર...'

ઈન્જેકશનનું ઘેન ઊતર્યું ને વહેલી સવારે આંસુનું વહેન શરૂ થયુંઃ 'મને મરેલીને બચાવીને શા માટે મારી રે...તમે મારા શત્રુ પાકયા રે કનુભાઈ...'

આસપાસનાં સાંભળશે તો ધારશે શું? છતાં યે મેં કહ્યુંઃ 'મેં તે માર્યાં કે બચાવ્યાં? હું તે શત્રુ કે મિત્ર, ચંદનબેન? આમ કાં બોલો?'

'મારે હવે શત્રુ ને મિત્ર શું ? મારે સુખ અને દુઃખ શું...'

**सुखेदुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ—**

આવા ગીતવાક્યની સ્થિતપ્રજ્ઞ સ્થિતિમાં ચંદનબેન વિહરે છે કે શું ? ગીતા ગોખી સ્થિતપ્રજ્ઞ થવા માટે પ્રયત્ન કર્યો, પણ થઈ શક્યો નથી. સ્થિતપ્રજ્ઞનો સહવાસ મળ્યો એ ય બસ છે.

'ઉં...ઉં...'

આ કૂતરી પણ નપેદ પાકી છે. ગલુડિયાં આવ્યાં છે ત્યારથી ઘરમાં, કોઠારમાં કે રસોડામાં ઘૂસીને ઉં...ઉં....જ કર્યા કરે છે. આજે વળી બાથરૂમમાં ભરાઈ છે. આજ ઠીક લાગમાં આવી છે. માર્યા વગર ન મૂકું. હું લાકડી લઇને દોડયો.

પણ બાથરૂમનું બારણું કાં ન ઊઘડે ? જોરથી લાકડી મારતાં 'ધડ્' કરતું બારણું ઊઘડયું ને 'આવડી મોટી કૂતરી !' એમ બોલતાં અડધો અંદર ને અડધો બહાર ગૂંગળાતો ભફ્ કરતો હું યે પડયો. થોડીક વારે ગૂંગળામણ મટતાં જોઉં છું તો કૂતરી નહિ, પણ ચંદન-બેન ઉં...ઉં...કરતાં શ્વાસ ઘરડી રહ્યાં છે. નજર ફેરવું તો પાણીના બંબાનો ગેસ ઓરડીમાં ગૂંગળાઈ રહ્યો છે. એકેએક બારીબારણાં ચપોચપ બંધ છે. ધુમાડાની ગૂંગળામણથી જ ચંદનબેન જઇ પડયાં લાગે છે. ફર્સ્ટ–એઇડનું જ્ઞાન વહારે ધાયું. ખાટલે નાખી, પવન નાખતાં, હાથપગ ઊંચા કરતાં માંડ અર્ધો કલાકે ચંદનબેન શ્વાસ લેતાં થયાં. શ્વાસ સાથે બોલવું પણ શરૂ થયું: 'કનુભાઈ તમે મારી પાછળ કાં પડયા છો ?'

'તમે ય મારી પાછળ શા માટે પડયાં છો ? હરિભાઈ આવે ને તમને હીમેખીમે સોંપી દઉં પછી તમારે જે કરવું હોય તે કરજો ને ?'

'પણ હવે હું કયાં સગીર છું કે તમારે સોંપણી કરવી પડે.'

મને તો ચંદનબેન સગીરથી યે નાનાં લાગે છે, પણ અત્યારે

ચર્ચા કરવા કરતાં બાથરૂમના કાચ જ તોડી નાખવા દે, જેથી ફરીથી દોડાદોડ ન થાય.

ભૈયો કહે છેઃ 'ગાંડા થયા કે શું બાબુજી, સાજાસમા કાચ કાં તોડો ?'

'સાજાસમા કાચ નહિ તોડું, તો કયાંક કોઈનું સાજુસમું જીવન તૂટી બેસશે. તું આઘો ખસ.'

નાહીને બહાર આવું શું ત્યાં–

આવો ચોર કોણ પાકયો ? લેંઘા મૂકી નાડી જ તાણી ગયો ! પૈસા મૂકી પાકીટ ચોરી જાય એવા પણ ચોર હશે ખરા ? ચાર લેંઘામાંથી એકેયને નાડી જ ન મળે. હમણાં કાઢેલા લેંઘામાંથી પણ નાડી ગુમ ! ચંદનબેનને જાણ કરવા દે.

પાસેના ઓરડાને જોરથી ધક્કો મારી અંદર જઈને જોઉં છું, તો ચાર નાડીનો ગાળિયો ચંદનબેનના ગળામાં છે, ચારજી દોરીનું દોરડું ખીંટીએ ટાંગેલું છે અને ચંદનબેન ઊંચાંનીચાં થતાં 'એં...એં...'એં... એં...' કરી રહ્યાં છે.

'આ બકરાબકરીની શી રમત આદરી છે, ચંદનબેન ! બકરીને બાંધવાનો ખીલો ભોંયે હોય, આમ આકાશમાં ન ટંગાય. ગામડામાં ગયાં હો તો ને ?' કહેતો પાસે જાઉં છું ત્યાં તો ગળું ભીંસવાનો પ્રયત્ન કરતાં ચંદનબેન ગૂંગળાઈ રહ્યાં છે.

હું એકદમ છરી લેવા દોડયો. ઉઘાડી છરીએ ધડાધડ મને દોડતો જોઈને ભૈયો પણ પાછળ પડયો. 'અરે બાબુજી, કોઈને મારી બેસતા નહિ, ઠેરિયે, ઠેરિયે !'

'અરે, ઠહેરીશ તો કોઈનું જીવન ઠરી રહેશે–' કહેતો હું ચંદન-બેન પાસે દોડયો ને ગળા પર છરી માંડી દોરડું કાપી નાખ્યું. ગળું

છૂટું થતાં કહે: ‘ એ છરી આ ગળા પર જ ફેરવી દો તો તમારે પાયે પડું, કનુભાઈ.’

‘વીસ દિવસથી ઘરની જેલમાં તો પૂર્યો છે. હવે કાંઈ મારા જેવા જુવાનને વીસ વર્ષની જેલમાં ધકેલવાનો વિચાર છે કે શું ?’

‘પણ મારે ત્યારે આ જીવનની જેલમાંથી કેમ છૂટવું ?’

‘જીવન જેલમાં બદલાઈ પણ ગયું કે ?’ મેં કહ્યું: ‘એક વર્ષ પહેલાં હજી હરણફાળ ચિરહાસ્યનો પ્રતિઘોષ હતું અને વૃક્ષોનો મર્મરધ્વનિ હૈયાનો વાર્તાલાપ હતો ને ?’

‘એ બધાં તો અસ્થિર...અસ્થિર...’

‘ત્યારે સ્થિર શું ?’

‘મોત !’

હું ધ્રૂજી ઊઠયો. આથી જ પેલા ભગવાન બુદ્ધ અર્ધી રાત્રે ઘેરથી ચાલી નીકળ્યા હશે ? મજનૂ અને ફરહાદ સામે ચાલીને મોતને એ માટે ભેટવા ગયેલા ?

ચંદનબેન મૃત્યુ પર સ્થિર સામ્રાજ્યનું આસન જમાવે તે પહેલાં હરિભાઈને આવતાં થાય છે શું ? નડિયાદમાં એક ગાડી યે ન રોકાનારા એકવીસ દિવસથી બેઠા છે. રોજ લખ્યા કરે છે: આવો આનંદ આવે છે અને તેવો આનંદ આવે છે. અહીં પળેપળે જીવ ગળે આવીને બેઠો છે તેની શી ખબર ? હજી ત્રણ ઘાત બાકી છે. ત્યાં સુધી હવે નહિ જાળવી શકાય. ઘેરથી ટ્રંક–મેસેજ કરવા દે. ફોન ઘરમાં છે એટલું સારું છે. બહાર જવાય એવી તો સ્થિતિ જ કયાં છે ?

‘કેમ અચાનક ?’ હરિભાઈએ ફોન પર આવતાં પૂછ્યું. ‘હજી મારે પાંચ છ દિવસનું અહીં કામ છે. અહીં આવ્યા પછી લાગ્યું છે કે નડિયાદ આપણા કાર્યનું એવું સુંદર ક્ષેત્ર બની શકે એમ છે કે એનાથી જીવન સફળ થઈ જાય.’

'પણ અહીં જીવન નિષ્ફળ થવા બેઠું છે એનું શું ?'

'છે શું એટલું બધું ?'

વિગતથી કહી નાખ્યું.

'ત્યારે ત્રણ દિવસમાં તો જરૂર...'

'અરે ત્રણ દિવસમાં ત્રીસ વખત આપઘાત કરી શકાય એનો કાંઈ ઉપાય ખરો ?'

'ચંદનબેનને ફોન પર બોલાવ.'

આવ્યાં. અશ્રુધારા, અશ્રધારા. કયાંક ફોન જ આંસુથી ભરાઈ જતાં બંધ થઈ જાય નહિ.

'શું કહો છો, હરિજી ?' ડૂસકાં ભરતાં ચંદનબેન કહે છે.

'મારી વહાલી ચંદન, તારા વિના મારું જીવન રસાતાળ જાય...તારી હૂંફે તો હું જીવનમાં માર્ગ કાઢી રહ્યો છું, સંસ્થાઓ ચલાવી રહ્યો છું, શાખાઓ ખોલી રહ્યો છું, અહીં આનંદ કરી રહ્યો છું...હું આવું ત્યાં સુધી આપઘાતનો વિચાર કર તો યે ખા મારા સોગન...'

'ના, સોગન તો નહિ ખાઉં...'

સોગન તો ઘેર ગયા, ચાર દિવસથી રોટલીયે કયાં ખાય છે ?

'ન સોગન ખા તો તને મારા સોગન...'

'લ્યો તમારા સોગન, હરિજી...' કહેતાં ચંદનબેને ફોન નીચે મૂકયો અને મેં પણ ત્રણ દિવસ માટે શ્વાસ હેઠો મૂકયો.

ત્રીજે દિવસે હરિભાઈ આવી પહોંચ્યા. 'તેં મારું જીવન ધૂળ-ધાણી કર્યું. પુરુષ તો ઠેરઠેર ફરે, સંસ્થાઓ સ્થાપે...પણ તું તો...'

'પણ સંસ્થાઓ સ્થાપો તેમાં મને કયાં વાંધો છે ? શોકયો સ્થાપો એમાં જ મને તો...આ ઉષા પણ મારી સાત ભવની શોકય...'

'અરે ઉષા તો સંસ્થાના વિકાસમાં અત્યંત આવશ્યક છે તેથી એની સાથે રહું છું. એક દિવસ તું પણ કબૂલશે કે મારી વિચારણા ને દીર્ઘદૃષ્ટિ કેટલાં સાચાં હતાં. એથી સંસ્થા...'

'પૂળો મૂકો ને તમારી સંસ્થામાં...આ સંસ્થાને નામે તો મારું જીવન...'

'તું સંસ્થાને કશું કહીશ નહિ. એ તો મારા જીવનધ્યેયનું કાર્યક્ષેત્ર...એના વિકાસ માટે મેં તારી સાથે જીવન જોડયાં...'

'એ જીવનમાં હવે આગ ચાંપવા દો...' કહેતાં ચંદનબેન ગ્યાસતેલના ડબ્બા તરફ દોડયાં.

હરિભાઈ કહેઃ 'તારું ગ્યાસતેલ બળતાં બે કલાક થશે. મારા જ જીવનનો અંત આણવા દે. આ ઇલેકટ્રીસિટીના કરન્ટને જ હાથ અડાડવા દે એટલે એક મિનિટમાં જ સાફ...' કહેતા હરિભાઇ ઘર બહાર ટાંગેલા વીજળીના મીટર તરફ દોડયા, ઉઘાડયું ને તેમાં હાથ નાખ્યો.

મારે તે કોને બચાવવું ? એકને બચાવું તો બીજું જાય છે.

પણ હરિભાઇનો અવાજ સાંભળતાં ચંદનબેન તેમની પાછળ દોડયાં. પગ ઝાલીને કહેઃ 'તમારે પાયે પડું. હવે કદી આપઘાતનું નામ નહિ લઉં. તમારા સોગન, હરિજી.'

બસ, બાકીની બે ઘાતમાંથી બચી ગયાં. ઝેરનું મારણ ઝેર, એમ આપઘાતનું મારણ આપઘાત એ જાણતો ન હતો તેથી જ એકવીસ દિવસ હેરાન થયો ને ?

ફરીને કયારેક આવી સ્થિતિમાં મુકાઉં તો કઇ કઇ રીતે આપઘાત થઈ શકે એવા વિચાર કરતો રાત્રે સૂતો ત્યાં તો રાત્રે ચાર વખત આપઘાતનાં સ્વપ્નાં આવ્યાં અને ઉં...ઉં...કરતો જાગી ઊઠયો. હરિભાઈ કહે છે : 'હવે મૂંઝાવા જેવું નથી, કનુ, આરામથી સૂઇ જા.'

વાત સાચી છે. પણ આ આપઘાતનું વાતાવરણ માથે ચડી બેસીને મને પણ આપઘાત ન કરાવી બેસે. આ લોકોને પરણ્યા પછી એ લાભ મળ્યો, મને એ પહેલાં જ ક્યાંક મળી જશે.

ઘર ભેગો થવા દે.

છઠ્ઠી સફર—

હવે હરિભાઈ અમદાવાદ સ્થિર થયા છે. ઉષાબેન અહીં ? કદાચ સંસ્થાના વિકાસ માટે જ હશે. નહિ તો ચંદનબેન તેમની સાથે બોલે નહિ.

પણ ફરીફરીને જોવા છતાં મન પૂછે છે : આ ઉષાબેન જ છે ને ? એક વર્ષ પહેલાં શું એમનું શરીર હતું ? અંગના અણુએ અણુમાંથી તેજનાં પ્રતિબિંબ છૂટતાં હતાં. આજે તો એમને ઓળખવા માટે વીજળીનું તેજ કરવું પડે તેવું છે. 'અખંડ બ્રહ્મચારિણી'ના બીજમાં જેમ 'અખંડ સૌભાગ્યવતી' છુપાયેલાં તેમ 'અખંડ સૌભાગ્યવતી'ની પાછળ 'અખંડ ગંગાસ્વરૂપ' છુપાઈને બેઠેલ કે શું ?

પણ હજી હરિભાઈને તેમનામાં અપરૂપ સૌંદર્ય દેખાય છે. મને થાય છે: પેલા બ્રાહ્મણ અને બકરાવાળી વાતમાંનો હું. તે બ્રાહ્મણ હઈશ કે બકરાને કૂતરું કહેનાર ચોર ? હરિભાઈ જે કહે છે તે સાચું કે મને દેખાય છે તે સાચું ?

વડોદરા કરતાં અમદાવાદ સાતગણું સુંદર અને સંસ્થાના વિકાસ માટે જરૂરી છે એમ તેમનું કહેવું છે. હું પણ કાર્યાલયે આવ્યો છું. પ્રાંતપ્રાંતના ને દેશદેશના માણસો આવીને તેલ ને ખોળ જોઈ રહ્યા છે ને ખાઈ રહ્યા છે. મુલાકાતો પછી મુલાકાતો.

ઘેરથી ફોન પર ફોન આવી રહ્યા છે. ઉષાબેન કહે છે : 'આજ ઘેર જ જમજો. આ બનાવ્યું છે ને તે બનાવ્યું છે. લોજમાં ન ખાઈ લેતા.'

પણ આ દેશદેશના માણસો ખોળ ખાતા અટકે ત્યારે જવાય ને ? સાંજ સુધી ન જ જવાયું.

ઘેર ગયા ત્યારે આડોશીપાડોશીઓ ટોળે વળ્યા છે. કાંઈક અકસ્માત કે શું ? ટોળું ભેદી અંદર જતાં જોઈએ તો ચંદનબેનના ખોળામાં ઉષાબેન પડયાં છે. ગજબ માથું ચડયું છે.

'કયારથી ?'

'હરિભાઈએ નહિ જ આવી શકાય તેવો છેલ્લો ફોન કર્યો ત્યારથી.' ચંદનબેન કહે છે : 'બામ ઘસ્યાં, લવીંગ-મરી ચોપડયાં, તેલ ઘસ્યું, માથું દાબ્યું, પાણી છાંટયું, તો યે માથું ઊતરતું જ નથી.'

એક માથું ફોડવાનું જ બાકી રાખ્યું છે ને ?

'હટો, હટો, એક મિનિટમાં માથું ઉતારી દઉં.' કહેતા હરિભાઇ આગળ વધ્યા. ઉષાબેનનો હાથ ઝાલી ઘરમાં લઈ ગયા. આસપાસનાં માણસો વીખરાયાં ત્યાં ચંદનબેનનું માથું ચડી ગયું. થોડી મિનિટમાં ઉષાબેન હસતાં હસતાં હરિભાઈ સાથે બહાર નીકળ્યાં.

મને થાય છેઃ આવી રીતે માથું ઉતારતાં આવડે તો તો અમદાવાદમાં જબ્બર કલીનિક જ ખોલું. બસ સહેલી વિદ્યા ને સો સોની કમાણી...'

મેં કહ્યું : 'હરિભાઈ, ચંદનબેનનું પણ માથું ચડી ગયું છે. કાંઈક વ્યવસ્થા કરો ને ?'

મોઢું જોતાં જ કહે : 'એનો પ્રકાર હું જાણું છું. ઊતરી જશે બે કલાકે એની મેળે.'

માથાના પણ ચડવા-ઊતરવાના પ્રકાર હોય છે અને ઉપાયના પણ પ્રકાર કે ? આ પણ વ્યાકરણ જેવું અટપટિયું લાગે છે.

'રસાતળ ગયું રે, મારું ઘર રસતાળ ગયું...' જાગી ઊઠું ત્યાં મારા ઓરડામાં સૂતેલાં ચંદનબેન બૂમો મારી રહ્યાં છે. ઉષાબેન

અને હરિભાઇ તો ઉપલે માળ સૂતાં છે. 'ભાંગીને ભૂકો થયું રે, મારું ઘર ભાંગીને ભૂકો થયું રે...' કહી ચંદનબેન રડી રહ્યાં છે.

મેં ડરતાં ડરતાં હળવેથી ઊઠી ઘરની દીવાલો તથા ફ્લોર સાથે પગ પછાડી જોઇ કહ્યું : 'ના ચંદનબેન, બધું જ સાબૂત છે. જરાય તૂટયું નથી. પચાસ વર્ષ સુધી કાંકરી ખરે કે તૂટે તેવું યે લાગતું નથી,'

'તમને શું ખબર પડે રે...' કહેતાં એ ભીંત સાથે માથાં અફાળવા લાગ્યાં. હું ધ્રુજું છું કે ભીંત? હવે ઘર ભાંગવાનો સંભવ લાગે છે. હરિભાઈને જગાડવા દે...

'ઊઠો, ઊઠો...' કહેતાં મેં ઉપલા માળનું બારણું ધધડાવ્યું.

'હવે સુખે સૂવા દઇશ ખરી! ચાલી જા અહીંથી...' હરિભાઈએ બૂમ મારી.

'અરે હું છોકરી નથી, છોકરો છું. ઊઠો હરિભાઈ...'

હરિભાઇ મારો અવાજ પારખી બારણું ઉઘાડી બહાર આવ્યા. કહે : 'શું છે કનુ, આટલી રાતે?'

'ધરતીકંપ, બીજું શું?'

'ઊંઘમાં તો નથી ને?'

'હું નહીં, તમે લાગો છો. નીચેનું ફ્લોર અને દીવાલો તો ડગી ઊઠી છે. તમારા માળનું પણ કાંઈ કહેવાય નહિ. મહેરબાની કરી નીચે આવો. સૌથી નીચે હું સૂતો છું તેથી પહેલો ભૂકો મારો બોલશે.'

હરિભાઇ નીચે આવ્યા, ત્યાં તો ચંદનબેન ઉપર ચડી ઉષાબેનના માથા સાથે જ માથું અફાળવા લાગ્યાં. કેમે ય છૂટતાં જ નથી. છેક્ટ તેમની સાથે હરિભાઇએ પણ માથાં પછાડવાં શરૂ કર્યાં ત્યારે બંધ થયાં. ભારે ત્રિવેણીસંગમ થઈ ગયો.

આ તો હજી ગયા વર્ષની જ વાત. આજે હરિભાઈ વિદ્યાર્થી-સંમેલનમાં આવ્યા છે, પણ ચંદનબેન–ઉષાબેનને બદલે વળી આ ત્રીજાં બેન કોણ સાથે છે? ત્રિવેણીસંગમ પછી ચતુર્થસંગમ રચવાના હશે કે પેલા વનવાસી શંકરની જેમ 'પારવતીને પિયર વળાવું ને ગંગા રાખું તારી દાસીજી' કહી આવ્યા હશે? ગમે તે હોય, હરિભાઈએ મને બહુ જાળવ્યો છે. તેમને માટે અહીં સારી વ્યવસ્થા કરી દેવી એ મારું કામ. તેથી જ એ કામ પતાવીને નિરાંતવે જીવે ચાર કલાકથી એમનું જીવન સંભારી રહ્યો છું ને?

## ૧૧

# ફટકિયાં મોતી

એક પછી એક વિદ્યાર્થી–વિદ્યાર્થિનીઓ આવવા લાગ્યાં છે. ઉનાળાના ખેતર જેવા લાગતા શાળા આસપાસના રસ્તા બેચાર દિવસમાં ચોમાસાના લહેરિયાં ખાતા ખેતરની જેમ વિદ્યાર્થી–વિદ્યાર્થિનીઓના યૂથ–સંચારથી હસી ઊઠયા છે. સાંજનું ફરવાનું કોઈ નથી જ ભૂલ્યાં, વધારામાં વહેલી સવારનું ફરવાનું પણ શીખતાં આવ્યાં છે. સવાર અને બપોર, રોંઢો અને સાંજ, કયાંક બબ્બે, કયાંક ત્રણ ત્રણ, તો કયાંક ચાર ચારનાં જોડાં શાળાની આસપાસ ગોઠવાઈ કલાકો સુધી વાર્તાલાપ કર્યા જ કરે છે.

આજે વળી મનહર આવી પહોંચ્યો છે. મારી જ ઓરડીમાં ધામા નાખ્યા છે. પણ ઓરડીમાં ટાંગો ટકે તો ને? આખો દિવસ ફર ફર કર્યા જ કરે છે. સાંજ પડયે જાદુગરની કોથળીમાંથી અવનવી ચીજો નીકળે તેમ સમાચાર આપ્યે જાય છે.

આજે કહે: 'આ અજિત આવી ગયો. એના વિષે કાંઈ જાણ્યું?'

'પણ તું કાંઈ કહે તે વગર?'

બસ રેકર્ડ ચાલી—

'અજિત અને નલિનીને પ્રેમ હતો તે તો તમે જાણતા. અહીંનું શિક્ષણ પૂરું કરી અજિત ગયો આફ્રિકા અને નલિની ગઈ મુંબઈ કૉલેજમાં. અજિતના પિતાની આફ્રિકામાં લાખોની પેઢી ચાલે છે તેમાં એ જોડાઈ ગયો. બે વર્ષે નલિનીએ કાગળ લખ્યો કે હું ઈન્ટર પસાર થઈ અને તમે મેટ્રિક પણ ભણેલા ન હો તો આપણું શિક્ષણમાં કજોડું થાય ને? અને અજિત મારતે ઘોડે મુંબઈ ઊતર્યો.'

મેં કહ્યું: 'દોડતી સ્ટીમરે મુંબઈ ઊતર્યો કહીશ તો વિશેષ શોભશે. દરિયામાં તો ઘોડા ડૂબી જાય.'

'હા, લો, તેમ. અહીં આવીને અજિતે જૂનાં પુસ્તક ઉખેળ્યાં ને મેટ્રિકની પરીક્ષા આપી. રાતદિવસના ઉજાગરા કરી એફ. વાય. એ પૂરું કર્યું અને ઈન્ટરમાં પહોંચ્યો. શરીર તો એવું લેવાઈ ગયું કે જાણે....કાંટો જ જોઇ લો...'

મેં કહ્યું: 'શીરીન માટે ફરહાદ પહાડમાં મહેલ કોતરવા બેઠેલો અને માળખું થઈ ગયેલો એ તને ખબર નથી લાગતી તેથી આટલું વર્ણન સૂઝે છે. શું થયું તે ટૂંકમાં પતાવ ને?'

'બસ નલિની બી. એ. થઇ અને એમ. એ. થયેલા કોઈ બીજા યુવાન સાથે પરણી બેઠી.'

'પણ એમાં ય શિક્ષણનું કજોડું તો થયું ને?'

'અજિતે પણ દુઃખભર્યા પ્રેમપત્રમાં એવું જ લખેલું, પણ નલિનીએ જવાબ આપ્યો કે મારાથી તો ભૂલ થઈ ગઈ પણ તેવી ભૂલ ન કરીને મારા એક જૂના મિત્ર તરીકે તમે મારી ભૂલનું પ્રાયશ્ચિત કરશો તો મને આનંદ થશે.'

'હવે ?'

'અજિતના પિતા કન્યાઓ પર કન્યાઓ બતાવી રહ્યા છે, પણ કજોડું ન થાય એવા શિક્ષણવાળી કોઈ છોકરી મળતી નથી અને અજિતનું પતતું નથી. અજિત કહે છે કે આ એક જન્મ ન પરણ્યા તો ય શું ? આવતે જન્મે બે વાર સજોડું જોઈને પરણશું.'

પંડિતો હજી પુનર્જન્મ વિષે વાદવિવાદ ચલાવે છે ત્યારે એ આવતો જન્મ ક્યાં જોઈ આવ્યો ? પરણવાનું તો ઠીક, ક્યાંક ખાવા-પીવાનું યે આવતા જન્મ પર ઠેલીને એ બેસી જાય નહિ !

'આ રાગિણીબેનને જુઓ તો કનુભાઈ !' મનહર કહે છે.

'જોયાં.'

'આજે એ પ્રવીણ સાથે ફરવા જઈ રહ્યાં છે.'

'કાલે તો તારી સાથે પણ ફરવા આવેલાં.'

'એમ નહિ. આ તો હમણાં એમની સાથે રાગિણીબેનને પ્રેમ છે એમ કહું છું.'

'પણ એમને તો અભ્યાસ સમયે હરીશ સાથે પ્રેમ હતો ને ?'

'સત્યયુગમાં જીવતા લાગો છો ! એ પછી તો કાન્તિલાલ, પ્રેમ-શંકર, પ્રહ્લાદ અને પ્રાણજીવન સાથે પ્રેમ કરી આવ્યાં. આ તો છઠ્ઠો પ્રયોગ ચાલે છે !'

બિલાડીનાં બચ્ચાંને ય સાત ઘર ફર્યા પછી જ આંખો ઊઘડે છે એમ સાંભળ્યું છે. પ્રેમમાંય એવું હોય તો હજુ એક પ્રયોગ બાકી રહ્યો.

'આ રંજનબેન આશ્રમમાં દાખલ થવાના છે કે શું ?' મેં મનહરને પૂછ્યું.

'કેમ ?'

'નથી હાથમાં ચૂડી, નથી કપાળમાં ચાંદલો, નથી અંગ પર એકે ય

અલંકાર. ખાદીની સફેદ સાડી વિના કદી રંગીન સાડી પહેરતાં નથી. બોલે છે ય કેવું ધીમું ધીમું, જાણે બોલતાં બળ ન પડી જતું હોય !'

મનહર કહેઃ 'એના વિષે બોલતાં અદબ જ રાખવી જોઇએ.' કહીને એ ગંભીર થઈ ગયો. ક્યાંક મનહર પણ આશ્રમમાં દાખલ થઈ જાય નહિ.

થોડીવાર રહી મનહર કહેઃ 'એને પ્રાણસુખ સાથે પ્રેમ હતો તે તો તમે જાણો ને ? પ્રાણસુખ બે વરસ પહેલાં અચાંનક ટાઇફોઇડથી મરણ પામ્યો ત્યારથી રંજનબેન વૈધવ્ય પાળે છે.'

'પણ તેઓ પરણ્યાંના તો કશા ખબર નથી ?'

'પરણ્યાં નથી છતાં યે કહે છે કે ભલે દેહથી ન પરણ્યાં, અમે દિલથી તો પરણી જ ચૂકયાં હતાં. હું વિધવા જ કહેવાઉં. ઓછામાં ઓછાં ત્રણ વર્ષ વૈધવ્ય પાળવાનું તેમણે નક્કી કર્યું છે.'

વગર પરણ્યે રંડાપો પહેલી વાર સાંભળ્યો. હમણાં હમણાં વિધવાઓના કડક વૈધવ્યપાલન સામે જબ્બર આંદોલન ચાલી રહ્યું છે અને આ શિક્ષિત બાઈ સામે ચાલીને વૈધવ્ય વહોરી રહ્યાં છે. સારું છે કે પેલા અખંડ બ્રહ્મચર્યની જેમ અખંડ વૈધવ્યની તેમણે પ્રતિજ્ઞા નથી લીધી.

'હેં મનહર, આ જસુબેન અને મણિલાલ આવ્યાં છે તો ચાર દિવસથી, પણ એકબીજાને મળે પણ કાં નહિ ? અભ્યાસ સમયે એમનો પ્રેમ તો હરગૌરી જેવો ગણાતો.'

'સાત વર્ષ સુધી તેઓ પ્રેમમાં હતાં. હવે તેઓ એકબીજા વિષે શું બોલે છે તે સાંભળ્યું છે ?'

'મળ્યો નથી એટલે સાંભળ્યાં તો ક્યાંથી હોય ?'

'જસુબેન કહે છે કે મણિલાલ જેવો કોઈ ચારિત્ર્યભ્રષ્ટ નહિ હોય અને મણિલાલ કહે છે કે જસુબેન જેવી કર્કશા નારી કોઈ નહિ હોય.

સારું થયું કે પરણ્યા પહેલાં જ આ જ્ઞાન તેમને મળ્યું. સાત વર્ષના પરિચયમાં એકબીજા વિષે આટલું જ્ઞાન મેળવી શક્યાં તો પરણીને સિત્તેર વર્ષ સાથે રહ્યાં હોત તો કેટલું બધું જ્ઞાન મેળવી શકત.

આવતી કાલે સંમેલનની શરૂઆત. આજે રાત્રે વિષયવિચારિણી સમિતિની સભા મળી. કાર્યક્રમમાં આવતી કાલે સવારે જાહેર રાષ્ટ્રીય ઝંડાવંદન. આચાર્યજી કહે છે: 'આજકાલનું રાજકીય વાતાવરણ બરાબર નથી. વળી આ દેશી રાજ્ય. એની ઓથે સંસ્થા નભતી હોય. નકામું નજરે ચડવું ? હું તો કહું છું કે ઠરાવો બરાવોની પરડ પણ છોડો અને એકબીજાને મળવાનો આનંદ મેળવો અને લહેર કરો તો ય બસ છે. જૂના વિદ્યાર્થીઓ સંસ્થાને આંગણે આનંદ કરી શકો એ જ સંમેલનનો તો ઉદ્દેશ છે ને ?'

ચારે બાજુ અવાજો શરૂ થયા—

એક અવાજ—

'આટલા રાષ્ટ્રીય વિકાસ પછી તો આપણા એકએક કાર્યક્રમની પહેલાં ઝંડાવદન રાખવું જ જોઈએ.'

નોકરીએ જતાં પહેલાં ય ઘેર ઘેર આ કાર્યક્રમ ગોઠવીને તો બધા સંમેલનમાં નહિ આવ્યા હોય ?

બીજો અવાજ—'અમારે મન બ્રિટિશ હિંદ અને દેશી રાજ્યોનું હિંદ એવા ફરક નથી. આપણી નીતિ બંને સરખી હોવી જોઇએ.'

એક કમ્યુનીસ્ટ: 'દેશી હિંદ કે બ્રિટિશ હિંદ શું, પણ હિંદ, ચીન, રશિયા કે જર્મની વચ્ચેના ભેદ પણ અમને માન્ય નથી.'

કોઈ આ સમાચાર હિટલર–સ્ટેલીનને પહોંચાડી દે નહિ અને બાપડા મૂંઝાઈ જાય નહિ.

ચોથો અવાજ—'આ આચાર્યજી નથી બોલતા, એમનું વૃદ્ધત્વ

બોલે છે. અમે યુવાનો કોઇ બંધનોને સ્વીકારનાર નથી. તો તો અમારું યૌવન લાજે. અમે ગમે તેવી મુશ્કેલીઓનો સામનો કરશું.'

એમના પ્રેમપત્રોમાં અગ્નિ ઓળંગી જવાના, સાગર તરી જવાના, પહાડ તોડી નાખવાના કે પૃથ્વીને પી જવાના નિર્ણયો જાહેર કરનારા યુવાનો આવી રાષ્ટ્રીય આબરૂની બાબતમાં પાછા કેમ પડે?

છેવટ ઝંડાવંદનો કાર્યક્રમ રખાયો જ.

ચોગાનમાં સફેદ ચૂનાના લીટાથી ઊભા રહેવાની હારમાળાઓ ગોઠવાઇ ગઈ છે. વચ્ચે જ ઝંડાનો થાંભલો ઊંચોઊંચો ઊભો છે. એની આસપાસ ફૂલપાન અને ધૂપદીપની સુગંધ મઘમઘી રહી છે.

ગમે તેવાં સંકટ આવે તો યે આસાનીથી સામનો કરવાની અદાથી ઉઘાડે માથે ફરતા યુવાનો 'હટો, બહેનોને માર્ગ આપો, જગ્યા આપો.' કહી વ્યવસ્થા કરી રહ્યા છે. સફેદ, લીલા, પીળા, કાળા, જાંબલી એવા અનેક રંગથી શોભતી સાડીઓવાળી બહેનોએ પુર્વ ભાગ શોભાવ્યો છે. અમે વિદ્યાર્થીઓ ત્રણ બાજુ ભરીને ઊભા છીએ. ત્રણ બહેનોએ ઝંડાવંદનનું ગીત શરૂ કરાવ્યું...

'ઝંડા ઊંચા રહે હમારા...

એમના ગળાનો અવાજ અમારે કાને પહોંચે તે પહેલાં 'લેફ્ટ રાઇટ, લેફ્ટ...'ના અવાજો સાથે 'બબ્બ...બબ્બ' અવાજો સહિત પોલીસોનું દળ દંડૂકા સાથે દરવાજે આવીને અટક્યું. પાછળ હમચી ખૂંદતી ઘોડેસવારોની એક પલટણ પણ હાથમાં લાઠીઓ સાથે નજરે પડી. 'પ્રેઝેન્ટ આર્મ્સ'ના પડકાર સાથે પોલીસ સુપરી. એ ઝંડાવંદન કરતા શખ્સો પર પોલીસોને દંડૂકા ચલાવવાનો અને કમાન્ડર-ઇન-ચીફે ઘોડેસ્વારોને લાઠી ચલાવવાનો હુકમ આપ્યો. પોલીસોની સામે દોડવું કે તેમનાથી દૂર તે વિષે કોઈ ને પૂછવાના વિચારે આસપાસ નજર ફેરવું ત્યાં તો–

યુવાનો ' આંધળા પાટા 'ની રમતની પેઠે દોડાદોડી કાં કરી રહ્યા છે? પોલીસોને મારી બેસશે કે શું? અહિંસા વીસરી જશે? પણ ના, ના, પોલીસો પશ્ચિમમાં ઊભા છે અને યુવાનો ઊગમણા કાં દોડે? ' બહેનોને માર્ગ આપો, માર્ગ આપો ' કહેતા યુવાવો, હિંદ–ચીનના ભેદ ભૂંસવાને બદલે બહેનોભાઈઓ વચ્ચેની મર્યાદારેખા ભૂંસીને બહેનોની જ સાડીઓ પાછળ થઈ ને ઉત્તર તરફની વાડ પરથી કાં ઠેકીને ઊતરે? પોલીસોને પાછળથી ભીડવશે કે શું? હાથોહાથની લડાઈ કરતાં ' ગેરીલા વૉરફેર ' તો નહિ આદરવાની હોય? થોડાંક બહેનો અને બે–ચાર મારા જેવા માથું ખંજવાળતા ઊભેલા યુવાનો સિવાય મેદાન સાવ સાફ છે. જો બધાએ મળીને કોઈ સંગઠિત કાર્યક્રમ અનુસાર બીજો મોરચો રચવાનું વિચારેલું તો અમને પણ જણાવવું હતું ને? રણના મેદાનમાં ઊભેલા તાડ જેવા તો ન લાગત. આ પોલીસો ય હાથમાં દંડૂકા સાથે પૂતળાં જેવા સજ્જડબંબ ઊભા છે તે કરતાં હવે મારી લે તો માથાકૂટ પતે. દવાખાના ભેગા તો થઈએ. ઊભા ઊભા તો થાકયા.

પા કલાકે પોલીસ સુપરી૦એ હુકમ દીધો. 'એબાઉટ ટર્ન...કવીક માર્ચ...' ડોળા ડબકાવતા બધા ચાલતા થયા. હવે જોયા એ તો! અમસ્થા યે રોજ પેરેડના મેદાનમાં કયાં નથી જોતા કે આજે અહીં આવીને જ અપશુકન કરાવ્યાં?

સાંજે 'દો દો'ની ટુકડીમાં બધા યુવાનો–યુવતીઓ ફરવા નીકળ્યાં જ હતાં. સિસોટી વગાડતા 'ઝંડા ઊંચા રહે હમારા...' ગાતા જતા હતા. પેલા ખોડચા જેવા થાંભલા પાસે જ એ ગીત ગવાય એવું થોડું છે? અહીં તો પાછળથી સારંગીની પેઠે કોઈ ધીમો સૂર પણ ઉમેરાઈ શકાયો છે.

રાત્રે મનહર કહે: ' સાંભળ્યું ?'

' સંભળાવ ત્યારે ને ?'

'પેલા પોલીસો અને પલટનવાળા તો આચાર્યજીની સંતલસથી જ આવેલા. લાઠીચાર્જ કે એવું કાંઈ કરવાના ન હતા. આ તો વિદ્યાર્થીઓ કાલે ઝંડાવંદનની જિદ્દે ચડેલા તેથી માપી લેવાનો આચાર્યજીએ ખેલ રચેલો. વિદ્યાર્થીઓ બરાબર મપાઇ ગયા.'

કોણ મપાઇ ગયું ? વિદ્યાર્થીઓ કે એવા વિદ્યાર્થીઓ તૈયાર કરનાર આચાર્યજી ?

સવારના આઠથી રાતના બાર વાગ્યા સુધી ભરચક કાર્યક્રમ રહે છે. વનભોજન અને પ્રીતિભોજન, સંગીતવાદન અને મનોરંજન, વાર્તાલાપ અને બાકીના ગમે તે સમયે પ્રેમપ્રલાપ. બચ્યું એક ઝંડાવંદન ન થયું તો. આટલા બધા કાર્યક્રમમાં મરવાનો યે વખત ક્યાં છે કે એને યાદ કરવું ?

આજે સવારના પહોરમાં રામલાલ ઉતાવળે ઉતાવળે જતો દૂરથી દેખાયો હતો. ભાઇલાલ ત્યારે આવી જ ગયો સમજવો. જરાસંધના શરીરનાં ફાડિયાં જેવા એ જુદા વળી ક્યારે પડ્યા છે? પણ બપોર સુધી રામલાલને એકલો જ ફરતો જોયો ત્યારે એને પુછી જોયું : ' અરે રામલાલ, આ ભાઈલાલ કેમ દેખાતો નથી ?'

મારી ઉત્કંઠા જોઇને કહે : ' કેમ કાંઈ એની સાથે લગનબગન કરવાં છે કે શું ?'

' મારે તો એની સાથે લગન કાંઈ કરવાં નથી. પણ આ ગૌરીબેન સાથે એ લગ્ન કરવાનો હતો તેને બદલે ગૌરીબેન બીજા કોઈ હસમુખરાય સાથે લગ્ન કેવી રીતે કરી બેઠાં એ જાણવું છે.'

' ચોરી વચ્ચે ચાર ફેરા ફરીને જ તો.'

' હવે તારી પાટીદારી ભાષા છોડીશ ? સીધી વાત તો કર. એને ગૌરીબેન સાથે પ્રેમ થયો હતો ત્યારથી જ મેં કહેલું કે 'ભાઈલાલ, તારું ભલું પૂછવું. ક્યાંક પેલીને તારા તોરમાં ને તોરમાં રખે રઝળાવતો.' એવું જ કર્યું ને આખરે ?'

' ભાઇલાલે નહિ, પણ ગૌરીબેને ! '

'શું કહે છે?'

'તમે સાંભળો છો તે જ.'

સંમેલન ચાલી રહ્યું છે. ટોળાં વળી કોઈ સમૂહ-આનંદ લઈ રહ્યાં છે તો કોઈ બબ્બે-ત્રણ ત્રણની ટુકડીમાં વ્યક્તિગત આનંદ પણ લઈ રહ્યાં છે. મેં અને રામલાલે એક ખૂણામાં આસન જમાવ્યું. રામલાલે વાત શરૂ કરી :

ભાઈલાલ અને ગૌરીબેન વચ્ચે પરણવાની વાત નક્કી જ હતી. ભાઈલાલને સંગીતનું એક વર્ષ બાકી હતું ત્યાંસુધી ગૌરીબેને ઘેર વાત નહિ કરેલી. ભાઈલાલ ઘણી વખત કહેતો: 'ગૌરી, ઘેર વહેલી વાત કરી દે તો ઠીક. વળી તારા માતપિતાને મનાવતાં બાર વર્ષ લાગી જશે. ત્યાંસુધી રાહ જોઈને ઘરડે ઘડપણ પરણવા નહિ બેસાય.'

પણ ગૌરીબેન કહેઃ 'પરણવા પહેલાં બેચાર માસે વાત કરી દઈશું. પિતાજીનો ખાસ વાંધો નહિ આવે. થોડોક વાંધો બાનો રહેશે. એ તો આપણા પ્રેમધોધમાં તણાઈ જશે. જો આપણે મક્કમ હઈશું તો...'

'પણ એ 'તો' તેર મણનો થાય છે એ તને નહિ ખબર હોય.' ભાઈલાલે કહ્યું.

વડોદરાના સંગીત વિદ્યાલયમાં વેકેશન પડે તે ગાળવા ગૌરીબેન ઘેર ગયેલાં.

ગૌરીબેન હવે ઉમરલાયક થયાં છે કહી તેમનાં માતાપિતા તેમના માટે મૂરતિયો શોધવાની વાતો ચલાવવા લાગ્યાં ત્યારે ગૌરીબેને તેમને વાત કરી.

પિતાજીએ પૂછ્યું: 'નામ ?'

ભાઈલાલ નામ સાંભળતાં જ એ ચમકયા. એમની જ્ઞાતિમાં આવું નામ કેવું ?

' જ્ઞાતિ ? '

' વણિક. ' બસ, પિતા તો ખાસ કાંઈ ન બોલ્યા પણ બાએ આખી વણિક જ્ઞાતિ રસાતાળ જાય એવો શાપ આપી ગૌરીબેનને ઘરમાં પૂર્યાં.

' આખી વણિક જ્ઞાતિને રસાતાળ મોકલ્યા પછી ગૌરીબેનને ઘરમાં પૂરવાની શી જરૂર હતી ? '

' પરશુરામે એકવીસ વાર પૃથ્વી નક્ષત્રી કર્યા પછી યે કોઈક કોઈક બચી ગયા તેમ વળી કયાંક ભાઈલાલ બચી ગયો હોય-એવી બીક હશે કદાચ !

' વાત ઘરમાં જ દાબી દેવા પ્રયત્ન થયો. સમજાવટ શરૂ થઈ, પણ ગૌરીબેનને સમજાવટ ગળે ઊતરતી નથી એવા સમાચારે તમારા સરદાર દોડાદોડ ઊતરી પડયા. '

' મારા જેવા મૂરખનો સરદાર વળી કોણ જાગ્યો ? '

' આ તમારા હરિભાઈ જ તો. '

' અરે ભલા માણસ ! લડતની છાવણીના સરદાર કહે. મારા સરદાર વળી શાના ? '

' ગમે તેના સરદાર કહો ને. બસ એમણે ગૌરીબેનને પોતાની સાથે લીધાં. '

' શા માટે ? '

' ભાઈલાલ સાથેનો પ્રેમ છોડી દેવાનું સમજાવવા માટે. ડૉક્ટર વ્યાસ સાથેનો જૂનો સંબંધ તાજો કરીને એ ઊતરી પડયા. ડૉક્ટર-સાહેબને કહે કે: 'આજની આવી છોકરીને પ્રેમમાંથી પાછી વાળવી એ તો પાંચ માસનું કામ. તમે નિશ્ચિંત રહેજો. '

' પણ એમને ય ચંદનબેન સાથે પ્રેમ જ થયેલો અને જ્ઞાતિને જ કારણે મહામુશ્કેલી પછી પરણી શકેલા, એ ભૂલી ગયા ? '

' એ વાતને તો વર્ષ વીતી ગયાં ને કદાચ પ્રેમ-લગ્નનો કડવો અનુભવ થયો હશે તેથી પોતે તો પડયા, પણ ગૌરીબેનને બચાવવાનો પરોપકારભાવ હશે ખરો. '

મને ય યાદ આવ્યું. એકાદ વખત અમદાવાદ ગયેલો ત્યારે ગૌરી-બેન ત્યાં હતાં ખરાં.

' અમદાવાદ તેડી ગયા પછી ગૌરીબેનને બધે જ હેરવવાફેરવવા લાગ્યાં. જાણે ગૌરીબેનના જીવનનો સંપૂર્ણ વિકાસ કરવા બેઠા હોય એમ ચોવીસે કલાકનો કાર્યક્રમ આંકી દીધો.

એક દિવસ ગૌરીબેનને કહે: ' આ ભાઈલાલ કલકત્તા ગયેલો ત્યાં એક લલિતા નામની છોકરીના પ્રેમમાં પડયો છે. તું નકામી હેરાન થાય છે. આજના યુવાનો... '

ગૌરીબેન કહે: ' મારો ભાઈલાલ આજનો યુવાન નથી. '

બીજા છ માસે વળી ભાઈલાલ દિલ્હી ગયાની અને ત્યાં સારંગી નામની કોઈ છોકરીના પ્રેમમાં પડયાની વાત હરિભાઈના કોઈ મિત્ર મારફત ગૌરીબેનને કાને નખાઈ.

ગૌરીબેને ખાતરી કરી જોવા છાનો છાનો કાગળ ભાઈલાલને લખી જોયો.

ભાઈલાલે લખ્યું : 'મને આવો પ્રેમ કરવાનો વખત કયારે મળ્યો હશે ? એ વાત તો જવા દે, પણ જ્યાં જાઉં ત્યાં વાટે ને ઘાટે છોકરીઓ મારા પર ફૂદાં-પતંગિયાંની જેમ મોહી પડતી હોય તો તો વિદ્યાલયમાં તારી સાથે છ વર્ષમાં સત્તર-અઢાર છોકરી મારા પર મોહી ન પડી હોત ? કે ત્યારે ગ્રહ વાંકા હતા અને અત્યારે કોઈ હચમચાવીને સીધા કરી રહ્યું છે ?'

ગૌરીબેનની એ શંકા ગઇ ત્યાં તો અસલ ભાઈલાલના જ અક્ષર જેવો કાગળ ગૌરીબેન પાસે મૂકવામાં આવ્યો. લખેલું હતું કે :

'મારી માતા વિરોધ કરે છે તેથી આપણે નહિ પરણી શકીએ. ગૌરી, તું પણ તને ફાવે ત્યાં પરણીને મને વીસરી જજે.'

ગૌરીબેનને આઘાત થયો. ભાઈલાલને પુછાવ્યું.

ભાઈલાલે લખ્યું : 'તારા માટે તારાં સ્નેહીજનો શું ઇચ્છે છે એનો આમાં પડઘો લાગે છે. તેઓ મને ઓળખ્યા વગર મારા વિષે આવું લખી શકે. તું મને ઓળખ્યા પછી યે કેમ માની શકે એ વિષે વિચાર કરી જોજે.'

બસ પછી તો ગૌરીબેને સાફ સાફ સંભળાવી દીધું કે મને એ વાત વિષે કાંઇ ન કહેશો. બીજું જે કાંઈ કહેવું હોય તે કહેજો.

પછી વળી હરિભાઈએ એક નવી વાત ચલાવીઃ 'મને તો ભાઈલાલ પ્રત્યે ભાવ છે. એની સાથે તારાં લગ્ન થાય તો હું રાજી થાઉં. બા–બાપુને એમ સમજાવું પણ ખરો. પરંતુ, એના મિત્ર રામલાલ વિષે ઘણું ઘણું સંભળાય છે. એ રામલાલને છોડી દે તો કાલ બધી વાત પતી જાય.'

ભાઈલાલને કાને વાત પહોંચતાં તેણે ગૌરીબેનને લખ્યું: 'રેલ્વેમાં ગેન્ગમેન હોય છે તેમ સમાજમાં પણ હોય છે. ગેન્ગમેન પાટાની નાની એવી ચાવી ફેરવી સીધી દોડી જતી જંગી ગાડીને બીજે પાટે ચડાવી દે છે. હરિભાઈ પણ રામલાલને નામે આવો અખતરો કરી રહ્યા છે કે શું ?'

'અને પંદર–વીસ દિવસમાં તો એ પાછી પોતાને ગામ ચાલી ગઈ.' રામલાલે કહ્યું.

'કેમ ?'

'હરિભાઈ સાથે ન ફાવવાથી.'

'હરિભાઇ સાથે કોઇ છોકરીને ન ફાવ્યું હોય એવું બન્યું નથી. એમના પ્રત્યે કેટલું બધું માન છોકરીઓ રાખતી હોય છે ?'

'એની બાએ ફરીથી ત્યાં જ મોકલવાની વાત કરી ત્યારે ગૌરીએ કહ્યું કે: 'Haribhai is loose in character. મને ત્યાં મોકલવાની વાત ન કરશો.'

હરિભાઇ લડતમાં હતા ત્યારે તેમનું શરીર નિર્બળ હતું, પણ ચારિત્ર્ય મજબૂત ગણાતું. હવે તેમનું શરીર મજબૂત છે ત્યારે તેમને ચારિત્ર્ય–નિર્બળ કાં કહેવામાં આવે? મજબૂત શરીરને અને ચારિત્ર્યને નહિ બનતું હોય કે શું?

'પણ આટલી બધી વાત શામાંથી?'

'સમગ્રપણે વિકાસ કરવા જવામાંથી. પહેલાં ગૌરીબેન કપડાં પહેરતાં હોય ત્યારે હરિભાઇ કહે: આ સાડી આમ પહેરાય ને છેડો તેમ ખોસાય. કયારેક સાડી સરખી પણ કરી દે. પણ શરીર પર સાડી એકલી જ થોડી પહેરાય છે? થોડા દિવસ પછી ગૌરીબેનને ફ્રીટાફીટ ને કડક ચોળી હાથે પહેરાવવા ગયા ને કોણ જાણે કેમ ગૌરીબેન રાડો નાખી ગયાં. ચંદનબેન દોડયાં આવ્યાં. બસ તે જ દિવસે ગૌરીબેન તેનાં માતાપિતા પાસે ચાલ્યાં ગયાં.

'ગૌરીબેન ઘેર ગયાં. પોતાનો વિચાર મક્કમ હોવાનું જણાવ્યું ત્યારે માએ આવાં લગ્નથી આબરૂ જવાના ભયે એક માસમાં છ વખત ઝેર ઘોળ્યાં.

પિતાજી કહે: 'મને ખાસ વાંધો નથી બેટા, પણ જે માએ તને બાળપણથી ઉછેરી વીસ વર્ષની કરી એના તરફની તારી ફરજ વધારે કે બે–પાંચ વર્ષથી પ્રેમમાં પડેલા યુવાન તરફની ફરજ વધારે? બીજો પતિ તો મેળવી શકીશ; પણ એક વાર આપઘાત કરીને મરી ગયેલી મા કેવી રીતે મેળવી શકીશ. કહે જોઉં?'

અને છ–આઠ માસે કિલ્લામાં ગાબડું પડયું. ગૌરીબેને લખ્યું: 'મારી બાએ આ છ માસમાં છ વખત ઝેર ઘોળ્યાં. મારે કરવું શું?'

ભાઈલાલે લખ્યું: 'છ વખત ઝેર ઘોળ્યાં છતાં જે હજી જીવતાં હોય તે છત્રીસ વખત ઝેર ઘોળે તો ય મરી જશે એવી બીક રાખવાની જરૂર નથી.'

ગૌરીબેને લખ્યું : 'બા કહે છે કે સમાજમાં નાક કપાયા પછી મારાથી જીવી કેમ શકાશે? પરજ્ઞાતિમાં દીકરો પરણે પછી આબરૂ જેવું શું રહે?'

ભાઈલાલે લખ્યું : 'હવે તો એવાં રબ્બરનાં નાક આવે છે કે જીવતાં માણસ પણ નાક કપાયા પછી એ ચોડીને બેધડક બધે ફરી શકે છે.'

ગૌરીબેને લખ્યું: 'પણ મારી બાનું અફાટ રુદન જુઓ તો તમારું હૃદય પણ પીગળી જાય.'

ભાઈલાલે લખ્યું: 'એ અગ્નિ જ એવી છે. તેં પ્રેમ જાહેર કરેલો તે દિવસ તારું હૃદય લોખંડી હોવાનું જાહેર કરેલું. મને એ વખતે યાદ ન કરેલું કે લોખંડ પણ પીગળી જાય એવી ગરમી જગતમાં હોય છે. હવે આ જગતનાં લોક તને મદદ કરી શકે તેમ લાગતું નથી. પેલી માનસ-માળા આરોપતી વખતે સૂર્ય, ચંદ્ર, પવન વગેરેની મદદ માગેલી તેમને બોલાવી જો, કાંઈક માર્ગ કાઢી આપે તો.'

ગૌરીબેને લખ્યું: 'કૂવામાં પડે ચંદ્ર, સૂર્ય અને તારા. મારી તો મતિ મૂંઝાયા પછી શું કરવું એ સૂઝતું નથી.'

ભાઈલાલે લખ્યું: 'સૂર્ય, ચંદ્ર અને તારા કૂવામાં સમાઈ શકે તેવડા નાના નથી હોતા એ તેં વિજ્ઞાન શીખ્યા પછી જાણ્યું હશે. અને મતિ મૂંઝાયા પછી કોઈ માર્ગ બતાવે તો ય ન સૂઝે એવો માનસશાસ્ત્રીઓનો મત છે. મતિને ઠેકાણે આવવા દે પછી વાત.'

ગૌરીબેને લખ્યું: 'દુઃખની વેળા બધા મારા દુશ્મન પાક્યા. તમે પણ જેવું તેવું લખ્યા કરો છો. શું કરવું તે સમજાવો તો તમારે પાયે પડું.'

ભાઈલાલે લખ્યું: ' તાકાત હોય તો વાત ટૂંકી જ છે. તારા ગામથી મારા ગામ સુધી ટ્રેન આવે છે તેમાં બેસી જવું. સવારે બેસીશ તો સાંજે અહીં. પેલી સુહિણી મેહારને મળવા માટે ઘડો લઈને રાત્રે સિંધુ તરીને જતી એવો ભય તો આમાં નથી. કેમ કે સુહિણી તો કાચા ઘડાને કારણે ડૂબી, પણ રેલ્વેનાં પૈડાં ભાંગીને ભુક્કો થાય એવા પોલાદનાં નથી હોતાં. વળી પૈડાં સાબૂત છે કે નહિ એની તપાસ રેલ્વે તરફથી સવાર-સાંજ થતી હોય છે એટલે એ પણ ડર રાખવાની જરૂર નથી.'

ગૌરીબેને લખ્યું: 'પણ અહીં એકલી બહાર જ ક્યાં નીકળવા દે છે? જરાક બહાર જાઉં ને કોઈ સાથે ને સાથે હોય જ.'

ભાઈલાલે લખ્યું: 'તો હું પોતે આવી જાઉં. અર્જુન જેમ સુભદ્રાને ઉપાડી ગયો હતો તેવી રીતે હરણ કરી જાઉં. તેને કૃષ્ણની મદદની જરૂર પડી હતી. મારે તો એ નહિ હોય તો ચાલશે.'

બેએક માસ પત્રવ્યવહાર બંધ રહ્યો. એક દિવસે વળી ગૌરીબેનનો કાગળ આવ્યો: ' મારી નિર્બળતા તમારી પાસે છુપાવવામાં નકામું શું કરવું? મારી બાનો પ્રેમ મારાથી છોડાતો નથી. મેં એક બીજો માર્ગ કાઢ્યો છે. આપણે એ જ પ્રેમ સાથે ભાઈ-બેન થઈને ન જીવી શકીએ ?'

ભાઈલાલે ટૂંકમાં જ લખ્યું : ' તારી બાને બેટી અને તારા બાપને બેટા કહી જોજે તો ?'

ગૌરીબેને પુછાવ્યું : ' આવાં ગાંડાં શું કાઢયાં છે ?'

ભાઈલાલે લખ્યું : ' તેં કે મેં ? પાંચ વર્ષ પતિ માન્યો તેને ભાઈ કરવા નીકળી તો વીસ વર્ષ માતા-પિતા માન્યાં તેને બેટોબેટી કહેવામાં શો વાંધો ? બેન તો બાપની દીકરી હોય તેને જ કહેવાય. એવી બેનો તો ચાર છે. એનાં આણાં-પરિયાણાં કેમ કરવાં એ પ્રશ્ન ઊભો છે, તેમાં વળી નવી બેન ક્યાં ઉમેરવી ?'

બે માસ વળી શાંતિ. એક દિવસ લગ્નપત્રિકા આવી પહોંચી—કોઈ હસમુખરાય સાથે ગૌરીબેનનાં શુભ લગ્નની. સાથે ગૌરીબેનનો કાગળ પણ આવ્યો : 'મને બેવફા નીવડેલીને વીસરી જજો અને તમારા હૃદયને બીજે જોડી દેજો.'

ભાઈલાલે તેના પર આવેલો ગૌરીબેનનો પત્રવ્યવહાર પાછો મોકલી દેતાં લખ્યું : 'તારો પત્રવ્યવહાર હતો તે તને પાછો મોકલી દઉં છું, જેથી તને એ બાબતની ચિંતા ન રહે. મારી ચિંતા કરવી હોત તો મારી પાસે આવી હોત. હવે જેની પાસે જાય છે એની જ ચિંત કરજે. મન પર નકામો બેવડો બોજો વેંઢારીને ય શો લાભ?'

લગ્ન પતી ગયાં. ગૌરીબેને વળી લખ્યું : 'મેં આપણા પૂર્વ-પ્રેમની વાત હસમુખરાયને કરી હતી. એમણે સમભાવથી સાંભળી છે. અમે હરદ્વારની યાત્રાએ જઈએ છીએ. તમે સાથે આવશો? હસમુખરાય તમને મિત્ર બનાવવા માગે છે.'

ભાઈલાલે લખ્યું : 'હરદ્વારનો માર્ગ મેં જોયો છે અને મિત્ર રામલાલ છે, પછી વળી રોજ નવા મિત્ર કયાં કરવા? વાતચીત કરવાનો વખત ન રહે ને નકામી તાણાતાણ થાય. ટૂંકમાં મને વીસરી જા એમાં જ તારું ને મારું શુભ છે. હવે કાગળ લખીશ તો વાંચીશ પણ નહિ તે જાણજે.'

'એ પછી ગૌરીબેનના પાંચ–સાત કાગળો આવ્યા, પણ વગર ફોડયે મને ભાઈલાલે સોંપી દીધા. મેં વાંચી જોયા, પણ એની એ હૈયાવરાળો ને પ્રેમપ્રલાપો. પરણ્યા પછીનું ડહાપણ પણ શા કામનું?' રામલાલે જાણે વાત પૂરી કરતો હોય તેમ લાંબો શ્વાસ મૂકયો.

મેં પૂછયું : 'પણ ભાઈલાલ પર આની કશી અસર ન થઇ? પ્રેમભગ્નો તો પાંપણીએ પાણી વહાવતા અટકતા જ નથી એવું સાંભળ્યું છે ને?'

રામલાલ કહે : ' એવું તો કાંઇ નથી જોયું. પણ ભાઇલાલ આ દિવસોમાં કહેતો : પ્રેમ કરવા જતી વખતે જગતને જાણ કરવા હું ગયો ન હતો કે હું હવે તૂટતી વખતે આંસુ વહાવીને જાણ કરવા જાઉં. એ મારા એકાંત જીવનની વાત થઈ. કયારેક વળી હસતો હસતો કહી દેતો કે આ સિનેમાના નટનટીઓ વગર પ્રેમે કે પરણ્યે :

પહેલે જો મોહબ્બત કા ઇન્કાર કિયા હોતા,
ન પ્યાર કિયા હોતા, ન દિલ ભી દિયા હોતા—

એવું ગાયા કરે છે, પછી પ્રેમ કર્યા પછી પ્રેમભગ્ન થનારાને એવું રડવાની શી જરૂર છે ?'

' ગૌરીબેન તો પરણી ચૂકયાં. હવે તેણે શો વિચાર કર્યો છે ?' મેં પૂછયું.

' એ પણ કહી નાખું. કહી રામલાલે લાંબા પગ કરી નિરાંત લીધી.

' એ મુંબઈ સંગીત શીખતો હતો ત્યારે એની સાથે સંગીત શીખતાં એક બેન એના પર મોહી ગયાં.

ભાઇલાલે કહ્યુંઃ હેરાન થાઓ મા. હું એક ઠેકાણે દિલ દઈ ચૂકયો છું. તમે ટ્રેન નકામાં ચૂકશો.

પણ પેલાં બેન રાહ જોતાં થંભ્યાં. ગૌરીબેન—વાળી વાત પત્યા પછી ફરીથી એણે માગણી કરીઃ 'હવે પત્ની તરીકે સ્વીકારશો ?'

ભાઇલાલ કહેઃ 'પત્ની એટલે રસોયણને ? હજી એની જરૂર નથી પડી. જરૂર પડશે તો પંદર—વીસ રૂપિયામાં રસોયા કયાં નથી મળતા ?'

પેલાં બેન કહેઃ 'રસોયણ નહિ, દિલની જીવન—સંગિની.'

ભાઇલાલ કહેઃ 'દિલ એક જ હતું ને તે વેચી નાખ્યું છે. જરા ખોટમાં ગયું ખરું.'

પેલાં બેન કહેઃ 'તો તો દિલને ફરીને આ સ્થળે આપી જુઓ. હવે ખોટમાં નહિ જાય.'

ભાઇલાલ કહે: 'પણ દિલનાં ઝાડ ઊગતાં નથી તેનું શું ? તો તો લોકો મૂળા–મોગરી વેચે છે એમ એનો ય વેપાર શરૂ કરત અને શરીરમાં ફેફસાં, આંતરડાં કે હોજરી માટે જગ્યા પણ ન રહેત.'

છેવટ પેલાં બેન વિદાય થયાં ખરાં. હવે એ આખો દિવસ સંગીતની પાછળ જ લાગ્યો છે. કહે છે: 'સંગીતદેવીની ઉપાસના કરતો હતો, તેમાં ગૌરીદેવીની ઉપાસના કરવા ગયો અને મામલો બગડી બેઠો. એક મ્યાનમાં કાંઈ બે તલવાર સમાય ? હવે સંગીતદેવીની એકલાંની જ ઉપાસના કરી ગયાં પાંચ વર્ષનું વળતર વાળી લેવા દે.' અને તેથી તો ઘણો આગ્રહ કરવા છતાં આ સંમેલનમાં ન આવ્યો.

'ગૌરીબેનને ન મળવાના વિચારથી પણ થોડાક નહિ આવ્યો હોય ને ?'

'હા, એ વાત પણ ખરી.'

અમારી વાતો પતી પણ હજી સંમેલન નથી પત્યું. આજે છેલ્લો દિવસ છે એટલે વળી આવતી કાલે વિદાય થનારા મિત્રોને સૌ ફરીફરીને મળી રહ્યા છે. ફરીથી ક્યાં અને ક્યારે મળવાની સંતલસ પણ કરી રહ્યા છે. સંમેલને પણ દર વર્ષે એક વખત મળવાનો ઠરાવ કરી એકાદ વર્ષે મિત્રોને મળવાની સગવડ કરી આપી છે.

## ૧૨
# ખંડિત મૂર્તિ

**સંમેલન** ગઈ કાલે પત્યું ને આજે સવારે ઊઠીને આટલા દિવસનો થાક આળસ મરડીને ખંખેરવા જાઉં છું ત્યાં તો 'ચાલો, કનુભાઈ! ચાલો કનુભાઈ!' કહેતાં આચાર્યજીનાં પુત્રપુત્રી ભાનુ–સવિતા મને વીંટળાઈ વળ્યાં અને ઘોડો ખૂંદવા લાગ્યાં. આટલાં વર્ષ ગયાં પણ શરીરના થોડાક ફેરફાર સિવાય આ બાળકો એવાં ને એવાં જ છે. ઘેર જતાં રસ્તામાં જ કહે : 'ચાલો ફરવા જઈશું ?'

'હજી યે ફરવા જવાની ટેવ નથી ભૂલ્યાં કે શું ?' મેં કહ્યું: 'પહેલે જ દિવસે ફરવા જઈએ તો રોજ ફરવા જવું પડે.'

'તો તો, બહુ મજાનું. ફર્યા જ કરીએ, દૂર દૂર.'

મને થાય છે: આ છોકરાંનો જન્મ જંગલમાં થવાને બદલે જનપદમાં કયાં થઈગયો! ઘેર પહોંચી આચાર્યજીને મળ્યો. આચાર્યજી કહે: 'તું એકાદ માસ નિરાંતે રોકાવાનો છે તેથી મારો યે બોજો હળવો થશે.'

મને થયું : અમૃતબેને બોજો નહિ હળવો કર્યો હોય કે હજી મારે બોજો હળવો કરવાનો રહે છે ? પણ અમૃતબેન છે કયાં ?

હું અને ભાનુ–સવિતા રમી રહ્યાં છીએ. બે કલાક કેમ વીતી ગયા, એની ખબર પણ પડી નહિ. અચાનક યાદ આવ્યું. આચાર્યજી કાં ન દેખાય ? પાસેના ઓરડામાં જઇને જોઉં છું તો...પલાંઠી વાળીને બેઠેલા, પાનાં ઉપર પાનાં લખ્યે જતા આચાર્યજીને પા કલાકથી હું આવીને ઊભો છું તેનું ભાન પણ નથી. આટલી એકાગ્રતાથી અભ્યાસકાળમાં હું ભણી શકયો હોત તો આચાર્યજી જ થઈ જાત ને ?

આચાર્યજીનું ધ્યાન ખેંચવા મેં જ પૂછ્યું : 'શું કરો છો, મામા ?'

ઝબકીને મારી સામે જોતાં આચાર્યજી કહે : 'આ જુઓ ને, શિક્ષણશાસ્ત્રના સિદ્ધાંતોની નોંધ...'

આટલાં વર્ષથી આચાર્યજી ભણાવી રહ્યા છે તો યે એમને શિક્ષણશાસ્ત્રના સિદ્ધાંતોની નોંધ ફરી ફરીને કરવી પડતી હશે ?— એવો વિચાર કરું છું ત્યાં આચાર્યજી પોતે જ બોલ્યા : 'આ જરા અમૃતબેનને કામ આવે તેટલા માટે.'

ઠીક યાદ આવ્યું. નોંધની વાત મૂકીને મેં તરત જ પૂછી નાખ્યું : 'પણ અમૃતબેન કેમ દેખાતાં નથી ?'

'આ પાસેને જ ઘેર...' કહેતાં આચાર્યજી થંભી ગયા.

'બેસવા ગયાં હશે...' મેં અધૂરું વાક્ય સમજવા પૂરું કર્યું. દુર્ગાબેનની ટેવનો વારસો અમૃતબેનને પણ મળ્યો છે કે શું ?

આચાર્યજી કહે : 'ના ના, કનુ, એ તો પાસેને ઘેર રહે છે.'

આગલા અધૂરા વાક્યથી યે વિશેષ મૂંઝવનારી વાત. અમે બેઠા છીએ એ ઘરમાં કેમ નહિ રહેતાં હોય ? વિચારના ગોટાળામાં જ વિશેષ સ્પષ્ટ કરવા મારાથી પુછાઈ ગયું : 'રહે છે એટલે ?'

આચાર્યજી કહે : 'અમૃતબેન હમણાં શિક્ષણશાસ્ત્રનો ખાસ અભ્યાસ કરે છે. અભ્યાસમાં બાળકો વગેરેના ઘોંઘાટથી ખલેલ ન પડે તે માટે અમારાથી જુદાં રહે છે.'

શિક્ષણશાસ્ત્રનો અભ્યાસ કરવા પત્ની પોતાના પતિથી જુદાં થયાં છે ? અભ્યાસ જ કરવો હતો તો પરણ્યાં શા માટે ? આ વળી નવી વાત ! દીકરો બાપથી કે ભાઈ ભાઈથી જુદા થયાની વાત સાંભળી છે, પણ પતિથી આ રીતે પત્ની જુદાં થયાનું સાંભળતાં આશ્ચર્યથી મારાથી ફાટયે મોઢે બોલાઈ ગયું: 'શું કહો છો ?'

મારા મોઢા પરનો ભાવ જોઈને આચાર્ય કહે : 'કનુભાઈ, તમે હજુ યુવાન છો. જીવનમાં જોયું ય ઓછું હશે. એમાં આશ્ચર્ય પામવા

જેવું નથી. જીવનના ઊંડાણમાં જોતા જશો તેમ તેમ એથી યે આશ્ચર્યકારક બિનાઓ જોવા મળશે. જીવન છે જ એવું.'

મને થાય છે : પેલી અંગ્રેજી ફિલ્મ 'ડૉ. જેકિલ ઍન્ડ મિ. હાઈડ'ની પેઠે માનવી પોતાથી યે જુદો રહેતો મને નહિ દેખાય ને ?

'માસીબા આવ્યાં.' કહેતાં ભાનુ–સવિતા રસોડામાં મારી પડખે ભરાયાં. માસીબા કોણ એ સમજવા સામે નજર માંડું છું, ત્યાં તો સીધું સોટા જેવું શરીર, અપટુડેટ કપડાં, મોઢે પફ–પાવડર, બૉબ્ડ હેર અને પગમાં સૅન્ડલ પહેરીને એક આધુનિક બાઈ રસોડાને ઉંબરે ઊભેલાં દેખાયાં. આંખ પર ચશ્માં ચડાવીને એ રીતે ઊભાં છે કે હવે હાથમાં એકાદ નેતરની સોટીની જ ખામી છે. બાળકો અને અમે નિશાળિયાંની પેઠે મીની બનીને બેઠાં છીએ જ ને !

એમને જોઈને આચાર્યજી કહે: 'કનુભાઈ, તમને ઓળખાણ કરાવું. આ ભાનુ–સવિતાનાં માસીબા અમૃતબેન.' અને તેમના તરફ ફરતાં આચાર્યજી કહે: 'આ મારા જૂના વિદ્યાર્થી કનુભાઈ. મારા ગામમાં એમનું મોસાળ હોવાથી અમારે મામા–ભાણેજનો સંબંધ કહેવાય.'

ઉગામતાં હોય તે રીતે બે હાથ જોડીને અમૃતબેન મને કહે : 'નમસ્તે ! તમને જોઇને બહુ જ આનંદ થયો.'

'મને પણ આનંદ થયો—' એમ કહેવાનો વિચાર કરું છું ત્યાં તો નિરીક્ષણ કરવા આવેલા ઈન્સ્પેકટરની જેમ નજર ફેંકતાં અમૃત-બેન પાછા ફર્યાં અને મારો આનંદ મનમાં જ સમાઇ રહ્યો.

બપોરને વખતે અમારા ઘરમાંથી નીકળી આસપાસ જોતો જોતો અમૃતબેનના ઘર તરફ જઈ રહ્યો છું ત્યાં તો ભાનુ–સવિતાએ એકદમ દોડતાં આવીને મને પાછો ખેંચ્યો. દસ–બાર ડગલાં પાછો ખેંચી ગયા પછી માંડ સંભળાય તેમ ધીમેથી બોલ્યાઃ

'એ બાજુ ન જતા, માસીબાના અભ્યાસમાં ખલેલ પડશે.'

આવી ખલેલ ન પડે તે માટે જ આપણા પૂર્વજો બ્રહ્મચારીઓના આશ્રમો જંગલમાં રાખતા ?

સાંજે શાળાએથી આવીને આચાર્યજી અને હું ફળિયામાં ખુરસીઓ નાખીને વાતો કરતા બેઠા છીએ. આચાર્યજીની વાતો ખૂટતી જ નથી. જેટલાં વર્ષથી એમનાથી જુદો પડયો છું ત્યારની બધી યે વાતો યાદ કરીને કરી રહ્યા છે. વાતો સાથે નિઃશ્વાસનો પણ પાર નથી. નિઃશ્વાસભર્યા એમના જીવનને કારણે નિઃશ્વાસ નાખવાની એટલી બધી ટેવ પડી ગઈ છે કે પોતે શ્વાસ લે છે કે નિઃશ્વાસ એ પણ પારખવું મુશ્કેલ છે.

સાત વાગ્યા ત્યાં તો સામે ઘેરથી અમૃતબેન આવતાં દેખાયાં. અમારી પડખે રમી રહેલાં ભાનુ–સવિતા સામે આંખો ફાડતાં કહેઃ 'હજી નથી સૂઇ ગયાં ? રોજરોજ યાદ આપવું પડે કે ? '

ચાવી દબાતાં કાષ્ટપૂતળી ઊભી થાય તેમ ભાનુ–સવિતા ટપોટપ સામેના ઓરડામાં તૈયાર પડેલી પથારીમાં ઘૂસી ગયાં.

ઉનાળાના દિવસો છે. હજી સૂર્ય પણ નથી આથમ્યો. મારાથી પુછાઇ ગયુંઃ 'અત્યારમાં સૂઈ જવાનું ? '

અમૃતબેન કહેઃ 'કનુભાઇ, શરીરશાસ્ત્રનો નિયમ છે કે વહેલી સાંજમાં સૂઈ જવાથી શરીર સારું થાય.'

શિક્ષણશાસ્ત્ર સાથે અમૃતબેનને શરીરશાસ્ત્રનો પણ સૂક્ષ્મ અભ્યાસ લાગે છે. અભ્યાસમાં આચાર્યજીને પાછળ પાડી દેશે કે શું ?

થોડા દિવસમાં ભાનુ–સવિતાને વહેલાં સુવરાવી દેવાનો ભેદ ખૂલી ગયો. રોજ રાતના આઠથી અગિયાર વાગ્યા સુધી આચાર્યજી અમૃતબેનને ભણાવવા બેસે છે. દિવસે લોકોના શોરબકોરથી એમના અભ્યાસમાં ખલેલ પડે. રાતને વખતે પણ ભાનુ–સવિતા જાગતાં હોય તો અમૃતબેનના અભ્યાસમાં ખલેલ પડે ને ? વહેલી સાંજે સૂઈ જવાથી શરીર સારું થાય તેવી રીતે એ વખતે જ અભ્યાસ કરવાથી અભ્યાસ પાકો થતો હશે ?

પણ ભાનુ-સવિતા શત્રુ પાકયાં છે. ઊંઘમાંથી ઝબકી ઊઠતાં વારે વારે 'બાપુજી...બાપુજી...' કહેતાં બૂમો પાડે છે. મારે જ આચાર્યજીનો બોજો હળવો કરવો પડશે. બોજો હળવો કરવા એક તરકીબ મેં શોધી કાઢી છે. આચાર્યજીની પથારીમાં એમને ઓઢવાની રજાઈનો વીંટલો કરી માથે ચાદર ઓઢાડી દઉં છું અને ઝબકી ઊઠેલાં ભાનુ-સવિતાને કહું છું: 'જો ભાનુ, સવિતા, બાપુજી ઘસઘસાટ પાસે જ સૂતા છે હો? સૂઈ જાઓ. બૂમો પાડીએ તો એમની ઊંઘ બગડે.'

બાળકો એ બાજુએ નજર નાખીને બાપુજીને સૂતા માની સૂઈ જાય છે. પણ આ તો 'બાળકો અને શીંકા' વાળી વાત જેવું થયું. આ નાટક કયાં સુધી નભશે?

એક વખત પ્રાંતમાં દુષ્કાળ પડયો. દુષ્કાળ ભીષણ હતો. માબાપ બાળકોને પડતાં મૂકે, પતિ પત્નીને છોડે એવા દિવસો આવ્યા.

એક ગામડામાં કણબી કુટુંબ રહે. ધણીધણિયાણી અને ઘેર છ બાળકો. ધણી-ધણિયાણીને થયું કે ગામડાં કરતાં શહેરમાં જઈએ. ત્યાં કાંઈક ખાવાનું મળી રહેશે. પણ છ છોકરાં સાથે હોય તો ખાવાનું ભાગે આવે ય શાનું? આથી ઘરમાં લટકતા એક શીંકા ભણી આંગળી ચીંધી તેમણે બાળકોને કહ્યું: 'જુઓ બેટા, આ શીંકામાં તમારે માટે ખાવાનું છે. અમે મજૂરીએ જઈએ છીએ. આવીને એ ઉતારી દેશું એટલે ખાજો.'

માબાપ મજૂરીએ ગયાં તે ગયાં જ. ગામમાં કોઈ માણસ રહ્યું નથી. બાળકો શીંકા ભણી જોઈ જોઈને આશ્વાસન મેળવી રહ્યાં છે કે હમણાં માવતર આવશે અને ખાવાનું ઉતારી આપશે. શીંકું એટલું ઊંચે છે કે ત્યાંસુધી પહોંચી શકાય તેવું છે જ નહિ. સવારથી સાંજ સુધી શીંકા સામે તાકીને માબાપની રાહ જોતાં બાળકો બેઠાં રહે ને રાત પડયે ઊંઘી જાય.

એકાદ માસે દુષ્કાળ હળવો થતાં માબાપ પાછાં ફર્યાં. ઘરમાં

નજર કરતાં ભૂતના ઓળા જેવાં છ યે બાળકોને જીવતાં બેઠેલાં જોઈને પૂછ્યું : ' હજી તમે જીવો છો ? '

' હા જ તો. તમે આવીને શીંકામાંથી ખાવાનું ઉતારી દેવાનું કહી ગયાં'તાં ને ? '

' પણ શીંકામાં કાંઈ નથી. એ તો તમને પટાવવા માટે અમે એવું કહીને ચાલ્યાં ગયેલા.'

' હેં...હેં...' કહેતાં છ યે બાળકોનાં મોઢાં ફાટયાં રહ્યાં અને શ્વાસ ઊડી ગયો.

આ વાતથી હું પણ ડરું છું કે : ક્યાંક આ વીંટલાનો ભેદ ખુલ્લો પડી જાય અને ભાનુ–સવિતા કાંઈક કરી બેસે તો ?

અને જેનો ડર હોય તે જ સામે આવી પડે એ ન્યાયે એક રાત્રે સવિતાએ કજિયો આદર્યો : ' બાપુજી, પાણી પીવું છે ! '

મેં કહ્યું : ' આપું છું હો ! '

સવિતા કહે : ' નહિ, બાપુજી આપે. '

વીંટલાના બાપુજી પાણી કેમ કરીને આપે ? હું યે કાઠિયાવાડનો કોઈ સંત ન પાકયો કે પાણીની અંજલિ છાંટીને વીંટલામાંથી આચાર્યજીને ઊભા કરીને સવિતાને પાણી પિવરાવી શકું.

સવિતાનું 'બાપુજી–ગાન' તાર–સપ્તક સુધી પહોંચ્યું. ભાનુએ પણ તેમાં સૂર પુરાવતાં તેમના અવાજનો તાર નવે ઘેર પહોંચ્યો અને આચાર્યજીએ સામે હાકલ દીધીઃ 'બચ્ચા, આવ્યો હાં કે ! '

સામસામા બન્ને ઘરની વચ્ચે કલાક સુધી પડછંદા પડતા રહ્યાઃ 'બાપુજી ? ' 'આવ્યો ! ' પહાડ પણ બોલ્યા શબ્દનો જ પડઘો પાડે છે એને બદલે અહીં તો 'બાપુજી' નો પડઘો 'આવ્યો' પડતો રહે છે. વિજ્ઞાનનો નિયમ તો ઘેર ગયો પણ આચાર્યજી વ્યાકરણનો નિયમ પણ કાં તોડે ? 'આવ્યો' વીસ વખત કહેવા છતાં હજી આવ્યા નથી તો 'આવીશ' કહેતા હોય તો ?

અધીં રેકર્ડ ચાવી ઊતરી જતાં રેકર્ડ જેમ...'આં આં અ અ અ' કરતી બંધ થાય છે તેમ કલાકે ભાનુ–સવિતાનો અવાજ ઊંઘનું વજન વધતાં 'બા...પુ...જી' કહેતો ગળામાં ઊતરી ગયો ને તેઓ ઊંઘ નીચે દબાઈ ગયાં.

રોજ રાત્રે ભાનુ–સવિતાની ચાવી ચડે ઊતરે છે અને બાપુજીનાં 'આવ્યો–હોંકારા' મળતા રહે છે–રોજ રાત્રે ઊગતા તારાની નિયમિતતાની જેમ.

'આજે તો ગણેશચોથ! કનુભાઈ, આપણે લાડુ કરશું ને?' અમારા ઘરની રસોઈ મેં ને ભાનુ–સવિતાએ ઊપાડી લીધી છે એટલે ભાનુ–સવિતાએ સવારમાં જાગતાંવેંત પથારીમાં પડ્યાં પડ્યાં પૂછ્યું. મારા મોઢામાંથી 'હો...વે' નો જવાબ સાંભળતાં ઠેકડો મારતાં બન્ને ઊઠ્યાં ને રસોડામાં પહોંચ્યાં. લાગ્યાં તૈયારી કરવા.

'અરે, પણ દાતણ કરશો કે નહિ? એ વિના ગણેશદાદાના લાડુ ખાવાથી એ કોપે ને લાડવા બળીને ભસ્મ થઈ જાય.'

દાતણ કરતાં ભાનુ–સવિતા પૂછે: 'હેં કનુભાઇ, કેટલા લાડુ કરશું?'

મેં કહ્યું: 'કાંઈ ગણીને કરાય છે? આપણે સૌ ખાઇ લઈએ પછી થોડાક સાંજ માટે વધે એટલા.'

'ત્યારે અમારાથી કેટલા લાડુ ખવાય?'

'એ તો તમને ખબર પડે કે મને? ધરાઓ એટલા.'

'કહે છે ને કે પરણ્યા પહેલાં એકથી વધારે લાડુ ખાય એની મા મરી જાય.'

ભાનુ–સવિતાની મા મરી ગયાં છે. હવે ડર શો છે? પણ આ કહેનાર કોણ નીકળ્યું?

'ના રે ના, પરણ્યા પછી જ લાડવાની ભૂખ મરી જાય અને એકથી વધારે લાડુ ન ખવાય એવો મારો અનુભવ છે. આવું તમને કહ્યું કોણે?'

'માસીબાએ જ તો !'

એથી જ માસીબા મા તો શું બાપ, ભાઈ, બેન બધાં ગુમાવી બેઠાં લાગે છે. એ વિચાર છોડી મેં ભાનુ સવિતાને કહ્યુંઃ 'તો તો હવે એ નિયમ અનુસાર તમે એકથી વધારે લાડુ ખાઓ તો યે નુકસાન નથી.'

લાડુ તૈયાર થયા. 'હું બે ખાઇશ' 'હું ચાર ખાઇશ' 'હું આખી થાળી ભરીને ખાઇશ' 'તો હું આકાશ જેટલા ભરીને લાડુ ખાઇશ' બોલતાં ભાનુ–સવિતા એકદમ અટકી ગયાં. એક બાજુ શાળાએથી આચાર્યજી આવી પહોંચ્યા છે ને બીજી બાજુ અમૃતબેન આવી ઊભાં છે. ઘડીક લાડુ સામે ને ઘડીક આચાર્યજી સામે આંખો તાણતાં અમૃતબેન બરાડી ઊઠયાંઃ 'તમે તો મારી આબરૂ પર પાણી ફેરવો તેવા છો. આવા તહેવારને દિવસે હું કાંઇ ન રાંધત કે તમે જુદું રાંધી નાખ્યું ?'

બાર વાગ્યે રસોઈ થઇ ગઈ ત્યારે દર્શન દેનારાં અમૃતબેન અમારે માટે ય રાંધવાનાં હતાં એ કહ્યા વગર જાણવાની કળા ક્યાંથી મેળવવી ? આ પહેલાંના બે તહેવાર વખતે અમે હાથે જ ભોજન રાંધેલું ત્યારે તો એમની આબરૂ અકબંધ રહેલી ને આ વખતે જ કયો બંધ તૂટીને પાણી ફરવા આવી પહોંચ્યું ?

આચાર્યજી કહેઃ 'તમને આટલાં બધાં માટે નાહકની શી તકલીફ આપવી, એમ વિચારીને...'

'હવે વિચાર્યાં...આ કનુભાઈ આપણે વિષે કેવું ધારે...' કહેતાં લાડુલાડુ જેવડા ડોળા ડબકાવતાં મારી સામે ફર્યાં. મોઢું ફાટયું રહ્યું છે. મને ખાશે કે પાસે પડેલા લાડુને ?

ચાર કલાક લડાઇ ચાલી. ભાનુ–સવિતા ઘડીક મારી સામે તો ઘડીક લાડુ સામે જોઈ રહ્યાં છે. મારી ને લાડુની સ્થિતિ સરખી જ છે. લાડુ પણ ઠરી રહ્યા છે અને હું યે આ બધું જોઇને ઠરી રહ્યો છું. ભાનુ–સવિતા તો એક લાડુમાંથી યે ગયાં.

ચાર વાગે કાંઇક સમાધાન થયું. આચાર્યજીએ આગ્રહ કર્યો: 'તમે ય ત્યારે અમૃતકુંવર! બાળકો સાથે અહીં જ જમો ને? સૌને સાથે જમવામાં આનંદ પડશે.'

કેવો આનંદ પડશે એ તો ભાનુ–સવિતાના મોઢા પર જ દેખાઇ આવે છે. પણ અમૃતબેને કહ્યું: 'મેં ને બાળકોએ તો ખાઈ લીધું છે.'

મેં પૂછ્યું: ક્યારે?'

'અહીં આવી તે પહેલાં. બાળકો અહીં આવેલાં ને જોઈ ગયેલાં તેથી મેં અમારા જેટલું જ રાંધેલું ને વહેલું ખાઈ લીધું.'

તો પછી અમે ય ખાઈ લઇએ તે પછી આવતાં કયું મુહૂર્ત ખડી જતું હતું?

રોજ ભાનુ–સવિતા ને હું દૂર દૂર ફરવા જઇએ છીએ. એક દિવસ ભાનુ પૂછેઃ 'હેં કનુભાઇ, આપણા કરતાં ઇન્ગ્લેન્ડ–અમેરિકા દેશ સારા, નહિ?'

મેં પૂછ્યું: 'કેમ?'

'કહે છે કે ત્યાં લોકો એક જ વાર પરણે.'

આ દોઢ વેંતના ભાનુને વળી અત્યારથી પરણવાનો પ્રશ્ન ક્યાં સૂઝ્યો?

મેં કહ્યું: 'એક વાર નહિ, ત્યાં તો છૂટાછેડા કરીને દસ વાર પરણે.'

'ત્યારે તો એ દેશ ખરાબ. જર્મની, ઇટાલી, રશિયા વગેરે દેશોમાં કેમ થાય?'

મેં કહ્યું: 'એમ જ.'

'ત્યારે એકે ય વાર પરણતા જ ન હોય એવો કોઈ દેશ ખરો?'

'તો તો પછી એ દેશ ઉજ્જડ જ હોય ને?'

ભાનુને હજી સંતોષ નથી થતો. રાત્રે ઊંઘમાં બબડે છે: 'આખી

દુનિયા ભલે પરણે, મારે તો પરણવું જ નથી ને! પરણવાથી જ ઝગડા ઝગડા...' કહેતો ઊંઘમાં મારી સામે મુક્કો ઉગામે છે.

હું હસતો હસતો કહું છું: 'હજી મેં એ ગુનો નથી કર્યો, ભાનુ! રખે મને લગાવતો. સૂઈ જા જોઉં!'

અમૃતબેન અમારે ત્યાં બેસવા આવ્યાં છે. આચાર્યજી અને અમૃતબેન વાતો કરી રહ્યાં છે. અમૃતબેનનાં બાળકો આસપાસ ધમાચકડી મચાવી રહ્યાં છે. છોકરો ઘડીક ચોપડીનો ઘોડો કરે છે તો બીજી ક્ષણે ચોપડી માથે પેસાબ કરી બેસે છે. આચાર્યજી 'બચ્ચા બચ્ચા' કહેતા ચોપડી લેવા જાય છે, પણ 'એં...એં'ના અવાજ સામે 'બચ્ચા' અવાજ ડૂબી જાય છે. અને નાની છોડી? એ તે છોડી છે કે ઉંદરડી? ખુરશી પરથી ઉઘાડા ટેબલનાં ખાનાં પર પગ માંડયો અને હવે ત્યાંથી અલમારી પકડવા જાય છે.

આચાર્યજી કહે: 'બચ્ચા, નીચે ઊતર નીચે, કયાંક પડી જવાશે તો લાગી જશે.'

આચાર્યજી વાકય પૂરું કરે તે પહેલાં તો અમૃતબેને આચાર્યજી સામે ચશ્માંમાંથી ડોળા ડબકાવતાં નાક પર આંગળી માંડી. આંગળી એમ ને એમ રાખી બોલ્યાં: 'એવો ડર દેખાડવાથી બાળકો બીકણ બની જાય એ તમે આચાર્ય થયા તો ય ન સમજી શકયા?'

'અરે અમૃતકુંવર, આ તો બાળકને ન લાગે એટલા...'

અમૃતબેનનો છણકો અને વાતચીત બંધ.

સોટી પછાડી શાળામાં અમને ય ચૂપ કરી દેતા આચાર્યજીને આજે ચૂપ થતા જોઈને મને થયું: 'સો દા'ડા સાસુના તો એક દા'ડો વહુનો' પણ આવતો લાગે છે.

એક દિવસે શાક લઈને પાછો વળું છું ત્યાં તો અમૃતબેન ભાનુ-સવિતાને ધોકાથી ધમારી રહ્યાં છે. 'અરે અરે અમૃતબેન,

કપડાં ધોવાં જ હોય તો ઉતારીને ધોવાં હતાં ને? આ ગોરખ-પદ્ધતિ વળી ક્યાં અજમાવી?' કહેતાં મેં ભાનુ–સવિતાને ખેંચી લીધાં. કપડાં નિચોવવાનું બાકી છે એટલે જ કપડાં નિચોવતાં પાણી પડે એટલાં આંસુ ભાનુ–સવિતાની આંખમાંથી દડી રહ્યાં હશે?

આચાર્યજી પણ બરાબર એ જ વખતે આવી પહોંચ્યા.

'અરે અમૃતબેન, શાંત થાઓ, શાંત થાઓ. વળી શી તકલીફ ઊભી થઈ?'

અમૃતબેન બરાડ્યાં: 'આ તમારાં છોકરાં મારાં છોકરાંને કહે છે કે આ ઘર અમારું છે. તેમાં રમવા આવશો તો મારશું.'

ભાનુ–સવિતા મારા પડખામાં છુપાઈને કહે: 'પણ તમે જ બે ઘર વચ્ચે આ પાળ ખોદાવતાં નહોતું કહ્યું કે 'આ બાજુની હદ તમારી ને પેલી બાજુની હદ અમારી. અમે તમારી હદમાં નહિ આવીએ અને તમે અમારી હદમાં ન આવતાં!'

અમૃતબેન કહે: 'જુઓ, તમારાં બાળકો તમારી હાજરીમાં ય કેવું બોલે છે? પાછળ કેટલી તકલીફ ઊભી કરતાં હશે તે તમને પુરુષોને શી ખબર પડે?'

'હશે, હશે, બિચારાં બાળકો છે ને? ભાનુ–સવિતા, આપણે એવા શબ્દો યાદ ન કરીએ હો?'

હા જ તો, યાદ કરવા જેવું ક્યાં છે? ઘડીક પહેલાં જ અમૃત-કુંવરે 'પડો ને તમે તો કૂવામાં!' એ શબ્દો કહેલા તે તો યાદ કરતાં નથી ને મારા–તારાના ભેદભાવ ક્યાં યાદ કરવા બેઠા?

મેડી પર પહોંચી બાળકોને પંપાળતાં આચાર્યજી કહે: 'તમે એ બાળકોથી મોટાં છો. તમારે તો એમને હસાવવાં–બોલાવવાં જોઈએ ને?'

આ અમૃતબેન ભાનુ સવિતાથી પાંચ ગણાં મોટાં છે તેઓ જેમ

ભાનુ–સવિતાને હસાવે–રમાડે કે તેમ? પણ ભાનુ–સવિતા આવું ક્યાં પૂછે છે? રડતાં નવરાં થાય તો કે?

મોટો ભાઈ નટવર આજે બહાર ગામથી આવી પહોંચ્યો છે. ઠીક ઠીક ગજું કરી ગયો છે. ઓળખાતો યે નથી. એના બાપુજીને મળ્યો, એચાર મિનિટ જ. બપોરનો ભાનુ–સવિતાને પડખામાં લઈને બેઠો છે. રાતના બાર સુધી વાતો ચાલી. મેં ઊંઘમાં આંખ મીંચી ત્યારે એ કાંઈક ભાનુ–સવિતાને કહેતો હતોઃ 'એમ? કાલે વાત ત્યારે!'

સવાર પડતાં એ પાસેના નવા ઘરના ફળિયામાં પહોંચ્યો અને અમૃત-બેનનાં બાળકોએ 'અમારી હદમાં કેમ આવ્યા?' એમ કહ્યું ન કહ્યું ત્યાં તો ધડધડ ધોકાની જેમ તમાચા લગાવી દીધા. 'એં...એં...' બરાડા પાડતાં બાળકો અમૃતબેન પાસે પહોંચ્યાં ને અમૃતબેન બહાર નીકળ્યાં ત્યાં તો લાઠી ઘુમાવતો હોય તેમ નટવર બોલ્યો: 'મારાં ભાઈ-બેનનું આ બાર માસ બહાર ગયો ત્યાં લોહી ચૂસી લીધું. આ બાજુ પધારો. શરીરમાં ઠીક ઠીક લોહી એકઠું કર્યું છે તેનો ભાર હળવો કરું—!' કહેતાં નટવરે પાંચ–છ ડગલાં માંડયાં–ન માંડયાં ત્યાં તો રોમેલના રણ-ધસારાની સામે ઇજિપ્તમાં ભરાઇ જતા બ્રિટિશ સૈન્યની જેમ અમૃત-બેને ઘરનાં બારણાં પાછળ આશરો લીધો.

બૂમાબૂમ સાંભળતાં આચાર્યજી દોડયા આવ્યા. નટવરને શાંત પાડતાં કહે: 'અરે બેટા નટવર, આ શું કરી રહ્યો છે? તારાં માતા-જીને મારવાનો દોષ તારા જેવા ડાહ્યા ને સમજુથી વહોરાય કે?'

એમનો હાથ હડસેલતાં નટવરે કહ્યું: 'આઘા ખસો, બાપુજી. એક માતુશ્રીને જ મારવાના દોષને બદલે પિતાજીને ય મારવાનો બીજો દોષ ક્યાંક મારા પર આવી પડશે.'

મને થયું: આવડી ઉંમરના બાળક પર બબ્બે દોષ ચડશે તો એ ક્યારે છૂટશે? એનો હાથ ઝાલી પાછો વાળતાં કહ્યું: 'મને

મારતાં એકે ય દોષ નહિ લાગે, નટવર. ઘરમાં ચાલ. આસપાસ લોકો એકઠાં થયાં છે ને જોઈ રહ્યાં છે. નકામું પ્રદર્શન...'

'તમે હટી જાઓ, કનુભાઈ! આજે તો એ બધાં પાસે મારી મા કેવી છે તેનું મારે પ્રદર્શન ભરવું છે.'

'પણ ભેગું આપણું સૌનું યે પ્રદર્શન ભરાઇ જાય છે તેનું શું? આજકાલ તો લોકો પ્રદર્શનમાંથી આખા વરસની કમાણી કરી લે છે. હવેથી આપણે ફી–વર્ગ વગેરે નક્કી કરીને પ્રદર્શન ભરશું. નાહક મફતમાં ક્યાં બતાવી દેવું?'

નટવર પાછો વળ્યો તો ખરો. ધડાધડ મેડી પર ગયો ન ગયો. ત્યાં તો 'ખન્ ખન્ ખનનન્' અવાજ આવ્યો. શાનો અવાજ? દોડીને જોઉં છું તો લાઠીથી તોડી નાખેલા અરીસા સામે ધૂંવાંપૂવાં સૂરતે નટવર બોલી રહ્યો છે: 'આ અરીસો ય તે...'

'આપણા જ મુખનું પ્રતિબિંબ પડે છે, ભાઈ!' મેં કહ્યું: 'નકામા કુંભારને વાંકે ગધેડાના કાન શા આમળવા?'

આંખમાં આંસુ સાથે એ પલંગમાં પડ્યો.

આચાર્યજી અમૃતબેનને સમજાવી રહ્યા હતા: 'હશે, એ તો છોકરું છે, અમૃતકુંવર. તમે તો મોટાં છો. ઉદાર થાઓ. તેને ક્ષમા આપો.'

નટવરનો ક્રોધ હજી ઓસર્યો નથી. અમૃતબેન ઘરબહાર નીકળી નથી શકતાં એ તો ખેર, પણ અમારે એમને રસોઇ કરીને મોકલાવવી પડે છે એ પણ નટવર ક્યાં જુએ છે? ગણેશચોથના લાડવાનું વ્યાજ સાથે વળતર વળી રહ્યું છે તેથી હું નટવરને સમજાવી રહ્યો છું: 'ભાઈ નટવર! આવી ધમાલ કરીએ તો નકામી આપણા જ ઘરની આબરૂ જાય ને? ગમે તેમ તો યે એ તારાં માસી.'

'હા, માસી ખરી, પણ પૂતના!' મારી સમજાવટનો જવાબ આપતાં એ ડુંગળી ડુંગળી જેવડા ડોળા કાઢતો બોલ્યો.

આચાર્યજીને સમજાવી જોયા; માસી પૂતનાની દશા કૃષ્ણે કરી હતી તેવી ક્યાંક નટવર કરી બેસે તે પહેલાં બન્નેને જુદાં પાડવામાં જ સાર છે. અમૃતબેન તો આથી વિશેષ જુદાં થઈ ને કયાં રહેવા જાય? પણ નટવર—ભાનુ—સવિતાને તેમને મોસાળ મોકલી શકાય તેમ છે. નક્કી પણ થયું.

નટવર—ભાનુ સવિતાને સ્ટેશને વળાવવા આવ્યો છું. ભાનુ—સવિતા કહે છે કે ' હવે ઘરે ઝાઝો વખત ન રહેતા, કનુભાઇ ! '

' કેમ, પાછળથી તારા ઘરમાંથી હું કાંઇક ઉપાડી જઇશ એવો ડર લાગ્યો કે ? '

' ના રે ના, કયાંક માસી તમનેય મારી બેસે...'

' હું કયાં એમનો ભાણેજ થાઉં છું, ભાનુ ! એવી ચિંતા ન રાખીશ. '

આચાર્યજી રોજ રાતના બાર સુધી રડે છે. નિઃશ્વાસ અને આંસુ વચ્ચે હોડ જામી છે. મારા પિતા જેટલી ઉંમરવાળા આચાર્યજીને મારે છાના પણ કેમ રાખવા ? આંસુ લૂછવા હાથ લંબાવાતો નથી કે આશ્વાસન આપવા જીભ પણ ઉપડતી નથી. બીજી બાજુ જીવ પણ બળ્યા કરે છે. ટિટોડી જેવી જ મારી દશા થઇ છે તો— 'આઘી જાઉં તો બૂડી મરું અને પાસે રહું તો તરસી મરું ! '

અહીંથી નીકળવું પણ કેવી રીતે ? નરસૈયાનો કેદારો ગે સાંભળીને ભગવાન ગરુડે ચડીને સહાયે આવતા, પણ હું કેદારો ગાવા લાગું તો કદાચ પેલો કુંભાર લાકડી લઇને દોડયો આવે તેની બીક રહે છે.

પણ ગાંધીજીએ દુઃખીની અરજ સાંભળી ખરી. બસ Do or Die નો મંત્ર આપી દીધો છે. થોડા વખતમાં લડાઈ પણ શરૂ થશે. ગયે વખતે લડાઈમાં ચાર વર્ષ ગાળ્યાં છે તો આ વખતે ગયા

વિના ચાલશે? પાટીદાર કહેવાયા જ છીએ તો પોતિયું ઢસડાવા દીધા વગર છૂટકો છે?

પ્રાંતના કાર્યકરો વઢવાણ મુકામે મળે છે, તેમાં પહોંચવું જ પડશે. તૈયારી કરીને આચાર્યજી પાસે રજા માગી.

આચાર્યજીએ કહ્યું: 'બસ, જવું જ છે? થોડાક દિવસ રોકાઈ ગયો હોત તો? આ વેરાન ઘરમાં હું એકલો.........'

'પાછો પરિષદમાં ન પહોંચી શકું, નહિ તો જરૂર રોકાત.' કહીને કદી નહિ કહી શકેલો તેવાં પીઢ વચનો બોલી ગયો: 'શરીર જાળવજો, આચાર્યજી!'

'હવે જાળવીને ય શું?' જરા અચકાઇને તે બોલ્યા. 'શું કહું કનુભાઈ, કેટલાંક જીવન પેલી ખંડિત મૂર્તિઓ જેવાં હોય છે. ગમે તે કારણે એક વાર મૂર્તિ ખંડિત થયા પછી પ્લાસ્ટરનાં નાક લગાડીને ગમે તેટલી શોભાવવા પ્રયત્ન કરો તો ઊલટી બેડોળ જ બનતી જાય. મારા ય જીવનનું કાંઇક એવું થયું છે.' કહેતાં આચાર્યજીએ નિઃશ્વાસ નાખ્યો.

'નકામા તમે નિરાશ થઇ ગયા છો, આચાર્યજી. એનો શું કોઈ જ ઉપાય.........'

'હા, એક જ ઉપાય અને તે મૂર્તિને જળમાં પધરાવીને પૃથ્વીથી તિરોહિત કરી દેવાનો.........'

આટલું કહી આચાર્યજીએ નીચે જોઈ મને આશીર્વાદ આપ્યા.

હું સ્ટેશને પહોંચ્યો. ગાડીના ધધડાટમાં યે વિચાર આવ્યા કરે છે: કૂવા–તળાવને આરે કેટલાં યે માનવ–શબો મળી આવે છે તે આવી ખંડિત મૂર્તિઓ જ હશે કે શું?

૧૩

## લગને લગને કુંવારા લાલ

'સીધો છાવણી તરફ જ મારી મૂકું ને?' ગાડીવાળો પુછી રહ્યો છે. 'હા' નો ટૂંકો જવાબ આપી વિચારે ચડ્યો : હજી લડત શરૂ થઈ નથી તે પહેલાં, માત્ર વિચારણા અર્થે મળીએ છીએ ત્યાં વળી છાવણી કેવી? પણ હા, પચીસ વર્ષ સુધી ન લડવા છતાં મિલિટરીની છાવણીઓ પડી જ હોય છે ને?

વઢવાણવાળા લખુભાઈએ સંમેલન માટે બધી વ્યવસ્થા કરી રાખી છે. ગામ વચ્ચેનું મોટું મકાન ભાડે લઈ લીધું છે. આલીશાન મકાન! ક્યાં અમારી ૧૯૩૦-૩૪ની સ્મશાનને કે કૂવાને કાંઠે ડફેરના ડેરાની જેમ આથડતી છાવણી અને ક્યાં આ વખતની આલીશાન છાવણી. નાના ઓરડા, એથી મોટા ઓરડા, એથી યે મોટા ઓરડા. ક્યાંક ભૂલભૂલામણીમાં ગાયેબ ન થઈ જાઉં!

'આવી પહોંચ્યા કે?' કહેતો મનહર ઉંદરડાની પેઠે ચારે બાજુ દોડા કરી રહ્યો છે. હાથમાં ખાવાનું આવતાં ઘડીક ઊંચો થઈને ઉંદરડો કરકોલવા થોભે તેમ ઊભો રહેતો કહે : 'હજી પ્રાણભાઈ આવ્યા નથી. રમેશનો પત્તો નથી. વિનુભાઈ આવશે કે કેમ એ શંકા છે. પેલા ધીરુ-પ્રાણસુખના તો કશા કાગળ જ નથી. હિંમત આવ્યો છે, પણ કોઈને મળવા ગયો છે. ગુણવંતે આવીને રસોડાની વ્યવસ્થા સંભાળી લીધી છે. આજે બપોરે રમણભાઈ આવે છે તેમને તેડવા જવાની વ્યવસ્થા......' કહેતાં એ થંભ્યો.

'શી કરવાની રહે છે? સ્ટેશન તો પાસે જ છે.' કહી મેં વાક્ય પૂરું કર્યું.

'એ એકલા લંકાથી આવતા હોય તો યે વ્યવસ્થાની શી જરૂર પડે? પણ સાથે બેત્રણ બહેનો હોય......'

સૂર્યની આસપાસ ગ્રહમંડળ હોવાનું સૂર્યના જ અજવાળામાં હું ભૂલી ગયો.

કાર્યકરો આખા અગિયાર આવ્યા છે, પણ કામનો ક્યાં પહોંચી શકાય તેમ છે? યજમાન લખુભાઇ એક પછી એક મજૂરો લાવતા જાય છે, પણ મોઢામાં ગયેલ કોળિયાની જેમ મજૂરો એકાદ ઓરડામાં ઘૂસ્યા પછી પાછા દેખાતા નથી. ભૂતિયું ઘર ગડપ તો કરી જતું નથી ને—એ વિચારે આંટો મારું છું ત્યાં તો—

'આ જરા બૅગ ગોઠવી દે તો—'

'આ કપડાંની ગડી બરાબર વાળી દે, જાણે ઇસ્ત્રીબંધ, હાં કે?'

'આ ચાર ઓસડિયાનું ચૂર્ણ માખણ જેવું ખાંડી દે હમણાં ને હમણાં. મધ સાથે ચાટણ લેવાનું છે.'

'દોડાદોડ ગામમાંથી ગરમાગરમ એક શેર ભજિયાં લાવી દે જોઉં?'

'અહીં આવીને ઇંગ્લિશ-કટના બાલ બરાબર કાપી દે એવો હજામ મળશે ખરો?'

ઓરડે-ઓરડામાંથી આવા અવાજ આવી રહ્યા છે. આ તે છાવણી છે કે ધર્મશાળા? અમારી છાવણીમાં તો 'ખભે કોથળો ને દેશ મોકળો'ની જેમ ખભે થેલી ને હાથમાં લાઠી હતાં. થેલીમાં બે જોડ લેંઘા-બાંડિયાં, એકાદ-બે ચોપડી ને બસ વાહ વાહ! આ તો ઓરડે-ઓરડો ગોલ્ડ-ફ્લેક અને દયાલબાગની અંગોથી શોભી રહ્યો છે. ઓરડામાંથી ભાતભાતનાં તેલની સુવાસ આવી રહી છે. અને ગયે વખતે ચડ્ડી-બાંડિયું કે ટૂંકાં ધોતી-ઝભ્ભો પહેરનારા પર વર્ષોના

વિકાસ પ્રમાણે અંગૂઠા-ઢક ધોતિયાં અને આંગળાં-ઢક ઝભ્ભા આવી ગયા છે. લાંબા કોટ અને ચશ્માંમાંથી એવી નજર ફેંકી રહ્યા છે, જાણે લગાવી બેસશે કે શું ?

' નાક કાપીને અપશુકન કરાવવાં 'ને ન્યાયે મારા જેવા સાધુ-રામે આ સૌંદર્યાચાર્યોની સભાને ન લજવવી જોઇએ. ગામમાં એક સંબંધી કાકા છે ત્યાં જ ધામો નાખવા દે.

ગયો. કાકા ઘણા રાજી થયા. કહે : ' અચાનક ? '

' અરે કાકા, અચાનક વળી કેમ ? મેઘ ગર્જે અને દેડકાં ડ્રૂંઉ ડ્રૂંઉ કરતાં નીકળી જ પડે ને ? લડતની ગર્જનાઓ નથી સાંભળતા કે ?'

' હા, હા, સાચું. સૌ સૌનો ધર્મ છે ને ?'

હા, જેવો એમનો વૈષ્ણવ ધર્મ, એવો અમારો લડવાનો ધર્મ.

જમવાનું બે વખતનું વેર ગમે ત્યારે પતાવી શકાશે. સૂવા-બેસવાનું બહારની ઓરડીમાં ગોઠવાયું. ગમે ત્યારે બાવો આવે જાય, વાંધો જ નહિ.

રમણભાઇ આવી ગયા છે. સાથે ચાર બેનો છે. મને કહે : ' કનુ, અમારે જરા શાંતિથી વાતો કરવી છે......'

મેં કહ્યું: ' તો હું બહાર જાઉં. '

' ના, ના, એમ નહિ. અહીં તો ધમાલ ધમાલ...'

' એથી તો હું યે એક સંબંધીની ઓરડીએ......'

' એ જ હું કહું છું. એ ઓરડીએ બે ઘડી અમે વાતો કરવા આવીએ તો ? '

કૂલણુજીએ પહેલેથી જ સ્વીકારી લીધું છે તો હવે ના કેમ પડાશે ?

' હા ચાલો ને ? આપણું જ ઘર છે. ' હવે ફસાયા પછી વિવેકમાં લોભ શો કરવો ?

ઓરડીએ આવ્યા. રમણભા એક બેન સાથે વાતો કરે છે. ત્રણ બેનો બારણે બેઠાં છે. અહીં પણ ધમાલ ઓછી છે ? આડાં બેસીને બેનો જે ધમાલ અટકાવી શકયાં તે.

થાકીને સાંજે છાવણીએથી પાછો ફર્યો. રમણભાઈ હજી થાકયા નથી. એમની ઘડીનો કાળ બ્રહ્માની ઘડી સાથે રહે છે કે શું ?

'અત્યારે હવે મોડા મોડા છાવણીએ કયાં જવું ? અહીં જ પડયા રહીએ. ઓરડી તો ઘણી સારી છે, નહિ કનુ ?'

'હા જ તો–' એવો જવાબ છેલ્લા વાકયનો આપવો પડયો. રાત્રે પણ વાતો ચાલુ જ રહી.

બીજે બપોરે બહારથી ઘેર પાછો ફરું છું ત્યાં તો—

'હાય, હાય, બાઈ! આવડી સાંઢડા જેવડી છોકરી ભાઈ માણસ માથે ઝણુંબી ઝણુંબીને વાત કરે. આપણે તો દેખીને યે લજવાઈ મરીએ—' રસોડામાં કાકી બોલી રહ્યાં છે. જોડાની વાધરી છોડતાં વાર લગાડવા દે. મને દેખતાં આવી રસિક વાત અટકી જશે કયાંક.

'સુધરેલામાં તો ભાઈ–બાઈનો કાંઈ ભેદ જ કયાં રહ્યા છે, બાઈ ?' કામવાળી બોલી રહી છે. એનું યે આધુનિક જ્ઞાન ઓછું છે ?

'ભાઈ–બાઈનો ભેદ નો રિયા હોય તો પછી ભાઇ માણસ પહેરી લે નહિ ઘાઘરી–પોલકાં ! સુધરેલાં હોય ને ચડી–ફ્રાક પહેરવાં હોય તો યે કોણ ના પાડે છે ?' ઘરડાં માજીએ ભાંગનો ચપટો મોઢામાં ભરતાં કહ્યું. માજી પણ નવા જમાના સાથે દોડી શકે તેમ લાગે છે.

પણ સુધરેલા માથે થયેલું આ આક્રમણ અટકાવવું જ પડશે. ખોંખારો ખાઈ મેં રસોડામાં પ્રવેશ કર્યો. જમતાં જમતાં જોઇ લીધું. રમણભાઈ નીચેની ઓરડીમાંથી ઉપલે ઓરડે આવી પહોંચ્યા છે અને પલંગ માથે પડયા એકાદ બેન સાથે ચર્ચા કરી રહ્યા છે. નીચે કરતાં અહીં શાંતિ વિશેષ છે તેથી જ તો.

પણ રમણભાઇને હજી દાઢી-મૂછ ઊગે છે ત્યાં સુધી માજીના કહેવા પ્રમાણે તેમના ઓરડામાં ઘડી-ફરાક નહિ પહેરાવી શકાય એમ ધારી મેં જમી ઊઠયા પછી રમણભાઈને કહ્યું : 'આપણે નીચે જ વાતો કરીએ. આ જુનવાણી લોકો...'

'જુનવાણી લોકોના વિશેષ સંપર્કમાં આવવાવાથી જ તેઓના એ સંસ્કાર આપણે બદલી શકીશું.' રમણભાઇએ કહ્યું.

'શાંતિના કાળમાં એ વિષે યોજના વિચારી શકાશે, પણ હાલ ક્યાંક કાચું કપાશે તો પેલી ઓરડી યે જશે ને પછી રસ્તાની અશાંતિ વચ્ચે તમારાથી વાતો નહિ થાય.'

રમણભાઈ ઓરડીમાં આવી ગયા. તો હવે ઘરના લોકો નીચે આવ્યાં છે. ફરીફરીને ઓરડીમાં નજર ફેંકતાં જાય છે. જોવું જ હતું તો પછી ઘેર બેઠાં ગંગા આવેલી તેની નિંદા શા માટે કરી ?

'ચાલ કનુ, સભામાં આવવું છે ને ?' રમણભાઇએ કહ્યું. સભાના મુખ્ય વક્તા રમણભાઈ જ છે. આખો દિવસ તો ઘણો લાભ મળે છે. સભા-શ્રવણનો લાભ હવે ક્યાં સમાવવો ? પણ સભા-રાજાનો બોલ ક્યાં પાછો ઠેલવો ?

સાથે એક બેન છે. એની સાથે અધૂરી રહેલી વાતો રસ્તામાં જ પતાવવાની છે. વાત પતાવવાના ઘોમાં ઠેસ-ઠેબાં ખાતા રમણભાઇ ઘડીક મારી સાથે તો ઘડીક પેલાં બેન સાથે ભટકાઈ રહ્યા છે અને ખભા-કોણી લગાવી રહ્યા છે. બેન હસતાં જાય છે. એમને ટેવ હશે. મેં તો મહેતાજીની યે ટાપલી ખાધી નથી તો આ ઘૂસ્તા શે ખવાશે ? પાછળ ચાલવા દે.

પણ વનમાં યે આગ લાગી કે શું ? સાથે એક બેન છે તેથી લોકો આંખના ડોળા લગાવ્યા કરે છે. જાણે વઢવાણની બજારમાં કોઈ ભાઇ-બેન સાથે નીકળતાં જ ન હોય ને ? પણ મારો શો વાંક છે ? મારી સાથે એ બેન ક્યાં આવ્યાં છે ? આવાં વિકરાળ પ્રાણીઓના

વનમાં ક્યાં આવી પહોંચ્યો ? હજી અંતર પાડવા દે. સભાસ્થાન કોણ જાણે કેટલું ય દૂર હશે ?

એક આલીશાન મકાન પાસે રમણભાઈ અટક્યા. કહે : 'કનુ, જરા નીચે બેસજે. દસ મિનિટ મનોરમાબેન પાસે જઈ આવું. માંદાં છે બિચારાં.'

એ એકલા ઉપર ગયા, પેલાં બેન ગામમાં ગયાં. હું નીચે દરવાજે બેઠો. સાંકળે બાંધેલો કૂતરો 'હુ...હુ' કરતો ભસી રહ્યો છે. મેં તો તારા ઘરમાં ડગલું યે નથી દીધું ને મને ભસે છે શાનો ? ભસવું હોય તો ભસને અંદર ગયેલા ને ?

દસ મિનિટ, વીસ મિનિટ, ત્રીસ મિનિટ. મિનિટો પણ બહાની જ કે ? ના, ના, હવે રમણભાઈની મિનિટ કહું તો યે શું ખોટું છે ? પેલા માંદાં બેન વિશેષ માંદાં નહિ પડી ગયાં હોય ? તો પછી મને મદદમાં બોલાવતાં શું થાય છે ? એમાં શરમ શી ?

'ચાલ કનુ, પાછા જ ફરીએ. હવે સભાનો સમય વીતી ગયાં કલાક પણ થઇ ગયો. બિચારાં મનોરમા બેન કેટલાં માંદાં છે ? એમને છોડીને સભામાં જવાનું મન ન જ થયું.'

બાંડીભારનો ઉપદેશ દેવા કરતાં રતિભારની સાચી સેવા જ કામની એવું કાંઇક ગાંધીજીએ જ ક્યાં નથી કહ્યું.

પણ રમણભાઇનો આ છોકરીઓ સાથેનો સંપર્ક ક્યાં નવો છે ? અમે લડતમાં હતા ત્યારથી તેઓ છોકરીઓના કોયડા ઉકેલતા જ રહ્યા છે.

'કનુ, હવે તો ગજબ થાય છે,' છાવણીના દિવસોમાં હિંમતે આ વિષે ચર્ચા કરેલી.

'શાનો વળી ?' મેં પૂછયું.

'આ અરુણાબેન રમણભાઇના વાળ ઓળે છે એ બરાબર છે ?'

'પણ એમાં ખોટું યે શું છે? લીસાં લીસાં તો બિલાડાં પર પણ હાથ ફેરવવાનું મન નથી થતું? રમણભાઈના આવાં સુંદર વાળ પર બહેનોના હાથ ફરે નહિ તો શું વાઢેલ ખેતરમાં ઊભેલ ભાંઠા જેવા તારા માથા પર હાથ ફરે?'

'પણ અરુણાબેન અને રમણભાઈનાં લગ્ન થવાનાં હોય તો ઠીક. પર–માણસ પાસે આમ મર્યાદા......'

'એમ તો તું ને હું યે હજામ પાસે ક્યાં વાળ નથી ઓળાવતા? એનો અર્થ જો એમની સાથે પરણી બેસવું એવો થાય તો તો જગતમાં જટાધારી જોગંધરો જ વધી પડશે.'

'હજામ પાસે ગયા વગર જ સૈનિકોમાં ઓડિયાંધારી જોગંધરો વધતા જાય છે અને સભા–સરઘસને બદલે તેઓ પણ રમણભાઈની જેમ સૈનિકાઓની છાવણી પાસે આંટા મારવા લાગ્યા છે તેનું શું?' હિંમતે કહ્યું.

'રસ પડે ત્યાં સૌ જાય. પ્રભુ પણ રસરૂપ છે. **રસો વૈ સઃ** એમ શાસ્ત્રોમાં ક્યાં નથી કહ્યું, હિંમત!' મારે શાસ્ત્રનો આધાર લેવો પડ્યો.

'રમણભાઈ આપણાથી તો ભાગતા ફરે છે. હુતુતુ રમવાનું કહીએ તો કહેશે કે નકામો સમયનો દુર્વ્યય શો કરવો? પણ બહેનો સાથે તો ધીંગામસ્તી, સાતતાળી–દા અને મગમાટલી યે રમવા લાગે છે.'

'એમાં ખોટું યે શું છે? આપણે સૈનિકો તો રમીરમીને ટાંગા ભાંગતાં દવાનું બીલ પણ વધારીએ છીએ અને રમ્યા પછી ભૂખ્યા વરૂની જેમ ભાખરી–ગોળ પર તૂટી પડીને અનાજનું બીલ કેટલું વધારી મૂકીએ છીએ એનો ખ્યાલ પણ નથી કરતા. બહેનોને તો માત્ર દવાનું જ ખર્ચ છે. બદહજમી તથા અજીરણને કારણે એમને ખાવાનું ખર્ચ આવે છે જ ક્યાં? રમશે તો અજીરણ ટળશે અને દવાનું ખર્ચ ઘટશે. આમાં રમણભાઇ ખોટું શું કરે છે?'

'સૈનિકાઓમાં કોઇ સ્ત્રી–સરદાર જ આ કરે તો ઠીક નથી લાગતું ?'

'એવી કોઈ સ્ત્રી ન નીકળે તો કોઇ પુરુષે પહેલ ન કરવી એ કયાંનો ન્યાય.'

'બધા રમણભાઈ વિષે વાતો કર્યા કરે છે તેનું શું ?'

'એ તો લોકોના સ્વભાવ છે કે મોટો માણસ મૂંડો કરાવે તો અબીલગુલાલ અને કંકુથી પૂજા કરવી અને નાનો માણસ ટકો કરાવે તો આવતાં–જતાં ટકોરા મારતા જવા. લોકોની જીભે કાંઈ રમણભાઇથી નચાશે ?'

'બહેનો સાથે નાચવામાંથી નવરા થાય તો ને ?' કહેતો હિંમત ચાલતો થયો.

હિંમત પણ રમણભાઇની પાછળ જ લાગ્યો છે: એક દિવસ રમણભાઇને પૂછે: 'અરુણાબેન સાથે શું લગ્ન કરવાના છો ?'

'કેમ ?'

'આટલો બધો વખત એમની સાથે એકાંતમાં ફરો છો તેથી.'

'એ તો મારાં બેન થાય. એમની સાથે ફરવામાં શો વાંધો ? એવાં તો દશ બેનો સાથે હું ફરું છું. આવું ધારવા બેસીશ તો આરો કયાં આવશે ?'

ત્યાં તો હિંમત ચૂપ થયો, પણ મારી પાસે આવીને કહે: 'રમણભાઇ અને અરુણાબેન ભાઇબેન શાનાં ? એમના બન્નેના પિતાનાં નામ તો જુદાં છે !'

આજનો દિવસ હોત તો એને કહેત કે ચર્ચીલ–રૂઝવેલ્ટ જો સાતમી પેઢીએ સગા નીકળી પડે તો આમાં શું ખોટું છે ? પણ તે દિવસે તો મેં કહેલું: 'કુટુંબનો આંબો નથી એટલે શું કહું હિંમત ? શોધમાં જો વાંદરા આપણા વડવા નીકળ્યા છે તો અરુણાબેન રમણ-

ભાઈનાં બેન થાય એવું શોધવામાં બહુ તકલીફ ન પડે. બાકી એવું ઊંડું ઊતરવામાં માલ પણ નથી.

'કેમ ?' હિંમતે પૂછી નાખ્યું.

'ક્યાંક એવી શોધમાં હું તારો કાકા નીકળી પડું તો તારે મને 'કનુ' નહિ, પણ 'કનુ કાકા' કહીને બોલાવવો પડશે—એમ.'

લડત પૂરી થયા બાદ વર્ષે—છ માસે હિંમત અને હું અચૂક મળતા રહીએ છીએ. જ્યારે મળીએ ત્યારે હિંમત રમણભાઈની કાંઈક ને કાંઈક વાત કરે જ છે.

'અરુણાબેન રખડી પડ્યાં.' લડત પૂરી થવાને સમયે ચાર વર્ષ બાદ એક દિવસ હિંમતે મને કહ્યું.

'શામાંથી ?'

'રમણભાઈને પરણવામાંથી. માતપિતાની ના છતાં રમણભાઈ સાથે રહેવા માટે એ લડતમાં રહ્યાં, વારંવાર રમણભાઈની મુલાકાતો લીધી, બહાર નીકળ્યા પછી યે મસલતો ચલાવી, પણ રમણભાઈએ કહ્યું: આપણે બન્ને પરણીએ એવો એકબીજાના જીવનમાં મેળ જ નથી. ભાઈબેન કે મિત્રો તરીકે જ રહીએ એમાં શોભા છે.'

'રમણભાઈ તો એમ ચાર વર્ષથી કહેતા હતા. અરુણાબેનને વળી પરણવાનું ક્યાંથી સૂઝ્યું ?'

'રમણભાઈના વર્તનમાંથી જ તો. રમણભાઈ એમના ખોળામાં માથું મૂકી સૂઈ જતા, માથું ઓળાવતા, એમને હાથે નાસ્તો કરતા, ક્યારેક હાથમાં હાથ ભરાવી ફેરફૂદડી પણ ફરતા. આથી અરુણાબેને એમ માન્યું.'

'પણ આ રીતે તો દીકરો મા પાસે અને ભાઈ બેન પાસે વર્તે. આજની છોકરીઓની સામે જોવામાં યે અઢાર ખાંડીનું જોખમ છે.'

હિંમતે વળી વાત આગળ ચલાવી : 'ચાર ચાર વર્ષ આ રીતે પાછળ ફર્યા બાદ નિરાશ થતાં છેલ્લા કાગળમાં અરુણાબેને રમણુભાઈને લખ્યું : ' મારી માએ મને જન્મ આપીને ચિતા ખડકેલી. આજે તમે એમાં દિવાસળી ચાંપી છે.'

'બસ આનું નામ જ આજની યુવતીઓ. આમાં રમણુભાઈ તેમને પરણીને શું ફાયદો કાઢત! પરણુવા ના પાડી એટલે ઠેઠ ચિતાએ જઈ પહોંચ્યાં. આગ અને મૃત્યુ જાણે રોટલાશાક જેવી વાત. આવતીકાલે પરણી બેસશે પછી રમણુભાઈ ને યાદે ય નહિ કરે.'

અને એવું જ થયું છે ને? બીજે ઠેકાણે પરણેલાં અરુણાબેન આજે રમણુભાઈની સામે જુએ પણ છે? છતાં રમણુભાઈ તેમને બેન માને જ છે ને? ચંદન પોતાનો સુવાસ આપવાનો ગુણ છોડી શકે?

લગ્ન પત્યા બાદ અમે સૌ સૈનિકો ક્યાં ક્યાં અને શું શું કામ કરવું એ નક્કી કરતા હતા. આવા અવ્યવસ્થિત કાળમાં શું કામ કરી શકાય એની અમને સૂઝ પડતી ન હતી, પણ રમણુભાઈ પાસે તો કેટલી બધી યોજનાઓ હતી? યુવકોનાં સંગઠન કરવાં, તેમનામાં જાગૃતિ લાવવી તેમને ગામડાંનો અમુક અમુક જથ્થો પસંદ કરીને કામ કરવા બેસાડી દેવા. ત્રણ વર્ષમાં તો પ્રાંતની કાયાપલટ થઈ જાય.

બીજે વર્ષે હિંમત મને મળ્યો : 'આ રમણુભાઈ રાજકોટમાં બેઠા શું કરે છે?'

'કેમ? આપણી યોજના પ્રમાણે યુવકોનું સંગઠન કરવાનું જ તો.'

'પણ એમની આસપાસ યુવતીઓ વધારે દેખાય છે કેમ?'

'તો યુવકો કરતાં એમની માતાઓને કેળવવાનું પ્રથમ જરૂરી તેમને લાગ્યું હશે. આપણે પણ ક્યાં નથી ભણ્યા કે—

કહે નેપોલિયન દેશને, કરવા આબાદાન,
સરસ રીતે તો એ જ છે, દો માતાને જ્ઞાન.

'આપણે એવી કોઈ પ્રવૃત્તિ ઉપાડવી નહિ અને કોઈ ઉપાડે તો બસ એની ઇર્ષ્યાને કારણે નિંદા કરવી.'

'હમણાં વળી રમણભાઇ ગોંડળમાં જ શું બેસી પડયા છે?' એકાદ વર્ષ બાદ ભેગા થતાં હિંમતે મને પૂછ્યું.

મેં કહ્યું: 'એક વખત ભેગા થયેલા ત્યારે એમણે કહેલું કે બસ કામ કરવાની તદ્દન મોકળાશ હોય તો ગોંડળમાં. તેથી ત્યાં બેઠા હશે કદાચ.'

'પણ કહે છે કે તેઓ તો દામજીભાઇના ઘરમાંથી બહાર જ નથી નીકળતા.'

'દામજીભાઈનું તો નગરશેઠ કુટુંબ. એમને જો પલટી શકાય તો આખું ગામ પલટી શકાય. મારવો તો મીર મારવો. રેંજીપેંજીમાં ક્યારે આરો આવે? એવી ગણતરી હશે, કદાચ,'

'પણ એમના કુટુંબમાં બસ છોકરીઓ જ છે કે શું? દિવસ ને રાત ચંપા, શારદા ને રેખા સાથે જ પડયા રહે છે. ગામમાં એમના નામનો ધજાગરો ચડયો છે. જે ગામમાં એક દિવસ તે જતા અને વાહવાહ બોલાતી એ જ ગામમાં...'

'લોકનિંદાથી ડર્યે કેમ ચાલશે, હિંમત? લોકો આજે વખાણ કરે ને કાલે નિંદા કરે. આપણે સેવકોએ તો સમદૃષ્ટિ જ રાખવી સારી એમ રમણભાઈ કયાં નથી કહેતા?'

હિંમતને હું બન્ને ગોંડળમાં દામજીભાઈને ત્યાં આવ્યા છીએ. દામજીભાઈનું ઘર એટલે અતિથિઓનો ઉતારો. માજી પણ કેટલા ભાવથી સૌને સાચવે છે?

'ઊઠો ઊઠો, રમણભાઇ!' વહેલી સવારમાં હિંમતે બૂમ મારી. હું પણ જાગી ઊઠયો.

'ચાલો, અત્યારની જ ટ્રેન પકડીએ.' હિંમતે ખભે થેલો સરખો કરતાં કહ્યું.

'પણુ છે શું ?' સ્વસ્થતાથી પોતાની પથારીમાં બેસતાં રમણુભાઇએ પૂછ્યું; 'કાંઈ તાર ?'

'તાર નહિ, તમાચો.'

તમાચો શબ્દ સાંભળી હું યે ઊઠી પડ્યો. કોને તમાચો ?

'લોકો વાતો કરે એ ઠીક છે, પણુ અત્યારે વહેલી સવારે નહાવા જતાં દામજીભાઇએ મને બોલાવીને કહી દીધું કે: હવે તો ગામમાં રહેવું આકરું થઇ પડ્યું છે. તમે બધા મારે દીકરા જેવા છો. આવો, ખાઈ જાઓ તેથી હું ઘસાઈ ન જાઉં. એટલું તો એઠવાડમાં જાય છે. પણુ હવે ઘેર પડ્યા રહેવામાં ખમૈયા કરો. મારે ઘેર જુવાન દીકરીઓ છે. એને ન્યાતમાં વરાવવી–પરણાવવી છે. મેં કાંઈ તમારી પેઠે લેંઘોબાંડિયું નથી પહેર્યાં કે દીકરીને ગમે ત્યાં પરણાવવા જાઉં.' વાત પૂરી કરતાં હિંમતે કહ્યું: 'બોલો, હવે રોકાવું છે ?'

'દામજીભાઈ આવું કહે જ નહિ ને ?' રમણુભાઇએ કહ્યું.

'મારે સગે કાને સાંભળીને ચાલ્યો આવું છું. હજી કાનમાંથી રણુકારા યે નથી ગયા. પૂછવું હોય તો પૂછી જોજો દામજીભાઇને. મારે હવે આ ઘેર ઊતરવું અને માથું વઢાવવું બેય સરખું છે.' કહી એ સ્ટેશન તરફ ચાલતો થયો.

'માથું જ ફરી ગયું છે ને ?' રમણુભાઈએ કહ્યું: 'દામુભાઈ આવું બોલે ?'

સવારે રમણુભાઇએ જવાની રજા માગી. પણુ માજી કહે: 'બેટા રમણુ, તારું શરીર ઠીક નથી. આવે શરીરે ક્યાં જઇશ ? થોડા દિવસ હજી આરામની જરૂર છે. રોકાઈ જા ને ?'

સાંજ પછી સવાર, અને સવાર પછી સાંજ, માજી આગ્રહ કરી રહ્યાં છે. આવા આગ્રહ વચ્ચેથી કેમ નીકળાય ? દામુભાઇ સવાર–સાંજ જમીને નીચે મોઢે સીધા દુકાને ચાલ્યા જાય છે, પણુ

એ તો એમની ટેવ છે. કુંભારને ત્યાં ઊતરેલા પેલા દરબારો જેવી અમારી સ્થિતિ થઈ છે. બપોરે જમીને તૈયાર થઇએ ત્યાં ટ્રેન ચાલી ગઈ હોય અને રાત્રે તો ટ્રેન બાર વાગે જાય છે. તેમાં માજી જવા જ શાનાં દે ?

રમણુભાઇને છોકરીઓ સાથે જ ફાવે છે તેવું થોડું છે ? ચાર વર્ષની નાની સમજુને કલાકો સુધી એ એકડો યે ઘૂંટાવી શકે છે અને ચોસઠ વર્ષનાં માજીને બજરમાં શી અરાષ્ટ્રીયતા રહી છે તે સમજાવતાં રાતના બાર વગાડી શકે છે ! છોકરીઓ સાથે રમણુભાઈ આખો દિવસ રસોડામાંથી ઓરડામાં અને ઓરડામાંથી મેડી પર વણથાકયા ફરે છે. છોકરીઓનો સર્વાંગીણુ વિકાસ કરવાની રમણુભાઈ પર ફરજ આવી પડી છે તેથી જ ને ?

પણુ થોડા દિવસ પછી રમણુભાઈ વઢવાણુ ગયા. એ પછી આજ દિન સુધી ફરીથી દામુભાઇને ત્યાં ગયા નથી. ગોંડળમાં કાર્ય કરવાની સંભાવના ઘટી ગઈ હશે ?

‘ આ રમણુભાઈ હમણાં વળી શ્રીમંતોની પત્નીઓમાં શું ફરવા લાગ્યા છે ?’ હિંમતે મને પૂછ્યું.

‘ કાર્ય કરવા જ તો. ’

‘ આ મજૂરણોના લત્તામાં કદી જતા નથી અને શ્રીમંતોની પત્નીઓ વચ્ચે કયાં ઘૂમવા લાગ્યા ? ’

‘ મજૂરણો પાસે સાંજે જઇએ છીએ ત્યારે એ તો બેઠી બેઠી ઊંઘનાં રીંગણાં જોખતી હોય છે. કેટલે દૂરથી એમને શિક્ષણુ આપવા આવીએ છીએ એની જાણે પરવા જ નહિ. પણુ આ શ્રીમંતોની પત્નીઓ ! એકાદને ઘેર રમણુભાઈ સાથે હું જઈ ચડેલો. શો આતિથ્ય–ભાવ ? ચા–નાસ્તો તૈયાર. રેડીઓ–ગ્રામોફોન પણુ વગાડે. અને ચાર ચાર કલાક ચર્ચા કર્યા પછી યે ઊઠવા ન દે. આ શ્રીમંતોની પત્નીઓના નવરાશના બધા સમયનો ઉપયોગ થઈ શકે તો આખો સમાજ જ ફરી જાય ને ? ’

'તું યે કલ્પનાને ઘોડે ચડયો છે કે શું ?' હિંમતે પૂછ્યું.

'ના રે. તું યે ગામડિયા રીતે જ વિચારે છે. જો શ્રીમંતોની પત્નીઓ સુધરે તો શ્રીમંતો સુધરે એ સ્પષ્ટ વાત છે. અને પછી તો ગીતાવાકય પ્રસિદ્ધ છે કે :—

यद् यद् आचरति श्रेष्ठो तत्तदेवेतरो जनः

'લોકસમૂહને પાંદડે પાંદડે પાણી પાવા કરતાં લોકસમૂહના આધારરૂપ આવાં મૂળને જ પાણી પાવામાં મને તો સ્વરાજ્ય નજીક દેખાય છે. મારું ચાલે તો ગાંધીજીને આ વાત સમજાવી દઉં. પણ તું યે સમજતો નથી ત્યાં ગાંધીજીને સમજાવવા ઠેઠ વર્ધા કયાં દોડું, હિંમત !'

'આ સુભદ્રાબેન રમણભાઇ સાથે પરણવાનાં છે કે શું ?' હિંમતે થોડા માસ પહેલાં જ પૂછ્યું.

મેં કહ્યું : 'હજી તારી ભ્રમણા ન ગઇ કે ?'

'પણ સુભદ્રાબેન એમની પૅકટમાં રમણભાઈનો ફોટો લઇને ફર્યા કરે છે ને ?'

'એવાં તો બીજાં પંદર બેનો એમના ફોટા સાથે રાખીને ફરતાં હશે. એ તો પાડ માન આજની ફોટોગ્રાફીનો, નહિ તો વળી રમણભાઇને જીવતા યે શાના રહેવા દીધા હોય ?'

'એ વળી શું ?'

'ફોટોગ્રાફી ન હોત તો આ બધાં બેનો રમણભાઇના સ્મરણ તરીકે રાખત શું ? ભગવાન બુદ્ધનાં ભક્તોએ જો તેમના અવસાન બાદ સ્મરણ–ચિહ્ન તરીકે દાંત અને વાળ સાચવી રાખ્યા છે તો આજની છોકરીઓ જીવતા રમરણભાઈના વાળને કે દાંતને સાજા રહેવા દેત ?'

'તો પછી આમાંથી એકાદ સાથે રમણભાઇ પરણી લે તો શું ખોટું ? લોકો હવે તો એટલી બધી વાતો કરે છે...'

'એ બધા દીકરીઓ વાળા જ ને ? એમની દીકરી આવા યુવાન સાથે પરણાવવાની લાલચમાં બોલે એમાં આશ્ચર્ય શું ? ઘોઘર–બિલાડાની પેઠે વહુ–વહુ કરતા કેટલા યે યુવાનો જ્ઞાતિમાં પડ્યા છે. તેની સામે તેઓ જોતા યે નથી અને એક રમણભાઈ પાછળ શું કામ લાગ્યા છે ?'

'દીકરીવાળાં માબાપ નહિ, પણ દીકરીઓ પોતે પરણવાનું કહેતી હોય તો ?'

'તો તો પછી ફૂલમાં ફૂલપણું ક્યાં રહ્યું ? ફૂલ પર તો મધમાખીઓ આવે ને જાય. એકને જ પકડીને ફૂલથી બેસી રહેવાય છે ? કૂવા પર તો અનેક સ્ત્રીઓ પાણી ભરવા આવે. એક જ ને 'પાણી ભરજો' એમ કહે તો તો પછી એ કૂવો શાનો ?'

બધા જ એક વાત લઈને લાગી પડ્યા છે, આઠ આઠ વર્ષથી એક જ વાત કરી રહ્યા છે કે દસ–બાર બેનોને સાથે ફેરવવા કરતાં રમણભાઇ એકાદને પરણી લે તો સારું. સાંભળી સાંભળીને કાન પણ બેરા થવા આવ્યા. મને ય પૂછી લેવા દે.

બે માસ પહેલાં જ જરા સંકોચથી રમણભાઇને મેં પૂછી નાખ્યું: 'હેં રમણભાઈ ! તમે લગ્ન કરવાના કે નહિ ?'

રમણભાઈ કહે: 'કનુ, લગ્ન કરવાં કોની સાથે ? મને આજની યુવતીઓ માયકાંગલી લાગે છે. નહિ શિક્ષણ, સંસ્કાર, રૂપ કે ગુણનું કશું જ ઠેકાણું. કોની સાથે પરણવું ? ક્યાં આજનો યુવાન અને ક્યાં આજની યુવતી ? મેળ બેસે એવું છે જ ક્યાં ? એવાં અસમાન લગ્નથી ફાયદો પણ શો ?'

મેં નજર દોડાવી : આ સ્થિતિ તો અન્ય પ્રાંતોની યે છે. યુરોપ–અમેરિકામાં શિક્ષણ ઘણું છે. મેં હર્ષમાં પુલકિત થઈને પૂછ્યું: 'તો પછી યુરોપ–અમેરિકાની કોઈ યુવતી સાથે કાંઈ ન થઈ શકે ?'

'ત્યાં પણ ઉપરછલ્લું જ શિક્ષણ છે.' રમણભાઇએ કહ્યુ : 'બે વાત કરો અને ગમે ત્યાંની છોકરીના સંસ્કાર દેખાઇ જ આવે.'

ત્યારે હવે આફ્રિકાની સીદણ કે દક્ષિણ આફ્રિકાના રેડ ઇન્ડિયન વિષે તો વિચારવાનું રહ્યું જ કયાં ?

મને થાય છેઃ આવી અસમાન લગ્નપ્રથા દુનિયાભરમાં ચલાવી કયે મૂર્ખે ? સમાન શક્તિવાળા છોકરે–છોકરા અને સમાન શક્તિ-વાળી છોકરીએ છોકરીનાં લગ્નની પ્રથા એમણે શરૂ કરી હોત તો આજે રમણભાઈને કુંવારા રહેવું પડત ?

'હવે તો હદ થાય છે, કનુ.' હિંમતે થોડા દિવસ પહેલાં કહ્યું.

'પણ શાની ?' મેં પૂછયું.

'રમણભાઇના વેવલાવેડાની.' હિંમતે કહ્યું. 'હવે છાપાવાળા પણ એમના વિષે ચોડેધાડે લખવા લાગ્યા છે. અને લોકોમાં કામ કરવા જઈએ તો કહેશે કે આ બધા રમણભાઈના જ ભાઇઓ. એમના ચારિત્ર્ય પર બહુ ભરોસો ન રાખવો. ગાંધીવાળા બધા એવા જ. આ તો ગાંધીજીના નામને હવે બટ્ટો પહોંચે છે.'

'રમણભાઈની એવી ચારિત્ર્યભ્રષ્ટતા કોઈ કાન ઝાલીને બતાવી શકતું નથી અને બોલ્યા કરે છે એનું શું થાય, હિંમત ?'

'પણ આખો દિવસ ને રાત, કશી યે મર્યાદા વગર બેનો સાથે વ્યવહાર રાખવો અને પછી લોકોને ચારિત્ર્યભ્રષ્ટતા ન દેખાવી જોઇએ એવી આશા રાખવી એ બરાબર છે ? આપણાં જૂનાં ધર્મશાસ્ત્રોએ તો કહ્યું જ છે કે અગ્નિને ઘી પાસે રાખી જુઓ અને પુરુષને સ્ત્રી સાથે એકાંતમાં રાખી જુઓ. પરિણામ એક જ આવશે.'

'તારો જૂનાં ધર્મશાસ્ત્રોનો ખ્યાલ અધૂરો છે, હિંમત. તું યે પેલા શુકમુનિ જેવો છે. ગયા હતા જન્મ થતાં વેંત પિતાજી વેદ-વ્યાસની આજ્ઞાથી જનક વિદેહીને ગુરુ બનાવવા, પણ શય્યાગૃહમાં

સ્ત્રી માથે હાથ રાખીને સૂતેલા જનક વિદેહીને જોઈને પાછા ફરી ગયા. આવા સ્ત્રી–રક્ત માણસને ગુરુ બનાવવાથી શો ફાયદો ? પણ તેના મનનો વિચાર જાણીને જનક વિદેહીએ એને બીજા હાથ તરફ જોવા કહેલું. બીજો હાથ હતો અગ્નિ પર. એ રીતે એક હાથ છોકરીઓ પર અને બીજો હાથ ટીકાઓથી સળગતા આજના ધખ-ધખતા રાજકારણ પર રાખનાર રમણભાઈમાં મને તો જનક વિદેહીનાં દર્શન થાય છે. નટવા જેવી સ્થિરતા રાખવી સહેલી નથી, હિંમત! બાકી તો વાતો !'

હિંમતે દલીલ આદરીઃ 'તારી આ વાત જવા દઈએ, પણ બધાં ધર્મશાસ્ત્રો સ્ત્રી–પુરુષની મર્યાદા પોકારી–પોકારીને કહી રહ્યાં છે તેનું કારણ શું ?'

'કારણ કે એ જુનવાણી છે. આધુનિક માનસશાસ્ત્રમાં એટલી બધી શોધો થઈ છે કે ન પૂછ વાત. અજંટાની ગુફાઓમાં વિલાસ–ચિત્રો જોઈને કાકાસાહેબે પણ કાંઈક લખ્યું છે કે અહીં રહેતા સાધુ-ઓએ વિરહાવસ્થામાં થનાર વિષય–સ્મરણને ચિત્રો દ્વારા પ્રત્યક્ષ કરીને વિરહથી ઉત્પન્ન થતા વિકૃત ધ્યાનને અટકાવવા પ્રયત્ન કાં ન કર્યો હોય ? રમણભાઈ પણ કહે છે કે હું મારું બ્રહ્મચર્ય બેનો વચ્ચે ફરતા રહેવાથી વધારે સાચવી શકયો છું.

'હવે તો હડહડતો કળિયુગ આવ્યો છે, હિંમત. નહિ તો સો સો બેનોને પોતાના હાથ નીચેથી શિક્ષણ દઈને પસાર કરી દેનાર રમણભાઈ પણ શ્રીકૃષ્ણની જેમ પોતાનાં ચારિત્ર્યશીલતા અને બ્રહ્મ-ચારીપણું સાબિત ન કરી આપત ?'

'કઈ રીતે ?' હિંમતે પૂછ્યું.

મેં કહ્યું: 'સાંભળ ત્યારે. દૃષ્ટાંતથી જ તને સમજાવવું પડશે.

'એક સમયે દુર્વાસા મુનિ શ્રીકૃષ્ણને ઘેર મહેમાન થયા. સ્નાન-

સંધ્યા પતાવવા જમનાને સામે કાંઠે ગયા અને ત્યાંથી કહેવરાવ્યું કે ભોજન અહીં મોકલજો. શ્રીકૃષ્ણનાં આઠ પટરાણી સાથે ગોપીઓ ભોજનના થાળ લઈને તૈયાર થઈ, પણ ગોપીઓએ શ્રીકૃષ્ણને પૂછ્યું: બે કાંઠામાં ભરપૂર વહેતાં જમનાજી ઊતરવાં કેવી રીતે? શ્રીકૃષ્ણે કહેલું: જમનાજીને કહેજો કે શ્રીકૃષ્ણ સોળહજાર એકસો ને આઠ સ્ત્રીઓ પરણવા છતાં બાળબ્રહ્મચારી હોય તો હે જમનાજી! માર્ગ આપજો. ગોપીઓ ગયાં અને જમનાજીએ ડામર છાંટેલી આજની સડક જેવો માર્ગ કરી આપ્યો. પણ વળતી વખત ગોપીઓ શું કરે? મુનિ દુર્વાસા પાસે મૂંઝવણ રજૂ થઈ. તેમણે કહ્યું: જાઓ, જમનાજીને કહેજો કે મુનિ દુર્વાસા જો આટલા થાળ જમવા છતાં ઉપવાસી હોય અને સદાના ક્રોધજિત હોય તો માતાજી! માર્ગ દેજો. અને જમનાજીએ માર્ગ દીધેલો.

'જો આજે એ જમાનો હોત તો રમણભાઈ પણ છાપાવાળાને કહેત કે: 'હે છાપાવાળાઓ, જો મારું ચારિત્ર્ય અણિશુદ્ધ પવિત્ર હોય તો, જાઓ, તમારાં છાપાં વગર કાગળે છપાશે અને લોકો વગર આંખે વાંચશે.' તો પછી છાપાવાળાને ય કોઈ ફરિયાદ રહેત ખરી કે?

'તારા રમણભાઈનું બધું ભોપાળું બહાર પડયું.' બહારથી આવતાં જ હિંમતે મને પોંખ્યો.

'પણ વાત તો કર.' મેં પૂછ્યું.

'બસ જ્યારે હોય ત્યારે રમણભાઈનો બચાવ કરતો. આજે તો રમણભાઈએ જ એકરાર કર્યો છે પછી તું શું કરવાનો હતો?' જાણે મારા પર વિજય મેળવતો હોય તેમ હિંમત બોલ્યો: 'કરસનદાસ ગ્રામ-પ્રવાસે ગયેલા ત્યારે તેમણે સગી નજરે જોયેલું કે રમણભાઈ તારા-બેનને રસોડામાંથી હાથ ઝાલીને ખેંચી રહ્યા હતા.'

'કાન ઝાલીને ખેંચતા હોય તો દોષ. હાથ ઝાલ્યો તેમાં શું? આજની યુવતીઓ રસોડાં નથી છોડતી તેમને ઝાલીઝાલીને જાહેર

જીવનમાં ખેંચી લાવવી પડશે, એમ તો સૌ સભાએ સભાએ બોલે છે. આમાં રમણભાઇએ ખોટું કર્યું શું ?'

'રસોડામાંથી તો ઠીક પણ ચોકમાંથી રસોડામાં હાથ ઝાલીને શા માટે ખેંચી જતા હતા એ બધું રમણભાઇને જ પૂછજે ને. મિત્ર ધારીને રમણભાઇને મેં કહી જોયું, વિનુએ પણ કહેલું, આપણા ડૉકટર મિત્ર પણ સમજાવવા ગયેલા કે સ્ત્રીઓ સાથેનો તમારો આ વ્યવહાર બરાબર નથી. પણ દરેક વખતે રમણભાઈ કહેતા કે આવી નમાલી વાતને તમે આટલું મહત્ત્વ શા માટે આપો છો તે જ મને નથી સમજાતું. આજે રમણભાઇના વિરોધીઓએ તેમની સામે એક વિરોધપત્રક સમિતિ પાસે રજૂ કર્યું છે. રમણભાઇએ તારાબેનવાળી બાબતમાં પોતાના પતનનો એકરાર કર્યો છે અને પ્રાયશ્ચિત તરીકે આઠ દિવસના ઉપવાસ પર આજ સવારથી ઊતર્યા છે.'

'હાથના કે મોંના દોષમાં તમે બધા ઉપવાસ પર કેમ ઊતરી પડો છો એ જ મને તો સમજાતું નથી.' મને બીજી વાતની અગત્ય વધારે સમજાઇ તેથી તે મુદ્દો હાથમાં લીધો.

'પેટમાં ખાવાથી જ હાથ–પગ–મોંમાં ચેતન આવે છે ને દોષ થાય છે એ કેમ ભૂલી જાય છે, કનુ ?' કહી હિંમત ચાલતો થયો.

મને ભૂલ યાદ આવી, પણ છાવણી તરફ ડગ માંડતાં મને થયું: પણ હાથ–પગ–મોં સાથે ભેજાંને ય ચેતન પેટમાંથી મળે છે ને ? ઉપવાસ કરી કરીને આ બધાનાં ભેજાંને તો અસર નહિ પહોંચી હોય ?

રમણભાઈ મુખ્ય ખંડમાં એક વિશાળ પલંગમાં સૂતા છે. આસપાસ ધૂપદીપ ને અગરબત્તીઓ સળગી રહ્યાં છે. ગરમ પાણીનો કૂંજો અને મોસંબીનો રસ કાઢવાનો સંચો પણ પડયાં છે. મહાવીર ભગવાનના ફોટા આસપાસ ઊડતી પરીઓ જેવી ચાર બેનો ખડે પગે તેમની સેવા કરી રહી છે. આમાં મને સેવા કરવાની જગ્યા યે કયાં છે ? ઊલટું મને ય ઉપવાસ કરવાનું મન થઈ જાય એવું વાતાવરણ મહેકી રહ્યું છે.

અન્ય કાર્યકરો પણ એમને મળવા આવે છે. ધીમા બોલે આશ્વાસન આપતા ચાલતા થાય છે. મારે આશ્વાસન આપવા જેવું તો છે પણ કયાં ?

રોજ કાર્યકરો મળે છે. આવતી લડતમાં કયા સ્થળની રમણભાઇએ સરદારી લેવી એની વિચારણા કાર્યકરો કરી રહ્યા છે. રમણભાઇ વિષે બોલતાં આજકાલ કાર્યકરો અદબ રાખે છે. કહે છે કે 'ઉપવાસના પ્રાયશ્ચિત્ત દ્વારા રમણભાઈ હવે શુદ્ધ થઈ ગયા છે. તેમના જેવા શક્તિશાળી માણસને આપણે કેમ ગુમાવી શકીએ ?'

પણ પેલા હિંમતના જીવને હજી કયાં સંતોષ થાય છે. એ તો મને જ્યારે મળે છે ત્યારે કહે છે: 'કપડાં બગડયાં કે સાબુ લગાડી સાફ કરી લેવાય. ફરી પાછાં બગડે તો એની બીક નહિ. સાબુ તો છે જ ને ? તારા રમણભાઇનો આ ઉપવાસ પણ સાબુ જેવા જ નથી લાગતા ?'

હરિભાઈ પણ હવે પરપ્રાંતમાં રહેવા છતાં અને આ પ્રાંત સાથે કશી નિસબત ન છતાં આવી પહોંચ્યા છે. મહિના પહેલાં સંમેલન સમયે જે બેનને તેમની સાથે જોયેલાં તેને બદલે વળી કોઈ બીજાં બેન આ વખતે સાથે લાવ્યા છે.

'આ બેન કોણ છે ?' તડફડ કરનાર પ્રભુદાસે અમારી ખાનગી સભામાં સવાલ કર્યો.

'એ મારાં મંત્રી છે.' હરિભાઇએ જવાબ આપ્યો.

'આપણા લોકો પણ યુરોપિયનોની જેમ સ્ત્રીઓને સેક્રેટરી બનાવતાં શીખ્યા ખરા !' પ્રભુદાસ ગમે તેને સંભળાવતાં અટકે તેમ કયાં હતા ?

'ના, ના. એવું કંઇ નથી.' હરિભાઇએ કહ્યું : 'ગઇ લડતમાં મારી પાસે છોકરાઓને જ મંત્રી તરીકે રાખતો. આ વખતની

લડતમાં રખાનારી ગુપ્તતામાં સ્ત્રીઓ વધારે કામ આવશે તેમ મને લાગ્યું છે, તેથી સ્ત્રી–સેક્રેટરી અત્યારથી મેં શરૂ કરી દીધાં છે.'

ગયા વખતની લડાઈમાં પુરુષોને અને આ વખતની લડાઈમાં સ્ત્રીઓને હરિભાઈએ મંત્રી રાખ્યા છે. આવતી લડતમાં કોને રાખશે?—એમ વિચારું છું ત્યાં તો પ્રભુદાસે સંભળાવ્યું: 'એવાં સ્ત્રી–સેક્રેટરી રાખજો તમારે ઘેર. આ તો ખાનગી સભા છે. એમાં આમંત્રણ વગર કોઈ નહિ આવી શકે.' બધાંની આંખો પણ ખેંચાણી ને સ્ત્રી સેક્રેટરીને સભા છોડવી પડી.

સાંભળીને મને આશ્ચર્ય થયું છે: હરિભાઈના બધા સાથીઓએ કોઈક આંતરિક કારણોસર વિરોધ ઉઠાવ્યો છે અને હરિભાઈને સંસ્થામાંથી છૂટા થવું પડ્યું છે. સંસ્થા તેમના સાથીદારોએ સંભાળી લીધી છે. હું હરિભાઈ પાસે ખરખરો કરવા ગયો.

હરિભાઈ કહે: 'હું ઘણા વખતથી આ સંસ્થામાંથી છૂટો થવાનો વિચાર કરતો જ હતો, કેનુ. જાણે મારી બધી શક્તિઓ તેમાં રૂંધાઈ જતી હતી. હવે મને હું તદ્દન મોકળો મોકળો લાગું છું. શું કરું અને શું ન કરું–એવી અનેક યોજના મારી સામે તરવરી રહી છે. દેશભરમાં ગમે ત્યાં નજર નાખું છું અને મારી શક્તિને અનુકૂળ કામોના ઢગલા દેખાય છે.'

દેશની પ્રગતિ આટલો વખત રૂંધાઈ ગઈ હતી તેનું કારણ હરિભાઈ એકાદ સંકુચિત પ્રવૃત્તિમાં રૂંધાઈ ગયા હતા તે તો નહિ હોય? એવી પ્રવૃત્તિમાંથી વહેલા છૂટા થયા હોત તો આજે સરકાર સામે લડાઈ કરવી પડે છે તે પંચાત ટળી જાત ને?

૧૪

# લોહીનાં તરસ્યાં

'મંત્રણા પૂરી થવા આવી છતાં હજી વિનુભાઈ કાં ન દેખાય, મનહર? એમના વિના આ લડતમાં ભાષણો કોણ કરશે?' મેં પૂછ્યું.

'કહે છે કે વિનુભાઈને આ લડતની સામે સૈદ્ધાંતિક વિરોધ છે. એ તો એનો વિરોધ કરવા ઠેઠ ગાંધીજી પાસે જવાના હતા, પણ એમનો વિરોધ ઘરમાંથી રમાબેને જ શરૂ કર્યો છે. રમાબેન કહે છે કે ગાંધીજી મારા પિતા સમાન કહેવાય. એ લડત શરૂ કરે અને મારાથી ઘેર કેમ બેસાય? પણ વિનુભાઈ કહે છે કે પતિનો ધર્મ એ જ પત્નીનો ધર્મ. એને વળી પિતાને ધર્મે જેલમાં જવાનું શું? રમાબેન કહે છે કે એવા પત્ની પર ભોગવટાના પતિના દિવસો ગયા.'

'પછી એનું પરિણામ શું આવ્યું?'

'રોજ ચાર કલાક ચર્ચા. પછી અહીં આવવાનો વખત જ ક્યાં રહે?'

ચર્ચા આડે શ્વાસ લેવાનો તેમને વખત રહેતો હોય તો સારું. નહિ તો ચર્ચા યે કેમ થઈ શકશે?

મનહર સમાચાર આપે છે: 'પેલા ભાઈલાલે વડોદરાના લોકોને ગાંડા કર્યા છે.'

હું કહું છું: 'એ એકલો ગાંડો હતો એટલું ઓછું હતું કે વળી લોકોને ગાંડા કરવા નીકળ્યો?'

મનહર કહે છે : ' તમે ન સમજ્યા, કનુભાઈ. ભાઇલાલે લડતમાં ઝુકાવ્યું છે. કહે છે કે આ ગુલામ દેશમાં કોઈ પણ કલાની સંપૂર્ણ સાધના શકય જ નથી. એ માટે ગુલામીને ટાળવા હરએક કલાકારોએ આ લડતમાં ઝુકાવવું જોઇએ. અને તેણે પોતાની કલા—સાધના સંગીતનો જાહેર સભામાં ઉપયોગ કરીને લોકોને ઘેલાં કર્યાં છે. તેનાં જોસભર્યાં રાષ્ટ્રગીતો સાંભળવા હજારો લોકો ઊમટે છે, ને એના ગીતની ધારાએ ધારાએ હજારો લોકો સરકારના જુલમો સામે અડગ બની ઊભા રહે છે.'

' આ રમેશ પણ નથી દેખાતો. કાંઈ સમાચાર, મનહર ?'

' હમણાં કાન્તાબેનને લઇને સ્થળબદલો કરી રહ્યો છે. ગામડામાંથી તેઓ જૂનાગઢ રહેવા ગયાના સમાચાર મળ્યા છે.'

લડત ટાણે જ ઘરબદલો સૂઝયો ? ગ્રહણ ટાણે આ સાપ વળી કયાં નીકળ્યો ?

' ધીરુ પણ હજી નથી દેખાયો ?' મેં પુછયું.

' કહે છે કે તેનાં પત્ની વત્સલાબેન તેને લડતમાં જતાં રોકી રહ્યાં છે.' મનહરે જવાબ આપ્યો.

' પણ એ તો ભણેલાં, આધુનિક અને સમજુ છે ને ?'

' તેથી જ તો. જેમ વધારે ભણેલાં તેમ પ્રેમ પણ વધારે. ધીરુ લડતમાં જાય તો બન્નેને જુદાં થવું પડે. પછી વત્સલાબેન જીવી કેમ શકે ? '

મને થાય છે: ધીરુને પરણ્યાં તે પહેલાં વત્સલાબેન એકવીસ વરસ કેમ જીવી શકયાં હશે ?

' પ્રાણભાઈનો પણ પત્તો નથી.'

' એ તો આવતી લડતને એકલે હાથે પહોંચી વળવા માટે રચનાત્મક કાર્ય કરવા બેસી ગયા છે.' સહેજ હસતાં મનહરેક હ્યું.

'પણ આ લડતમાં જોડાવા માટે ગ્રામસેવા-મંદિરમાંથી તેમણે રજા લીધાનું સાંભળેલું ને રચનાત્મક કાર્ય વળી કયું શરૂ કર્યું ?'

'સૈનિકો તૈયાર કરવાનું. આજે તેમને ઘેર ત્રણ સૈનિકો ઘૂમી રહ્યા છે અને એક સૈનિકાનું આગમન ચાર માસ પહેલાં જ થયું છે. આવતી લડાઈ સુધીમાં એકાદ ડઝન સૈનિકો તૈયાર. એ પછી મારા-તમારા જેવા એકલદોકલની જરૂર નહિ રહે, સમજ્યા કનુ-ભાઈ ? સરકાર આવા કૌટુંબિક સામટા હલ્લાથી નહિ હટે તો જશે ક્યાં હિંદી મહાસાગરમાં ? ગાંધીજી કાંઈ અમસ્થા રચનાત્મક કાર્ય કરવાનું નથી કહેતા લાગતા.' મનહરનું હાસ્ય ચાલુ હતું.

'તો પછી તું એ કાર્યથી ક્યાં અળગો રહ્યો, મનહર ?' મારાથી પુછાઈ ગયું.

'એ તો જેવી જેની યોગ્યતા. અધિકારીને જ ફળસિદ્ધિ મળે છે ને ?'

યાદ કરવા બેઠો ત્યાં તો જે પરણ્યા છે તે જ સૈનિકો દેખા નથી દેતા. હિંમત, મનહર, ગુણવંત, રમણભાઈ અને મારા જેવા 'આગળ હાથ, પાછળ હાથ, ખમ્મા કરે ગોરખનાથ' સ્વરૂપી સૈનિકો જ વધારે દેખા દે છે. આ બધા મિત્રો પરણતા હતા ત્યારે અમે આશીર્વાદ દેતા હતા કે આવતી લડતમાં ઓછામાં ઓછી બમણી સૈનિક-ભરતી થવાની પરણેલા મિત્રો અમને ય પરણીને એ ભરતીમાં વધારો કરવા માટે સૂચન કરતા હતા. પણ આજે એ જ નથી દેખાતા એનું શું ? 'લેને ગઈ પૂત તો ખો આઈ ખસમ.' જેવી સ્થિતિ થઈ કે શું ? ગઈ લડતમાં નવા સૈનિકોની ભરતી કરવાનું કાર્ય હતું. આ વખતે જૂના સૈનિકોને સમજાવી લાવવાનું કાર્ય આવી પડયું છે. આખર સુધી આંકડા ભીડીને સાથે લડવાના મનોરથ સેવ્યા છે એ જૂના મિત્રોને આ લડતમાં વિખૂટા પડવા દેવાશે ?

હિંમતે અને મારે ન પકડાવાનું સમિતિમાં નક્કી થયું છે. જૂના સૈનિકોને સમજાવી લાવવા, ચાલુ સૈનિકોનાં ઘરની સાર-સંભાળ

લેવી, પાછળ બેઠાં લડતનો ખ્યાલ રાખવો વગેરે કામ સોંપાયાં છે. મોટા નેતાઓને વગર ભાષણે સરકાર પકડી લેવાની છે. અમે ઉંદરડાની પેઠે ગમે ત્યાં દોડયા કરશું તો યે કોણુ દેખવાનું છે ?

પ્રાણુભાઈને ત્યાં જ પહેલાં પહોંચવા દે.

ખખડભખડ કરતા ગાડાની લાંબા પલ્લાની મુસાફરીમાં અકડાઇ ગયેલા શરીરને આળસ મરડીને છૂટું કરું છું ત્યાં તો—' ઓહોહોહો, કનુભાઈ આવ્યા, કનુભાઇ આવ્યા.' કહેતા પ્રાણુભાઈ દોડીને મને ભેટી પડયા. સામાન લઈને ઘરની ઓસરી ચડતાં કહે : ' હીરા-દેવી, મારા એક મે'માન આવ્યા છે. બહાર તો આવો.'

કોણુ છે એ જોવા ડોક લંબાવતાં હીરાદેવીએ પણુ કહ્યું: 'ઓહો, આ તો કનુભાઈ.' કહેતાં બહાર આવ્યાં અને બોલ્યાં: કેટલાં વર્ષે મળ્યા ? કનુભાઈ અમારી શાળામાં ભણેલા. એ તો મારા મહેમાન. તમારા શેના ?'

' પણુ અમારો સંબંધ જૂનો ગણાય ને ?' પ્રાણુભાઇએ કહ્યું.

સામાન ઓસરી વચ્ચે પડયો છે. હું પગથિયે ઊભો છું. ' હું કોનો મહેમાન' એ ચર્ચાનો નિવેડો આવતો નથી. પેલા બાળકને પોતાનું કહેનાર બે માતાઓ અદલ ન્યાયાધીશ પાસે પહોંચેલી અને બાળકના બે કકડા કરીને દરેકને એક આપી દેવાનું કહેલું–એવું મારું યે કયાંક થાય નહિ.

'ભાઈ ! અમારે ખાવું છે, ભાઈ ! અમારે ખાવું છે.' કહેતા ત્રણુ બાળકોએ હલ્લો કર્યો અને ચર્ચાનો ગઢ તૂટી પડયો. હું બચી ગયો. મનહર કહેતો હતો તે જ આ આવતી લડતના સૈનિકો કે ? અદલ ન્યાયમાંથી મને બચાવ્યો તો હિંદને કેમ નહિ બચાવે ?

રાત સુધી વાત કરવાનો વખત પણુ કયાં મળ્યો છે ? આખો દિવસ પ્રાણુભાઇ કામમાં ગૂંચવાયેલા છે. લડતમાં આવવાની તૈયારી તો નહિ કરતા હોય ? નહિ તો આખો દિવસ ઘરમાં શું કામ હોય ?

હું એકલો ગામની આસપાસ આંટા મારી આવ્યો. એક આંટો પ્રાણભાઇની જૂની શાળાએ પણ જઈ આવ્યો.

રાતે જમીને સૌ બેઠાં છીએ. હીરાદેવી જમીને આયુર્વેદ અનુસાર જરા વામકુક્ષી કરી રહ્યાં છે. બાળકો પ્રાણભાઇને ખભે સાથળે ચડા-ઊતરી કરી રહ્યાં છે. અત્યારે જ વાત કરી લેવા દે. આવતી કાલે વળી વધારે કામ ન નીકળે એની શી ખાતરી ?

'કેમ પ્રાણભાઇ ?' મેં સહસંકોચ પૂછવું શરૂ કર્યું : 'કેટલામા સરમુખત્યાર તરીકે તમારું નામ નોંધાય તો ચાલે ?'

'લડતમાં જ જવાની વાત છે ને ?' હીરાદેવીએ ઊભા થતાં વચ્ચેથી વાત ઊપાડી લીધી. 'હું કહું છું ને કે એ આ વખતે લડતમાં નહિ આવે. નોંધવું હોય તો મારું નામ નોંધી લેજો.'

હું કયાં સ્ત્રી–સૈનિકોની ભરતી કરવા નીકળ્યો છું ?

'તમે સાંભળો ને હીરાદેવી ! આ ઘરની વ્યવસ્થા પાંચેક દિવસમાં પૂરી થશે. અનાજ, ઘી, ગોળ, ખાંડ બધું વરસ દિવસનું લઇ રાખ્યું છે. પછી હું જાઉં તો શો વાંધો છે ?'

'વાંધો ?' હીરાદેવીએ પાટો જ બદલ્યો. 'તમે લડતમાં જઇને શું ઉકાળી દેવાના હતા ? સામે ઝાડે ચડી જુઓ જોઇએ ? હું પહેલાં ચડી જોઉં છું કે તમે ? ઝાડે ચડવાની તકાત નથી ને લડાઈ લડવા જવું છે !'

મને થાય છે આ લડાઈ ઝાડ સામે શરૂ કરવામાં આવી છે કે સરકાર સામે ?

પ્રાણભાઈ કહે છેઃ 'ઝાડ પર ચડતાં નહોતું આવડતું છતાં બબ્બે લડાઇઓ તો લડી આવ્યા, હીરાદેવી !'

'તેથી જ સ્વરાજ્ય ન મળ્યું ને ? હવે આ વખતે મને જવા દો અને જોઇ લો પરિણામ.'

ગાંધીજી લડતના અનેક વ્યૂહ સ્વરાજ્ય–પ્રાપ્તિ માટે બદલી રહ્યા છે. પણ આ વ્યૂહની જાણ વગર જ ખત્તા ખાઈ રહ્યા છે ને?

'વોય માડી ...મરી ગઈ...વોય...વોય...'

વહેલી સવારે ઊઠીને જોઉં ત્યાં તો હીરાદેવી ખાટલામાં પડ્યાં તરફડી રહ્યાં છે. પ્રાણભાઈ ખાટલે બેઠા માથે હાથ ફેરવી રહ્યા છે. આસપાસ બાળકો પણ ઊભાં છે.

'શું થયું હીરાબેન ?' મેં પૂછ્યું.

'વોય રે...મારાં બાળકનું શું થશે? મારું ઘર, મારા પતિ, હાય માડી...જીવ ગળે આવ્યો છે...હાય...'

જીવ ગળે આવ્યો છે તેથી જ આટલું બધું બોલી રહ્યાં હશે?

તાવ કેટલોક છે તે જોવા હાથ તપાસી જોયો. ઠંડોગાર! વહેલી સવાર છે તેથી હજી ગરમી ઉપર નહિ આવી હોય? અંદર જ ધમધમતી હશે કદાચ!

શું થયું છે એ વિષે પ્રાણભાઈને જ પૂછવા દે. પ્રાણભાઇ કહે: 'કંઈક મૂંઝારો થાય છે. જીવ ઊંડો ઊતરી જાય છે. શું થશે, કનુભાઇ?' કહેતા પ્રાણભાઇ પણ મૂંઝાઈ રહ્યા છે.

ડૉકટરને અત્યારે જ બોલાવવા પડશે. ઘોડું મોકલી દૂરથી નામાંકિત ડૉકટરને બોલાવ્યા. ડૉકટર પણ કળી શકતા નથી એવો ભયંકર અને અજાણ્યો રોગ. કંઈક અજાણી દવા સાથે તદ્દન આરામ–ખાટલાથી પગ પણ નીચે નહિ મૂકવાનો આરામ લેવાનું કહીને ડૉકટર ચાલ્યા ગયા.

'શું કરો છો, પ્રાણભાઈ?' બપોર સુધી રાંધણિયામાં બફાઈ ગયેલા પ્રાણભાઇને ખરે બપોરે ખાડા ખોદતા જોઇ મેં પૂછ્યું.

'આ આંબા રોપું છું.'

'પણ એની કેરી ક્યારે પાકશે ને ક્યારે ખાશો ?' મારાથી યૌવન–સહજ ઉતાવળથી પુછાઈ ગયું.

'આ હીરાદેવીનો આગ્રહ હતો તેથી જરા...'

આજ સવારે જીવ ગળે આવ્યો હતો, હજી ખાટલામાં જ પડયાં છે ત્યાં આંબા રોપવાની વાત !

પાસે બે બાળકોએ કુદરતી હાજતના આંબા રોપ્યા. પ્રાણભાઈ કલમી આંબા રોપવા છોડી કુદરતી આંબા સાફ કરવા ચાલ્યા. આવ્યો છું ત્યારથી બાળકોને હાજત પછી સાફ કરવાનું પ્રાણભાઈ જ સંભાળી રહ્યા છે ને ? પેલાં ગંગામા કાલે હીરાદેવી પાસે આવેલાં તે નહોતાં કહેતાં કે 'હીરા, ગમે તેમ તોય ઘરનો ધણી એ ધણી. એની જરા લાજ–મરજાદ રાખવી જોવે. એને આવાં કામ કરવા દેવાય ? એવાં કામ તો આપણે બાયડીઓએ જ કરી નાખવાં જોવે ને ?'

હીરાદેવી કહે : 'માડી તમને ત્યારે ખબર છે શું ? આપણે આપણી જાતને હલકી શા માટે માનવી ? શાસ્ત્રોમાં કહ્યું છે કે આપણે સ્ત્રીઓ તો પૂજવા જોગ છીએ. આપણી પૂજા થાય ત્યાં દેવોનો વાસ રહે.'

સાચી વાત છે ! **यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः** હીરાદેવીને ઘેર રમી રહેલાં ત્રણ બાળકો દેવોના જ અવતાર હશે ને ?

અમે શાળાએથી પાછા ફરીએ ત્યાં હીરાદેવી ફળિયા વચ્ચે ઘૂમી આંબા તપાસી રહ્યાં છે. પ્રાણભાઈએ કહ્યું: 'અરે હીરાદેવી, તમે ખાટલો છોડી કાં ઊઠયાં ? ડૉક્ટર સાહેબે તદ્દન ના પાડી છે.'

'તે કાંઇ મારો કાકો ડૉક્ટર મારાં છોકરાંને સાચવવા નહિ આવે. એમ પડી રહું તો પછી મારાં છોકરાંનું શું થાય ? મા હોય એને ઓછી ચિંતા છે ?'

છોકરાંને અમે સાથે જ લઈ ગયા હતા. આવ્યો છું તે

દિવસથી છોકરાંને ક્યારે ય પાસે બેસાડીને હાથ ફેરવતાં હીરાદેવીને જોયાં નથી. મા તો હીરાદેવી છે કે પ્રાણુભાઈ એ જ કોયડો વિચારી રહ્યો છું.

કાલે પાસેની વાડીએ કામે આવનાર બેનો કહેતાં હતાં : 'આ હીરાબેનને છોકરાંની ચિંતા જરા ય છે ? છોકરા ય પરાણુભાઈને મેલીને હીરાબેન પાસે ક્યાં જાય છે ? આપણે દાડીએ આવીએ તો ય છોકરાંને વાંસે બાંધીને આવવું પડે. હે ભગવાન, આવતો અવતાર હીરાબેન જેવો આપજો.'

ત્યારે હીરાદેવીએ કહેલું: 'આ અવતારે ય શું કામ હેરાન થાઓ છો ? છોકરાં થોડાં જ બાયડીનાં એકલીનાં છે ? કોર્ટમાં તો ભાયડાનાં જ ઠરે છે. તો પછી શું કામ ભાયડાને એનાં છોકરાં સાચવવા ન સોંપવાં ?'

કોર્ટમાં આ પણ ભાયડાની જ ઠરે છે એથી પ્રાણુભાઈ હીરાદેવીને બાળકોની પેઠે સાચવી રહ્યા હશે ?

પ્રાણુભાઇ હીરાદેવીને સમજાવી રહ્યા છે : 'છોકરાંને અમે થોડા દિવસ જાળવી લેશું. તમે શા માટે ચિંતા કરો છો ?

'તમને ભાયડાઓને છોકરાં સાચવતાં શું આવડે ? એ તો છોકરાંને જેણે વેણ્ય વેઠી અવતાર દીધો હોય તેને ખબર પડે.' હીરાદેવી ઓસરી પર લાંબા પગ કરી બોલી રહ્યાં છે.

હીરાદેવીને એકાદ–બે ઘડી વેણ્ય વેઠવી પડી હશે. પણ આ પ્રાણુભાઈ પાંચ વર્ષથી એકધારી વેણ્ય વેઠી રહ્યા છે તેનું શું ?

લડતમાં જવા ન જવા વિષેની વાતનો વિવાદ ચાલ્યા જ કરે છે. વિવાદનો નિવેડો રમણુભાઈ આપે એ કબૂલ રાખવા હીરાદેવી તૈયાર થયાં છે. રમણુભાઇને અહીં બોલાવવા કાગળ લખાય છે.

મેં કહ્યું : 'રમણભાઈ આજકાલમાં સરમુખત્યાર તરીકે પકડાઈ જશે. એ હવે ક્યાંથી આવી શકવાના હતા ?'

હીરાદેવી કહે : 'ગમે એવું કામ હોય તો યે શું ! મારો એક અક્ષર જાય પછી રમણભાઈ આવ્યા વિના ન રહે.'

રમણભાઈ વિષે બેનો બોલે એ જ હવે સાચું માનવું પડશે. નકામી ખાંડ શી ખાવી !

પ્રાણભાઇ હજી કાંતવા માટે કેટલા ચોક્કસ છે ? અને કાંતે છે પણ કેટલો બધો વખત અને કેટલું સુંદર ? વહેલી સવારે ચાર વાગે ઊઠીને કાંતતા હોય છે. ઘંટીના ઘરઘરાટમાં બાળકને ઊંઘ આવી જાય તેમ તેમના કાંતણના સંગીતનાદમાં મારી તો શું, હીરાદેવીની ઊંઘ પણ સવારના સાત સુધી નથી ઊડતી. લાડુ સામે રાખ્યા પછી મોઢામાં પાણી છૂટે જ ને ?

હં ! આજ પ્રાણભાઇ વ્રત ચૂક્યા લાગે છે ! સવાચાર થયા તો યે હજી ઊઠતા નથી. કાલે રાત્રે બાર સુધી જાગેલા તેથી તો !

'અરે સાંભળ્યું ?...ઊઠો તો...' કહી હીરાદેવી પ્રાણભાઈને ઉઠાડી રહ્યાં છે.

પતિથી કદાચ વ્રતભંગ થઈ જાય, પણ અર્ધાંગના એવા પાપથી બચાવનાર બેઠાં છે પછી શું ?

'આજે દિવસે કાંતી લઈશ. અત્યારે ખૂબ ઊંઘ આવે છે.' પ્રાણભાઈ પથારીમાં પડ્યા કહે છે.

'દિવસમાં તો બાળકો તમને ઘડીએક ક્યાં છોડે છે તે કાંતી શકશો ? પછી મારી સાડીઓ કેવી રીતે પૂરી થઈ શકશે ?'

અણતૂટ વ્રતનું કારણ અંધારામાં યે દેખાઈ ગયું.

'પણ હવે આંખે ઝાંખપ વર્તાય છે. ચશ્માંનો નંબર પણ અંધારામાં કાંતીને વધી ગયો લાગે છે.'

'એ તો આળસમાં તમને એવું લાગતું હશે. કાલથી રાત્રે ત્રિફળાં પલાળીને સવારે એનું પાણી આંખે છાંટતા જાઓ. એટલે ઝાંખપ નહિ વર્તાય.'

રમણભાઇ આવી જ પહોંચ્યા. મને કહે : 'ઓહો કનુ! તું અહીં છે ?'

હીરાદેવીના મુખ પર હરખ માતો નથી. રમણભાઈ માટે જુદો ઓરડો, તેમાં બધી સગવડો તૈયાર છે. પ્રાણભાઇ પર બમણું કામ આવી પડ્યું છે. રમણભાઈ મને બોલાવતા રહે છે તેથી હવે હું વરપક્ષનો મટી કન્યાપક્ષનો મહેમાન ગણાઇ ગયો છું. રમણભાઇને સાથે જ લઇને આવ્યો હોત તો આટલા દિવસ ભાખરી–શાક ન ખાવાં પડત ને ?

હવે રોજ મિષ્ટાન્ન થઈ રહ્યાં છે. રમણભાઇ માટે નહાવા સારુ ગરમ પાણી, પીવા માટે માટલાનું ઠંડું પાણી, બપોરે આરામ લેવા બાળકોની શાળાએ વિદાય–વગેરે સગવડો સચવાઈ રહી છે. હીરાદેવીને બાવળે વળી આવી મીઠાશના મધપૂડા હશે તે તો રમણ-ભાઈ આવ્યે જ ખબર પડી !

રમણભાઇએ પણ પ્રાણભાઈએ લડતમાં આવવું એવો કાંઈક મત આપ્યો છે.

'હાય...માડી......અંગના કટકા થઈ જાય છે...' કહેતાં હીરા-દેવી ફરીથી ખાટલામાં તરફડિયાં મારી રહ્યાં છે. સારું છે કે ઓરડો બંધ છે. નહિ તો અંગના કટકા ઊડીને બહાર ચાલ્યા જાય તો શું થાય ?

ફરીથી ડૉક્ટર આવ્યા, તપાસ્યાં, દવા આપી, હરવાફરવાની ના પાડી. સાંજે હીરાદેવી હરતાંફરતાં થયાં.

પ્રાણુભાઈ કહે છે: 'જો તમારે ડૉક્ટરના કહ્યા પ્રમાણે ન જ વર્તવું હોય તો પછી નકામાં ખર્ચ શાં કરવાં?'

'મારે માટે ખર્ચ કરવું એ નકામું?' કહેતાં હીરાદેવી બરાડી ઊઠયાં. 'અમસ્થા તો કહેતા ફરો છો કે આ ઘર ને મૂડી હીરાદેવીનાં છે અને એમાંથી મારે માટે પાઈ વપરાતાં પરસેવો શાનો વળી જાય છે?'

પ્રાણુભાઈને પરસેવો પૈસા વપરાતાં વળ્યો હશે કે આ શબ્દો સાંભળીને?

રમણુભાઈ અને પ્રાણુભાઈ એકમત થયા પછી પ્રાણુભાઈ સમજાવી રહ્યા છે: 'જુઓ હીરાદેવી, તમારે જો અહીં રહેવું હોય તો અહીં. અહીં ન ફાવે તો તમારા પિતાને ઘેર મૂકી જાઉં, જેથી તમને એકલવાયું ન લાગે. લડતમાં ગયા વિના કેમ ચાલશે?'

'પરણવું હતું તે દી મારા બાપને પૂછવા યે નહોતા રોકાયા ને આજ મારા બાપને ઘેર મૂકવાની વાત કરો છો? હું તો અહીં જ રહીશ અને અહીં જ મરીશ. અને આ વનવગડામાં મારાથી એકલાં છોકરાં નહિ સચવાય. તમારાથી લડતમાં નહિ જવાય, નહિ જવાય. સો વાતની એક વાત.'

'એવી છોકરા-હઠ લો એ તમને શોભે? તમારે જરા વિચાર કરવો જોઈએ ને?'

'તો તમારે જરા પહેલેથી વિચાર કરવો હતો ને? મારા બાપ જેવડા હતા તે દિવસે પ્રેમ કરીને પરણવા નીકળ્યા ત્યારે ખબર ન હતી કે પરણવામાંથી બાળકો યે થશે અને એને સાચવવાં યે પડશે? લડત લડત કૂટી રહ્યા છો તે, લડતને પરણ્યા છો કે મને? ન સચવાતી

હોઉં તો છૂટા–છેડા ફાડી દો એટલે પછી હું મારું ફોડી લઇશ. તમે નહોતા તે દિવસે કાંઈ હું મરી નહોતી ગઈ.'

'તે દિવસે તો તમે એમ કહેતાં હતાં કે હું કમાઇશ ને તમે સેવા કરજો, હું બાળકોને સાચવીશ અને તમે લડતમાં જજો.'

'હું તો એવું ઘણું યે કહેતી હતી એ યાદ રાખ્યું છે તો આચાર્યજીએ પેલી 'સમળી અને ગરુડ'ની વાત કહેલી એ કેમ યાદ નથી રાખી? એ વખતે પ્રેમમાં તો એવું બધું ઘણું યે બોલાય. તમે કાંઇ પારણે ઝૂલતા નાના કીકલા ન હતા કે સમજી ન શકો. નકામું શું કામ વધારે બોલાવો છો?'

સાંજે નદીમાં દૂર સુધી ફરવા ગયા. પ્રાણભાઈ ગળગળા થઈને કહી રહ્યા છે: 'શું કરું, કનુભાઇ! ઘણી યે વાર થાય છે કે આ બધું યે છોડીને લંગોટી પહેરી ચાલ્યો જાઉં. પણ એ તો સહેલું છે. ચાર છોકરાંને સાચવવાં ને સંસાર-ભાર વહ્યે જવો એ જ કર્તવ્ય. જીવનસંગ્રામથી હારીને ભાગી જાઉં એમાં શોભા પણ શી?'

હજી સૈનિકનો લડાયક આત્મા પ્રાણભાઈમાંથી ગયો નથી લાગતો! જીવનસંગ્રામ વચ્ચે એ લડી જ રહ્યા છે ને? પેલો કસાઈ જૈન મુનિ પાસે અહિંસાની દીક્ષા લીધા પછી, છેવટ હવામાં હાથથી ઘેટાં-બકરાંની આકૃતિઓ કરી હાથથી મારી પોતાના જાતિસ્વભાવને વફાદાર રહ્યો હતો ને?

'પ્રાણભાઈ, આમ તે કંઇ ચાલે? હીરાદેવીને તમે સાચવો એ બરાબર છે. ખોટી વાતમાં તમે એમને નમતું આપ્યા કરો પછી એ મનફાવતું કર્યા જ કરે ને?' મેં દલીલ ખાતર કહ્યું.

'એ બધામાં ઊંડા ઊતરવા જેવું નથી, કનુભાઈ! આ તો પેલા ઋષિજી અને ઋષિપત્ની જેવું થયું લાગે છે. ઋષિ પાસે હજારો શિષ્યો ભણવા આવતા પણ ઋષિપત્ની સવારે એમની પૂજા વગેરે

કર્યાં પછી એક જોડો મારતાં. ઋષિ પણ નિત્યકર્મની વિધિ પ્રમાણે જોડો ખાવા તૈયાર રહેતા. એક શિષ્ય આ જોઇ ગયો. ઋષિને પૂછયું. ઋષિએ કહ્યુંઃ બેટા, પૂર્વજન્મને હિસાબે એ મારી પાસે લોહી માગે છે. ત્યાં સુધી એના જોડા ખાઇને ઋણ પતાવવું એ જ કષ્ટ છે ને? શિષ્યે કરામત કરી. કેસ વાગતાં કેમે ય ન અટકતા ઋષિના લોહીને એકઠું કરી, લાડવામાં ભેળવી ઋષિપત્નીને એ લાડવો ખવરાવી દીધો. બસ, બીજે દિવસે પૂજા વખતે જોડો ગેરહાજર! ઋષિ માથું ધરીને ઊભા રહ્યા. ઋષિપત્ની બોલ્યાંઃ પતિરાજ, આ શું કરી રહ્યા છો? ઋષિને પણ આશ્ચર્ય થયું. તપાસ કરતાં ખબર પડી અને આશ્ચર્ય શમ્યું.

'મારું યે કાંઇક આવું જ લાગે છે, કનુભાઈ? હીરાદેવી મારા લોહીનાં જ તરસ્યાં લાગે છે. લોહીનો લાડવો કરીને પેલા શિષ્યની જેમ કરવાનું ઘણી વાર મન...' કહેતા પ્રાણુભાઈની આંખમાં જળજળિયાં આવી ગયાં.

મારાથી ન કહેવાયું કેઃ રહેવા દેજો પ્રાણુભાઇ! કોને ખબર છે, એ તમારાં લોહીનાં તરસ્યાં હોવાને બદલે કદાચ હાડકાનાં ભૂખ્યાં હશે તો લોહી નકામું મફતમાં જશે ને હેરાનગતિ તો ઊભી ને ઊભી રહેશે.

રમણુભાઇ મહેમાની માણી, 'સમજીને માર્ગ કાઢજો.' કહી ચાલ્યા ગયા છે. પ્રાણુભાઈ હજી યે આવશે એવી મથલાળે હું બેઠો છું, પણ પ્રાણુભાઈ લડતમાં જવાની વાત કરે છે અને હીરાદેવીને મૂંઝારો ઊપડે છે, જીવ ગળે આવી જાય છે, અંગના કટકા થઈ જાય છે અને પાછા સંધાઇ પણ જાય છે!

મેં પ્રાણુભાઇની રજા માગી. પ્રાણુભાઈ કહેઃ 'હીરાદેવીને ઠીક થતાં વહેલી તકે આવી પહોંચીશ. ફરજ છે એ થોડી જ છોડી દેવાશે?'

કઈ ફરજ એ પ્રશ્નનો વિચાર કરવો છોડી હું ગાડે ચડયો. ભાવ-

નગર જતાં ટ્રેનમાં મનહર મળી ગયો. વાત સાંભળીને એ બોલ્યોઃ 'હું નહોતો કહેતો કે એ રચનાત્મક કાર્યમાં રોકાઈ ગયા છે ? નકામા આટલા દિવસ હેરાન થઈ આવ્યા ને ?'

'પણ આવડી મોટી લડત ઊપડી હોય અને પ્રાણભાઈ ન આવે એ...'

'અરે મને તો હવે આ સમૂહ લડતનો કાર્યક્રમ જ બરાબર નથી લાગતો. મહાત્માજી એમાં જ ખત્તા ખાઈ રહ્યા છે.' મનહર હસતો બોલ્યો.

'એટલે ?'

'એટલે એમ કે ગાંધીજી અત્યારે એમના સિદ્ધાંતોથી જ અવળા ચાલી રહ્યા છે. લડતને શહેરમાં ખેચી લાવીને કેન્દ્રીકરણ (Centralization) કરવાને બદલે એનું વિકેન્દ્રીકરણ (Decentralization) કરીને લડતને ગામડે ગામડે અને ઘેર ઘેર વહેંચી નાખવી જોઈએ. સૌ જ્યાં બેઠા હોય ત્યાં લડયા જ કરે. પ્રાણભાઈ લડતમાં ન છતાં ત્યાં ઘેર લડી જ રહ્યા છે ને ? આ જાતના પ્રયોગથી સૈનિકો કદી થાકે નહિ અને લડત કદી આથમે નહિ.'

## ૧૫

# અવળી ગંગા

લડત પૂરજોશમાં ચાલી રહી છે. કાર્યકરોને ભાષણ કરે તે પહેલાં ઘરમાંથી જ સરકારે અને રાજ્યોએ પકડી લીધા છે. વિદ્યાર્થીઓએ રંગ રાખ્યો છે. લડતની ધૂંસરી એમને કાંધે આવી છે. તેને દોડાદોડ ખેંચી રહ્યા છે. દોડાદોડીમાં પોલીસોને હાથ પણ આવતા નથી.

પણ આ લોકો શું ઊમટયાં છે? ટ્રેન દેખીને કાં તો બાળે છે કે તોડે છે. સ્ટેશનો, તારઓફિસો કશાની સલામતી નથી. આ લડત તે સરકાર સામે છે કે ટ્રેન સામે! સરકારી મકાનો, ચોરા અને પોસ્ટ-ઓફિસો પણ કાર્યક્રમમાં આવવા લાગ્યાં. સરકાર ત્યા છુપા-છને બેઠી છે એ તો દિવસમાં ત્યાં દસ વખત જતા ત્યારે ય નહોતું દેખાયું. અત્યારે એ તૂટી રહ્યાં છે એટલે નથી દેખાતું.

વગર દિવાળીએ આ ભંભોટિયા શા? ભમ્ ભમ્ એવા ચારે બાજુથી અવાજો કાન ફોડી રહ્યા છે, પણ દિવાળીના ભંભોટિયા ફોડવા અને સાંભળવા લોકો ભેગાં થતાં. આમાં તો ફોડનારો યે નથી દેખાતો અને સાંભળનારા તો ઊભી પુછડીએ ભાગે છે.

બોમ્બ! બોમ્બ! ભંભોટિયા બોમ્બ શબ્દમાંથી જ અપભ્રંશ થયો નથી લાગતો?

પણ બોમ્બ અહીં કયાંથી? આ તે ગૂજરાત–કાઠિયાવાડ છે કે

બંગાળ? લડતની માથાકૂટમાં આખો પ્રદેશ ભૂલીને બંગાળમાં તો નથી આવી ચડયો ને?

એકાદ માસ ન ગયો ત્યાં તો...વિદ્યાર્થીઓ કાં ન દેખાય? બે–ચાર વિદ્યાર્થીઓને લડતમાં આવવા પૂછી જોયું. ભાષણ કરવા-વાળા હવે કયાં મળે છે? અને વિદ્યાર્થીઓ જેવાં ભાષણ કરે પણ કોણ? પણ વિદ્યાર્થીઓ કહે છેઃ અમે 'અન્ડરગ્રાઉન્ડ' છીએ. ચાલે છે તો બધા ધરતી માથે અને 'અન્ડર ગ્રાઉન્ડ' કેવી રીતે કહે-વાતા હશે? વિશ્વના ગોળમાં આપણે ધરતીની ઉપર છીએ કે ધરતી આપણા ઉપર છે તેની કોને ખબર છે? તો તો ધરતી માથે ચાલનારા બધા ય કયાંક ' અન્ડરગ્રાઉન્ડ ' હોય નહિ! અમસ્થો પેલો બાર વર્ષનો કિશોર પણ પોતે 'અન્ડરગ્રાઉન્ડ' હોવાનું કહેતો હતો!

પણ લડત ચલાવ્યા વગર છૂટકો છે? સભા નહિ તો લડત શાની? અને સરમુખત્યાર નહિ તો સભા શાની? પેલો ધીરુ વત્સલાબેનને માબાપ પાસે ગામડામાં મૂકીને કયારનો યે જેલમાં જઈ બેઠો છે. વિનુભાઈ સિદ્ધાંતની ચર્ચામાંથી નવરા ન થયા, પણ રમાબેન વિનુભાઇને બાળકો સોંપી જેલ જઈ બેઠાં છે. આ રમેશ સહસ્ત્રરૂપ થવાનો છે કે શું? એનું નામ સરમુખત્યાર તરીકે થોડાક દિવસ રાજકોટ, થોકાક દિવસ વઢવાણ, તો થોડાક દિવસ ભાવનગર પણ ઝબકી જાય છે. કેટલેક સ્થળોએ લડવાનો છે? નામ તો બધે પહોંચ્યું છે. રૂપ હજી જૂનાગઢમાં કાં પડયું?

એક આંટો ત્યાં લગાવી આવવા દે. હિંમત પણ ત્યાં આવી જાય તો આટલા વખતની લડતનું સિંહાવલોકન અને આવતા સમ-યનો કાર્યક્રમ વિચારી લેવાય.

અહોહોહો! કેટલું બધું સુવ્યવસ્થિત ઘર! અનાજના ડબ્બા, અથાણાના બાટલા, મરચાં–મસાલાની બરણીઓ, ગાદલાં-રજાઇનો

ડામચિયો, બધાં જાણે શિસ્તબદ્ધ સૈન્યની જેમ ઊભાં છે. રજ પણ ઉપર દેખાતી નથી. ખુરશી, ટેબલ, આસનિયાં નિશાળના અગ્રાંકિત વિદ્યાર્થીઓની જેમ યથાસ્થાને ગોઠવાઈ ગયાં છે. રસોડું પણ કેટલું ચોક્ખું અને વ્યવસ્થિત છે ?

રમેશ કેટલો ભાગ્યશાળી લાગે છે !

અને હું પણ ઓછો ભાગ્યશાળી છું ! હિંમત પણ આજે જ આવી પહોંચ્યો છે. કામ વહેલું પતશે.

અમે ઓરડામાં બેઠા સવારથી ચર્ચા કરીએ છીએ. રમેશની આસપાસ તેની મોટી દીકરી રમી રહી છે. રમેશથી દૂર ખસતી જ નથી. હરીફરીને રમેશ પાસે આવે છે, માથે ચડે છે, મોંએ હાથ દે છે, બૂમો પણ પાડે છે. સમજાવવા જતાં વિશેષ બૂમો પાડે છે.

દસેક વાગ્યે કાન્તાબેન દેખાયાં. કહે: ‘ રમેશરાય, આ બાબાને સાચવો તો જરા.’

‘ બેબીને તો હું સવારનો સાચવું છું. બાબો અહીં રાખું તો પછી અમારી ચર્ચા ક્યારે ?...’

‘ બસ તમારે જ ચર્ચા ! ચર્ચાથી કાંઈ પેટ નહિ ભરાય. મારે પછી રાંધવું ક્યારે ? અગિયાર વાગશે ત્યાં તો ભૂખ ભૂખ કરતા આવી પહોંચશો. ખાવું હોય તો બાળકને સાચવવાં પડે. ’

હિંમતથી ન રહેવાયું: ‘ મારી બાને અમે પાંચ ભાંડુ હતાં, પણ કદી રાંધવા માટે દુકાને મારા બાપા પાસે મૂકવા જવાં ન પડતાં. અને મોટી દુકાનને કારણે મહેમાનો પણ ઓછા ન આવતા.’

‘તે વખતે રોટલા–શાકથી પતી જતું. આજ તો એકાદ ચટણી ઓછી થાય તો તમારા જેવાનાં ટીચકાં ચડી જાય એનું શું ?’ કહીને કાન્તાબેન ચાલ્યાં ગયાં. દૂરથી સંભળાવતાં ગયાં : ‘ ભલે ને મોડું થાય. મારે શું ?’

આ હિંમત પણુ ઉતાવળિયો છે. એનાં બા આમ કરતાં ને તેમ કરતાં એમ કહે છે, પણ કાન્તાબેનનાં બા શું કરતાં ને શું નહિ એ વિચારવા પણ ક્યાં થોભે છે?

બપોરે એક વાગે જમવા બેઠા. ચર્ચાને કારણે અમે ત્રણેય ગંભીર છીએ. કાન્તાબેન કહેઃ ' રમેશરાય, કેમ ગંભીર છો ? '

રમેશ કહેઃ ' અમસ્થો, આ ચર્ચાને કારણે. '

કાન્તાબેનઃ ' હું બધું યે સમજું છું. બાબાને સોંપવા આવી ત્યારથી ગંભીર થઇ ગયા છો એ મને નથી ખબર ? '

રમેશઃ ' ના રે ના, તું નકામું ધારી બેસે છે. '

કાન્તાબેનઃ ' હું તો નાની કીકલી એટલે અમસ્થી જ ધારી બેસું. મને કાંઈ ખબર પડે છે ? '

રમેશઃ ' પણ કહ્યું કે તારું કારણ નથી તો યે ? '

કાન્તાબેનઃ 'હા, હા, તો ય. મને કોઈ ભર્યા ભાણા સામે ગંભીર થઈને બેસે એ ન ગમે.' કહીને એ થાળી હેલીને ઊભાં થઈ ગયાં. થાળીઓ પીરસેલી સામે પડી છે. ચટણીઓ તો ઘણી પડી છે, પણ એકે ય હજી કયાં ચાખી શકાઈ છે ? પીરસેલી થાળી સામે ગંભીર થઇને કોઈ બેસે એ તો અમને ય નથી ગમતું પણ કોને કહીએ ? થાળી પર બેસાડી જ રાખવા હતા તો આટલી સ્વાદિષ્ટ રસોઇ કાં કરી ? રોટલા–શાક હોત તો વળી થોડો વખત શ્લોક ભણીને નિષ્કામ-પણે બેસી શકત.

રમેશ સમજાવવા ગયો. એકાદ કલાકે કાન્તાબેન સમજ્યાં. જમવા બેઠા, પણ ઊની રસોઈનો સ્વાદ તો ખોયો. ભૂખ મરી ગઈ પણ તદ્દન ભૂખ્યા રહેવામાંથી બચી ગયા.

બીજે દિવસે સાંજે ચર્ચાઓ ચાલે છે ત્યાં કાન્તાબેન આવ્યાં. રમેશને પૂછ્યું : ' આજે વાટીદાળનાં ભજિયાં કરું ? ભાવશે ? '

ચર્ચાના ખ્યાલમાં ને ખ્યાલમાં રમેશે કહ્યું: 'હા, હા, કર ને એ.'

'પછી કહેતા નહિ કે મને ભાવ્યાં નહિ ને ગમ્યાં નહિ. તમને એ ન ફાવતાં હોય તો તમે કહો એ બીજી વાની કરું.'

'અરે જે કર તે ફાવશે.' રમેશે જવાબ આપ્યો અને ચર્ચામાં વળ્યો.

જમવા ગયા. કાન્તાબેન રમેશને પૂછે છે: 'ભજિયાં કેવાંક થયાં છે?'

'સારાં છે.'

'કેમ આમ ટાઢોટાઢો જવાબ આપો છો?'

ગરમ ભજિયાં ખાતાં ગરમ જવાબ આપવો જોઈતો હશે?

'ના, ના, ટાઢો જવાબ શો? કહ્યું ને કે સારાં થાય છે. ઘણાં સારાં થાય છે.'

ભજિયાં તળવાનો ઝારો બાજુમાં પછાડતાં કાન્તાબેન બોલ્યાં: 'બસ, પૂછવા આવીએ ત્યારે જવાબ ન આપવો અને પછી ખાતી વખતે ચેડાં કરવાં. હું જ હરખપદુડી થઈને આવું રાંધવા ન બેઠી હોત તો...' કહેતાં એ ઊભાં થયાં.

તેલ બરાબર ઊકળી રહ્યું છે. વરાળ જથ્થાબંધ ઊંચે ચડી રહી છે. એ જ વરાળ ઠરીને ટીપાંરૂપે કાન્તાબેનની આંખોએ ટપકી રહી છે કે શું?

રમેશે ખૂબ સમજાવ્યાં. આજ તો મારે ય મદદમાં કહેવું પડયું કે: 'વાટીદાળનાં ભજિયાં ખાવા તો હું ઘણી વાર ગામડેથી પાંચ માઇલ ચાલીને શહેરમાં આવું છું.'

આજે સમજાવતાં બે કલાક ગયા. કાલે રસોઈ ઠરી ગઈ હતી.

આજે ભજિયાં ગરમ છે પણ અમે ઠરી ગયા છીએ. સૂતી વખતે હજી કાન્તાબેન ઠર્યાં હોય એમ લાગતું ન હતું.

સવારે અમે દૂધ પીવા ગયા. બાબો જરા એં એં કરવા લાગ્યો. કાન્તાબેને બાબાને ખોળામાં ખેંચ્યો. છાનો રાખવા ધવરાવવા લાગ્યાં.

રમેશ કહે: 'બાબાને જરા પછી ધરાવવો હતો ને? આ દૂધ પછી ઠરી જશે.'

કાન્તાબેન: 'તમે દૂધ પી લો ને! હું પાછળથી પી લઈશ.'

અમે દૂધ પી લીધું ને ઊઠયા. બાબાએ ધાવી લીધું. કાન્તાબેને દૂધને જરા વધારે દૂર ધકેલ્યું. રમેશ કહે: 'હવે તો બાબાએ ધાવી લીધું, દૂધ પી લે ને.'

કાન્તાબેન: 'પી લઈશ એ તો હું. તમે બધા રસોડામાંથી બહાર જાઓ ને. મારે હજી વાસણ માંજવાં છે તે પછી ક્યારે માંજીશ?'

અમે મેડી પર બેઠા છીએ. ધડાધડ તડીંગધામ્ વાસણ પછડાઈ રહ્યાં છે. કંસારાએ ધાટ બરાબર નહિ ઉતાર્યા હોય તે કાન્તાબેન સરખા કરી રહ્યાં છે કે શું?

બપોરે જમવા ગયા. કાન્તાબેને પોતાની થાળીમાં માત્ર એક જ રોટલી લીધી. રમેશ કહે: 'કેમ એક જ રોટલી લીધી? રોજ તો ચાર રોટલી...'

'આજ ભૂખ ઓછી છે.'

'આજે તો મોડા જમવા બેઠા છીએ તે વધારે ભૂખ લાગે ને?'

'સવારે તો એકલું દૂધ પીને હાલ્યા ગયા ત્યારે કેટલી ભૂખ લાગી હશે તેનો ખ્યાલ નહોતો કર્યો!'

'પણ તેં જ કહ્યું'તું ને કે તમે દૂધ પી લો. હું પછી...'

'હા રે હા, અમસ્થા કદી એકલા દૂધ પીતા નથી ને આજે

કઈ ઉતાવળે આંટો લીધો હતો ? નકામા ઢોંગ શું કામ કરો છો ? તમે તમારે ખાઈ લો ને ? હું મારે પછી ખાઈ લઈશ.' કહી થાળી ધકેલી ઊભાં થયાં.

રમેશ સમજાવવા ગયો. ધડાધડ અવાજ. આ અવાજ વાસણ જેવો નહિ; જરા બોદો બોલે છે. જોઉં છું ત્યાં કાન્તાબેન હાથથી કપાળ કૂટી રહ્યાં છે. કપાળનું તો ગમે તે થાય, પણ હાથ દુઃખવા આવશે તો કાન્તાબેન સાંજે રાંધશે કેવી રીતે અને અમે ખાશું શી રીતે ? રમેશ પણ હાથ કાં ઝાલતો નથી ?

સાંજે રાંધવાની ચિંતા જ ટળી ગઈ. પાંચ વાગે પતાવટ થતાં બપોરનું અને સાંજનું ભોજન સાથે જ પતાવી લીધું.

આજે અમે સૌ ઉપરકોટ જોવા જઈએ છીએ. સાથે નાસ્તો પણ લીધો છે. દરવાજા સુધી ઘોડાગાડી કરી. ઊતર્યા બાદ કાન્તાબેન કહે : 'રમેશરાય, તમે બાબાને તેડો, હું બેબીને તેડીશ.'

સૂરજ આથમણો ઊગ્યો કે શું ? આવડી મોડી બેબીને કાન્તાબેન ઉપાડશે ? ત્યાં તો કાને શબ્દો પડયા : 'હવે જરા ચાલતાં શીખો. નાનાં નથી કે તેડવાં પડે.' કહેતાં કાન્તાબેનનો હાથ બેબીના સાથળ પાસે ગયો. અને બેબી જાણે વીંછી કરડયો હોય એમ ઠેકડા મારવા લાગી. તરત બીજો હાથ બીજા સાથળ પાસે ગયો અને પગની ધ્રુજારી દૂર થતાં બેબી સીધી ચાલવા લાગી.

ઝમઝમ તોપ. ખાપરાકોડિયાનાં ભોંયરાં, મસ્જિદ વગેરે જોયું ત્યાં રમેશ કહે : 'કાન્તા, જરા બાબાને લે તો હું લઘુશંકા કરી આવું.'

બાબાને હાથમાં લેતાં કાન્તાબેન બબડયાં : 'ભાર પણ અધોં મણ જેટલો છે. ઊપડે પણ કેવી રીતે ?'

હિંમત કહે: 'આ બધી સ્ત્રીઓ ગાઉગાઉથી મણ મણ પાણીનાં બેડાં કેવી રીતે ભરી આવતી હશે ?'

કાન્તાબેન કહે : 'એવી સ્ત્રીઓ તમારી સાથે આમ રખડવા આવવા નવરી ન હોય ને ?' કહી એ પાછળ ચાલવા લાગ્યાં. રમેશ આવતાં બાબાનો ભાર ઊતર્યો પણ મોઢા પર કાંઇક ભાર ચડી ગયો.

ડેમ ઉપર તો કાન્તાબેનથી નહિ અવાય. હું ને હિંમત જોવા ઊપડયા. પાછા આવીએ ત્યારે રમેશ બાબા–બેબીને દૂર નળે પાણી પાવા ગયો છે.

કાન્તાબેન કહે : 'અમે તો પાછાં જઈએ છીએ.'

મેં કહ્યું : 'હવે અર્ધું જ જોવાનું બાકી રહ્યું છે ને !'

કાન્તાબેન : 'હું તો આવવા તૈયાર છું. પણ રમેશજી જ હા નહિ પાડે ને ! હું કહું તો યે ન આવે ને !'

રમેશ આવીને કહે : 'ત્યારે અમે તો હવે પાછા જ જઈએ. તમે બધે ફરીને આવજો.'

મેં કહ્યું : 'પણ હવે કયાં ઝાઝું બાકી રહ્યું છે ? સૌ સાથે જ જઇએ.'

રમેશ કહે : 'ના ના, અમે તો બધું જોયું છે. આ બાળકો પાછાં કજિયા કરે.'

રમેશ–કાન્તાબેન પાછાં ફર્યાં. નાસ્તો તે કાન્તાબેન સાથે જ ગયો. ફરીફરીને કિલ્લા પરના રાણકદેવીના ગોખ પર આવીને બેસતાં મેં હિંમતને કહ્યું: 'ઘેર તો ભૂખ્યા રહીએ છીએ, પણ આજે અહીં યે ટટળી પડયા.'

હિંમત કહેઃ 'રમેશ પરણ્યો ત્યારનો ટટળે છે, તો તારે ચાર-પાંચ દિવસ ટટળવામાં કયો વાંધો આવી જાય છે ? મિત્ર તરીકે એટલી યે સહાનુભૂતિ ન બતાવે ?'

'આ બધું છે શું ? ઘર તો રૂપાળું હસતું હોય છે. પણ રમેશ-કાન્તાબેન કાં નથી હસતાં ? રંધાય છે તો સરસ, પણ સુખે ખાવા કદી કાં નવી પામતાં ?'

હિંમત કહેઃ 'રમેશ એ જ માગે છે. કાન્તાબેન કહેશે રાત તો કહે રાત અને કહેશે દી તો કહે દી. પછી આ જ દશા થાય ને ?

' પરણ્યાંને થોડાં દિવસ થયા અને શીશા-શીશલીઓ અને બરણી-બાટલા કાન્તાબેને મંગાવવાં શરૂ કર્યાં. મેં કહ્યુંઃ 'આ ગામડામાં શહેર કયાં લાવવા લાગ્યો રમેશ ! તાણીને તૂટી મરીશ તો યે અહીં શહેર ખડું નહિ થાય.' પણ કાન્તાબેન કહે પછી ના પડાય ? અથાણાં, કચુંબર, મુરબ્બા તૈયાર થવા લાગ્યા. રમેશ નવી ચીજો લાવવા-માંથી નવરો થાય તો ખાવા પામે ને ?

' ભગવાને વળી નવ માસમાં ઘેર પારણાં બંધાવ્યાં પછી શહેરમાંથી બરણી-બટાલા તાણવાને બદલે રમેશ પારણું તાણવા લાગ્યો. કાન્તાબેન તો ઘરકામમાંથી નવરાં થાય ત્યારે ને ? કાર્યાલયમાં પણ આવીને બાબાને મૂકી જાય. કારીગરોને હેરાનગતિ થતાં મેં બાબાને કાર્યાલયે લાવવા ના પાડી અને કાન્તાબેનને ખોટું લાગ્યું. એમને ખોટું લાગે પછી રમેશને પણ ખોટું લાગવું જોઇએ. બસ, આખું ગામ બદલવાની વાત થઈ. હું ન ગમ્યો એટલે આખું રંગપુર ન ગમ્યું. બે દિવસમાં ઘર ફેરવીને સામે ગામ ટીંબલા રહેવા ગયાં.

' પણ ત્યાં સમીસાંજમાં રમેશે પહોંચવું જોઇએ, નહિ તો કાન્તા-બેનને ન ગમે. એક દિવસ મોડું થયું અને મોઢું ચડી ગયું. બીજે દિવસે સવારે રમેશને કહેઃ 'આજે શહેરમાંથી અથાણાના મસાલા લઇ આવો.'

રમેશ કહેઃ 'આજે કાર્યાલયમાં કામ છે. આવતી કાલે કાર્યાલયનાં ગાડાં જવાનાં છે તેની સાથે આવીશ. પણ બ્રહ્માસ્ત્ર અને કાન્તા-બેનનાં વચન પાછાં ફરે ? બપોરે ન રાંધ્યું.

' રમેશ કામ પતાવી વહેલો ઘેર ગયો ત્યાં તો પોંખ્યોઃ 'મને આ ગામડામાં નાખીને જીવતાં દાટી દીધી છે. મારું આખું જીવન ધૂળ-ધાણી થઈ ગયું છે. આ કરતાં તો ભગવાન દોરી ખેંચી લે તો સારું...'

ક્હી માથાં કૂટયાં પણ ભગવાને કદાચ નહિ સાંભળ્યું હોય અને દોરી નહિ ખેંચી હોય તેથી કાન્તાબેને ગ્યાસતેલનો ડબ્બો ખેંચ્યો અને બેઠાં બળવા. રમેશને કહેઃ 'બસ મારે મરી જવું છે.'

રમેશ સામે ગામથી દોડયો આવ્યો. મને કહેઃ 'દોડ હિંમત, કાન્તા બળી મરે છે.'

મેં દોડતાં દોડતાં કહ્યુંઃ 'ગાંડા, બળી મરતી હોય તેને ઠારવા રોકાવાય કે મને તેડવા અવાય?'

રમેશ કહેઃ 'હજી દીવાસળી નથી મેલી. કપડાં બોળીને બેઠી છે. કહે છેઃ બસ બળી મરવું છે.'

મેં કહ્યુંઃ 'ગાંડા! ત્યારે વહેલો બોલ ને જરા! નકામો બે ખેતરવા દોડાવ્યો. બળવા બેસે એ કોઇને બોલાવે નહિ અને બોલાવે એ બળે નહિ. ધીમો ચાલ ધીમો. વાત કર, શું થયું છે!'

ઘેર ગયા ત્યાં કાન્તાબેન બેબીને લઇને સતી થવું હોય તેમ તૈયાર થઇને બેઠાં છે. મેં બેબીને ખેંચી લઇને કહ્યુંઃ 'તમારે બળી મરવું હોય તો છૂટ છે, પણ જરા ઘર બહાર આવો. ઘર પારકાં છે, અત્યારે પૈસા ચૂકવી શકાય તેવી સ્થિતિ નથી.'

રમેશ કહેઃ 'અરે હિંમત, તું આ શું ગાંડાં કાઢી રહ્યો છે. કયાંક કાન્તા બળી મરશે.'

મેં કહ્યુંઃ 'બે કલાક બળવાની રાહ જોઈ શકે એ બીજાં બાવન વર્ષ પણ રાહ જોઈ શકે. નકામો વેવલો થા મા. ઘર બહાર નીકળ. ઘર બળી જશે તો એની યે ઉછીઉધારા લઈ જોગવાઈ કરશું.'

કાન્તાબેન કહેઃ 'બળી તો ઘણી યે મરું. પણ મારી બેબીનું શું થાય?'

મેં કહ્યુંઃ 'એ બાબતમાં ચિંતા રહેતી હોય તો અત્યારે જ વીલ લખી આપું કે તમારી બેબીને ખવરાવીને હું ખાઇશ અને સુવરાવીને

સુઝશે. તમારો જો એટલો જ જીવ વળગી રહેતો હોય તો સદ્ગતિ કરો.'

કાન્તાબેન કહેઃ 'માને કેટલી ચિંતા હોય એ તમને પુરુષને શી ખબર પડે!'

મેં કહ્યુંઃ 'બેબીની કે જીવવાની?'

થોડી વારે કપડાં બદલીને કાન્તાબેન નવાવતારે બહાર આવ્યાં અને ગ્યાસતેલમાં બોળેલ કપડાં ધોવરાવવા રમેશને જૂનાગઢનો આંટો થયો અને રૂપિયો એક ધોલાઈ આપવી પડી તે વધારામાં.

'હજી યે રમેશ કાન્તાબેન કહે તેમ કરી રહ્યો છે. ટીંબલા ન ગમ્યું તો અહીં લડત–ટાણે જૂનાગઢ આવ્યો અને હજી કોણ જાણે કેટલાં યે ગામ ફરશે. કાન્તાબેનનું ધાર્યું ન થાય તો તરત આપઘાતની વાત. હજી યે રમેશને આપઘાતની બીક નથી ગઈ. હું ઘણું યે કહું છું કે ગાજ્યા મે વરસે નહિ, પણ ચારપાંચ આપઘાત જોયા વિના એને એ નહિ સમજાય!' કહેતાં હિંમતે વાત પૂરી કરી.

સાંજના અંધારામાં ઉપરકોટ ઊતરતાં મને થાય છેઃ જુનવાણી લગ્નોમાં ભૂતપ્રેત વળગતાં. પ્રેમલગ્નોમાં ભૂત–પ્રેતને બદલે આપઘાત વળગતો લાગે છે કે શું?

હસે છે, હસે છે, કાન્તાબેન સવારના પહોરમાં ખડખડાટ હસી રહ્યાં છે. આવો આનંદ તો આજે પહેલી જ વાર દેખાયો.

'કાન્તાબેન પરીખ......ટપાલ લઇ લેજો...' કહેતાં ટપાલીએ ટપાલ ફેંકી. 'મારી બાનો કાગળ!' કહેતાં કાન્તાબેને ઠેકડો માર્યો. વાંચતાં ગયાં તેમ હાસ્ય ઘટતું ગયું.

રમેશ કહે : 'શું લખે છે બા?'

કાન્તાબેન કહે : 'કાંઈ નહિ.'

રમેશ કહે : 'તો કાંઇ કોરો કાગળ થોડો જ પોસ્ટ કર્યો હશે?'

રમેશ હજી હાસ્યની લહેરમાં લાગે છે.

કાન્તાબેન : ' તમારે મારી બાની મશ્કરી ન કરવી એમ હજાર વાર કહ્યું છે તો ખરું. મોટાંનો કાંઈક વિવેક જાળવતા હો! લાજમરજાદ તો નેવે મૂકી છે.'

કાગળ રમેશના માથા પર ફેંકી કાન્તાબેન મેડીએ ચડી ગયાં. નેવેથી લાજ–મરજાદ ઉતારવા ગયાં હશે ?

કલાક બાદ રમેશ કહેઃ ' ત્યારે હું શાક લઈ આવું.'

કાન્તાબેનઃ 'બાબો સૂઇ ગયો છે એ જાગે તો પછી કોણ સાચવે ?'

રમેશ : 'બાબો હમણાં જ સૂતો છે એટલે અર્ધો કલાક સૂઈ રહેશે. ત્યાં સુધીમાં આવી જઈશ.'

કાન્તાબેનઃ ' તો મેં ક્યાં ના પાડી છે ? આ રસ્તો પડ્યો. બાબાને વળી તમે કે'દી સાચવ્યો છે તે આજે એક દિવસ નહિ સાચવો તો હું તણાઇ મરીશ.'

બપોરે જમતી વખતે જ કાન્તાબેનને માથું દુઃખવા આવ્યું અને સોડ તાણીને સૂઈ ગયાં. કદાચ બાબાને સાચવવાથી તણાઈ ગયાં હશે.

રમેશ સમજાવવા ગયો તેમ માથું વધારે દુઃખવા લાગ્યું થોડીક વારે રમેશ પાછો આવ્યો. કહેઃ ' ચાલો આપણે હાથે લઇને ખાઇ લઇએ. પડે એ પાટમાં.'

હિંમત કહેઃ ' પણ વાત શી છે ?'

રમેશઃ ' રામ જાણે ! એની બાના કાગળમાં કાંઇક આવ્યું છે તેથી ઉતાર રોષ બધો મારા પર. એની બાને ય ખબર છે કે એની એક લીટીથી અહીં રાંધ્યાં રઝળતાં હશે ?'

ખાવાનું શરૂ કર્યું ત્યાં તો કાન્તાબેન બારણામાં દેખાયાં. કહેઃ ' રમેશરાય! તમારે પાયે પડું. મારી બાનું નામ મેલશો તમે ? શા માટે એને વગોવો છો ?'

રમેશઃ 'પણ અમે ક્યાં એનું નામ લીધું છે ?'

કાન્તાબેનઃ 'હું પાસેના ઓરડામાંથી નહિ સાંભળતી હોઉં કાં ? મારી બાએ મને જન્મ જ ક્યાં આપ્યો કે એને તમારી ગાળો ખાવાનો વખત આવ્યો !'

કહેતાં કાન્તાબેન રસોડાના બારસાખ સાથે માથાં પછાડવા લાગ્યાં. વાતો તો અમે કરતા હતા. બિચારા બારસાખને ક્યાં ચોરસને બદલે ગોળ કરવા બેઠાં.

રમેશ બેઠો જ રહ્યો એટલે કાન્તાબેન ઓરડામાં ગયાં. 'હાય... હાય...' અવાજો આવવા લાગ્યા. 'ધડીમ્ ધડીમ્' અવાજો પણ શરૂ થયા. સાંભળવા–ખાવા કરતાં જોવા જવા દે. અમે બધા ઓરડે આવ્યા. કાન્તાબેન ઓરડાની ભીંત સાથે 'ધડીમ્ ધડીમ્' માથાં પછાડી રહ્યાં છે. આ ઓરડો પણ વેળા–કવેળા જોયા વગર હસી રહ્યો હતો તે ઠીક લાગમાં આવ્યો છે.

રમેશ અટકાવવા જાય છે તેમ કાન્તાબેનના ધડાકા વેગ પકડતા જાય છે. ઓરડો ધણધણી ઊઠયો. પાસે રહેતો મકાન–માલિક પણ દોડયો આવ્યો. ઓરડો પડવાની બીક લાગી કે શું ?

ચારેક કલાકે વાત પતી. અરુંધતી વગર દેવોનો આખો યજ્ઞ અટકયો હતો તો પછી કાન્તાબેન વગર એકલા રમેશથી કાંઈ ખાઈ શકાય ? પરણતી વખતે એણે જ 'વસિષ્ઠ–અરુંધતીનું સૌભાગ્ય !'ના આશીર્વાદ હસતાં હસતાં નહોતા ઝીલ્યા ?

સાંજે અમે મેડી પર બેઠા છીએ. કાન્તાબેનને રસોડામાં કામ છે. કહેઃ 'ચાલો ને રમેશરાય.'

રમેશ કહેઃ 'જઈ આવ ને તું એકલી !'

જરા ચાગલાં થતાં કાન્તાબેન કહેઃ 'હું એકલી ત્યાં કેવી રીતે જાઉં ?'

જમવાની પેઠે ત્યાં યે રમેશની સાથે જ કાન્તાબેનને જવાની ટેવ છે કે શું ?

રમેશ કહેઃ ' આખો દિવસ તો તું ક્યાં એકલી હોય છે. આવી અંધારાની બીક શી ?'

કાન્તાબેનઃ 'એ તો તમને બીક લાગતી હોય તો ખબર પડે. ચાલો ને! નકામા શું હેરાન કરો છો ? '

હિંમત ન રહી શક્યોઃ ' રમેશથી નથી બીતાં ને આટલાં અંધારાથી બીઓ છો, કાન્તાબેન ?'

કાન્તાબેનઃ 'તમે વચમાં ડાહ્યા થતા ન હો તો ! '

રમેશને જવું જ પડ્યું.

આ રમેશ રૂપાળો થવાને બદલે અંધારા–સ્વરૂપ બન્યો હોત તો બધી વાત સીધી થઇ જાત ને ?

થોકડોએક ટપાલ ફેર–રવાના થઇને જૂનાગઢ આવી પડી છે. વીરમગામના બધા શિક્ષકોએ સરકારી વિરોધમાં રાજીનામાં આપ્યાં પણ પેલાં ચંપાબેને હજી રાજીનામું નથી આપ્યું. વીરમગામની આબરૂ જવાનો વખત આવ્યો છે. કન્યાશાળા હજી ચાલતી રહે તેમાં શી શોભા ? આ ચંપાબેન તો રાજકોટમાં છોટુભાઈ સાથે પ્રેમમાં પડેલાં અને ત્યાંગી વીરમગામ જઈ વસેલાં છે તે જ ને? છોટુભાઇ ગયે વખતે ઠેઠ સુધી લડતમાં હતા ને આ વખતે શું સૂઝ્યું?

હિંમત કહેઃ ' તારે સમજાવવા જવું પડશે, કનુ. મારે ભાવનગર તરફ કામ પતાવવાનું છે. '

મેં કહ્યુંઃ 'પણ આ પ્રેમીઓને ત્યાં જવાનું મારે જ ભાગે કેમ આવે છે? બીજું તો કાંઈ નહિ, પણ જ્યાં જવાનું થાય છે ત્યાં ભૂખે મરવું પડે છે એનો કોઈ ઈલાજ ?'

હિંમત કહેઃ 'જેલમાં બેઠા ભૂખ–હડતાળ પર ઊતર્યા છીએ એમ માનવું.'

'પણ આસપાસ પોલીસ—પહેરો અને ચાર દિવાલ વગર મન નથી માનતું એનું શું ?'

જૂનાગઢમાંથી નીકળતી વખતે રમેશને કહ્યું: 'વહેલી તકે હવે આવી પહોંચ તો સારું. લડતમાં યે જરા વેગ રહે.'

હિંમત કહેઃ 'ઘેર બેઠાં લડતનો વેગ માણી રહ્યો છે તેને નકામો સામૂહિક લડતના વેગમાં કયાં ખેંચી રહ્યો છે? બે વેગ ભેગા થશે તો નકામી ચકરી આવશે.'

રમેશ કહેઃ 'હિંમત! પછી સૈનિકમાંથી સાવ મને બહાર ગણી કાઢયો કે શું ?'

હિંમત કહેઃ 'ના રે, ઘેર બેઠાં તું લડી જ રહ્યો છે, પછી સૈનિક બહાર ગણી કેમ શકાય ?'

૧૬

# મીઠી એક વીરડી

વીરમગામ ખરે બપોરે ઊતર્યો. ઘેર છોટુભાઈ ત્રણ બાળકો સાથે રમી રહ્યા છે. બે બેબી અને એક બાબો.

મને જોઈને કહે: ‘આવો કનુભાઇ, તમે અચાનક?’

મેં કહ્યું: ‘ના રે, આ લડતના દિવસોમાં વળી અચાનક કેવું?’

છોટુભાઈ કહે: ‘કયાંક મારા જ ઘરમાં લડત લાવતા નહિ!’

છે તો એવું જ, પણ જરા મોડેથી વાત.

કલાક બાદ છોટુભાઈ કહે: ‘તમે આવ્યા તે ઠીક થયું. મારે એક ઠેકાણે મળવા જવું હતું. બાળકોને એકલાં મૂકી કેમ જવું તે વિચારતો હતો. તમે છો એટલે હવે જઈ આવું.’

મેં કહ્યું: ‘પણ બાળકો મારી પાસે રહેશે?’

છોટુભાઈ: ‘હોવે? માત્ર તેઓ કાંઈ નિવેડો લાવવા આવે ત્યારે તમારે ચુકાદો આપવો, બસ.’

બાળકો પાસેના ઓરડામાં રમી રહ્યાં છે. થોડી વારે આવીને મોટી બેબી કહે: ‘કનુભાઈ, અમે હવે ગરબા ગરબા રમવા શરૂ કરીએ છીએ. બાબો કહે છે: હું યે ગરબામાં રહીશ. પણ છોકરાથી કાંઈ ગરબા રમાય?’

બાબો કહે: ‘પણ કનુભાઈ! બે બેનો રમે ને ભાઇથી એકલા બેસી રહેવાય?’

મૂંઝવણનો પ્રશ્ન. આટલી મૂંઝવણ તો અદલ ઇન્સાફી હારૂન–અલ–રશીદને પણ નહિ થઈ હોય.

મેં કહ્યું : 'એ એનો ગરબા લે ને બાબો તબલાં વગાડે. તબલાં વિના ગરબા શોભે ?'

'સરસ ! સરસ ! તબલાંનું તો આપણે ભૂલી જ ગયાં.'

થોડી વારે બાળકો આવ્યાં. કહે : 'કનુભાઇ અમે ઘર ઘર રમીએ છીએ. તમે અમારા મહેમાન થાઓ.'

મેં કહ્યું : 'મહેમાન તો હું તમારા બા–બાપુજીને થઇ ચૂક્યો છું. તમારો મહેમાન થાઉં તો એ વઢે ને ?'

મોટી બેબી કહે : 'બા–બાપુજી એમાં કાંઈ વઢે ? એ તો ઘેર આવેલો મજૂર બરાબર કામ ન કરે તો વઢે.'

ઠીક ત્યારે એવડી મહેમાનગતિ માણી લેવા દે.

મહેમાનને વઘારેલા મગ, થોડાં કાજુ–પીસ્તાં અને ખારેક પણ મળી. મેં કહ્યું : 'મને તમારા નાસ્તામાંથી આપો છો તો તમારો નાસ્તો ઘટશે ને ?

વચેટ બેબી કહે : 'લો, કેવા છે કનુભાઇ ! મહેમાન ખાય એથી કાંઇ ખાવાનું ઘટે ? બા–બાપુજી મહેમાનને કેવાં ફરીફરીને પીરસતાં હોય છે ?'

થોડીવારે પાછાં બાળકો આવ્યાં. કહે : 'ચાલો, અમે ગાડી ગાડી રમીએ છીએ. તમારે ઘોડો થવાનું.'

ખાધું હક્ક કરવું પડશે, રામ !

મેં કહ્યું : 'હું તો ઊંચો ઊંટ જેવો છું ને ઘોડો કેવી રીતે થઈ શકીશ ?'

મોટી બેબી કહે : 'લો, તમે ય કેવું બોલો છો ! અમે કહીએ

તો તમે બકરી પણ થઈ શકો. માત્ર બકરી થતી વખતે બેં...બેં... બોલવાનું, એટલું જ.'

ઘોડો બની પણ ગયો.

આ પણ પેલા જાદુગર તંબોલીના ઘર જેવું છે કે શું ? માણસને ધારે તે બનાવી શકે. ગળે માત્ર ગળીનો દોરો નથી બાંધતાં એટલો ફેર છે.

દોઢેક કલાકે છોટુભાઇ આવ્યા. કહે : 'બાળકોએ કાંઈ હેરાન નથી કર્યા ને ?'

મેં કહ્યું : 'હેરાન તો નથી કર્યો. માત્ર દોઢ કલાકમાં ચાર અવતાર આપી દીધા.'

મોટી બેબી કહે : 'પણ અમે ય અત્યાર સુધીમાં દસ ખેલમાં દસ વેષ કર્યા તેનું કેમ ?'

મારા યે દશાવતાર કર્યા હોત તો હું ચોરાશીના ફેરામાંથી બચી જાત ને !

સાંજે એક આધેડ બાઈ રસોડામાં રાંધી રહ્યાં છે. અમે જમવા ગયા. બોલ્યા વગર વધારે ને વધારે પીરસતાં જતાં એ છોટુભાઈ ને કહી રહ્યાં છે : 'આ તુવેરની દાળના એટલા ભાવ વધતા જાય છે કે નામ નથી લેવાતું.'

છોટુભાઈ કહે: 'આપણે તો કાઠિયાવાડનાં છીએ. શાકમાં જરા રસો વધારે કરશો તો દાળ અને શાક–બેયનું કામ ચાલશે.'

'આ ઘઉંના ભાવ પણ વધી રહ્યા છે.'

'લઈ લો બાજરો. શિયાળામાં તાકાત પૂરશે.'

શાળાએથી મોડે પાછાં ફરેલાં છોટુભાઇનાં નાનાં બેન જમવા બેસતાં કહે છે: 'એમાં તો ભાભીને મજા. બસ રોટલો ખાંડીને ખાવો એટલે પછી ચાવવા માટે ચોકઠાંની જરૂર જ નહિ. કેમ ભાભી ?'

આ રાંધી રહ્યાં છે તે જ ચંપાબેન ! મોઢામાં અત્યારે ચોકઠું નથી તેથી ડોસી જેવાં દેખાઈ રહ્યાં છે. મોઢું પણ ખાસ રૂપાળું નથી. છોટુભાઈ મોટા કે એ—તે જ પ્રશ્ન થાય તેવું છે.

રાત્રે શાક ચૂંટતાં અમે સૌ ટોળે વળી છે બેઠાં છીએ. ચંપાબેને પુછ્યું: 'કાં, પછી પેલા મફતભાઇ શેઠને ત્યાં નોકરી માટે જઇ આવ્યા ?'

છોટુભાઇ: 'હા, જઇ આવ્યો. તેઓ પંચગીની હવાફેર અર્થે જાય છે ત્યાં સુધી સાડાત્રણ માસ એમનાં બાળકોને મોન્ટેસોરી પદ્ધતિ અનુસાર શિક્ષણ આપવાનું છે. પોણોસો રૂપિયા આપવા તૈયાર છે. પણ મને કહેઃ લખમીચંદ શેઠનાં બાળકો પણ પડખેના બંગલામાં હવાફેર અર્થે આવવાનાં છે. તેમને પણ ભણાવવાં. મેં કહ્યું: એ વિષે હું લખમીચંદ શેઠ સાથે જ સમજી લઇશ. તો કહેઃ ના, પોણોસો રૂપિયામાં એ સાથે જ સમજી લેવાનું. મેં કહ્યું: તમારો પગાર ખાઉં અને એમની વગર મફતની ગુલામી કરું એનો કાંઈ અર્થ ? તો કહેઃ અમસ્થા આંટા માર્યા કરો છો એનાં કરતાં આ ગુલામી તમને શી મોંઘી છે ? મેં ત્યાં જ સંભળાવીને ચાલતી પકડી કે હજી મારી પત્ની સાડેક રૂપિયા પગાર લાવે છે. લખમીચંદ શેઠ કરતાં એની ગુલામી કરવામાં નાનપ નથી લાગી ત્યાંસુધી તમારે પગથિયે નહિ ચડું.'

નાની બેન કહેઃ 'મેં તો ધારી જ મેલ્યું હતું કે પાંચ ધંધામાં પાણીચું મેળવનાર મોટાભાઈનું મોઢું જોઇને કોણ ચાંદલો ચોડવાનું હતું !'

છોટુભાઈ: 'પણ એ જ મોઢું જોઇને તારી ભાભીએ ચાંદલો ચોડયો છે ને ?'

નાની બેન : 'એમાં ખાટયું છે કોણ ? ભાભી ત્રીસ વરસનાં ન થયાં ત્યાં તો બોખાં થઇને બેઠાં છે. અમસ્થુંયે કોણ હાથ ઝાલવાનું હતું ?'

ચંપાબેનઃ 'એટલે જ તમે સવારમાં એકએક કલાક સુધી દાતણ છોડતાં લાગતાં નથી! હવે સમજાયું!'

વાતે પલટો લીધો.

ચંપાબેન કહેઃ 'પણ એ જ મફતભાઈ શેઠ સત્યાગ્રહ સમિતિના સભ્ય તરીકે મને આજે શાળામાંથી રાજીનામું આપવા માટે સમજાવવા આવ્યા હતા. મેં કહ્યુંઃ મારા ઘરમાં સાત માણસ છે. સમિતિ જો પૂરો નહિ પણ પોણો પગાર આપવા યે તૈયાર હોય તો હું રાજીનામું આપવા તૈયાર છું. શેઠ કહેઃ બલિદાનના આવા સોદા હોતા હશે? મેં કહ્યુંઃ તો આ ત્રણ માસમાં તમે મિલ પાછી શરૂ કેમ કરી દીધી? એ કહેઃ એ તો સરકારનો હુકમ, એમાં શું કરીએ? મેં કહ્યુંઃ તમારી મિલ બંધ રહી હોત તો સરકાર ભૂખે ન મરત, પણ મારો પગાર બંધ થાય તો મારો સરકાર અને ત્રણ કુંવર ભૂખે મરે તેમ છે. વધારે ચર્ચા રહેવા દો!'

નાની બેને શબ્દ ઉઠાવી લીધોઃ 'પોતાને મહારાણી થવું હશે એટલે ભાભીએ ભાઈ માટે સરકાર શબ્દ વાપર્યો લાગે છે!'

ભાભી કહેઃ 'હા નણંદબા, અમે તમારે માટે પહેલેથી કોઈ કુંવર જ ગોતશું એટલે તમારે શબ્દનો આશરો લેવો ન પડે.'

આનંદ–કલ્લોલ કરતાં મોડી રાતે સૂઈ ગયાં. સૂતા પછી છોટુભાઈ–ચંપાબેન હળવે હળવે વાતો કરી રહ્યાં છે. ચંપાબેનઃ 'આ પગારે તો બા–બાપુજીને માંદગીને કારણે વધારે રૂપિયા મોકલવા પડશે.'

છોટુભાઈઃ 'નાની બેનની પરીક્ષાની ફી પણ આ માસે ભરવાની છે, તેનું શું?'

ચંપાબેનઃ 'આપણાં ખાવાનાં ખર્ચ ઓછાં કરીએ, બીજું શું? થોડી વાનીઓ ઓછી કરશું તો કયાં દૂબળાં પડી જવાનાં છીએ.'

રોજને બદલે ત્રણ દિવસે સાબુથી કપડાં ધોઈ, ઘેર સાદાં કપડાં

પહેરી, દાતણના કટકા વેંતને બદલે નાના કરી, અર્ધું ઘર કોઇને ભાડે આપી ખર્ચમાં કાપકૂપ કરવાનું જ્યાંસુધી વિચારાયું ત્યાંસુધી મને ય ઊંઘ ન આવી.

બાથરૂમમાં હું નાહું છું ત્યાં છોટુભાઈ પુછે છેઃ 'દાળ વળી આજે કયાં કરી? કાલથી જ એનો પ્રોગ્રામ કટ કર્યો છે ને?'

હળવો અવાજ કરી ચંપાબેન બોલી રહ્યાં છે : 'કનુભાઈ બહુ બહુ તો ચારપાંચ દિવસ રોકાશે. એટલા દિવસ દાળ ચાલુ રાખશું તો કયાં ખર્ચ વધી જવાનું છે? એ ટેવાયેલા ન હોય તો એમને ન ભાવે. અને હજી જૂની દાળ તો ઠીકઠીક પડી છે.'

જમતી વખતે થાળીમાં વાનીઓ સમાતી પણ નથી. છોટુ-ભાઇઃ 'ઓહો! આજ તો કાંઈ કનુભાઇના માનમાં ફીસ્ટ કરી છે કે શું? કનુભાઈ રોકાય તો આપણને ય રોજ ફીસ્ટ મળ્યા કરે.'

ચંપાબેન કહે : 'ના રે, ગઇ કાલની કોબીમાંથી કટકો વધેલો તેની કચૂંબર કરી. કોબીનો વચલો દાંડો ફેંકી દેવાને બદલે એના કટકા કરીને અથાણાના રસમાં બોળી અથાણું કર્યું. બધી વાનીઓ એમ જ થઈ છે. શામાં ય ખર્ચ કરી નથી નાખ્યું, સમજ્યા?'

છોટુભાઇ : 'ખર્ચ કરી નાખ તો ય મારે કયાં કમાવા જવું છે? હાયવરાળ કરી દાંત ખોયા તેમ આંખ ખોઈશ તો મારે કયાં દોરવી છે?'

ચંપાબેનઃ 'દોરવી તો નહિ પડે, પણ આખું ગામ બાડીના વર તમને કહેશે અને આંગળી ચીંધશે એનું શું?'

આજે રાત્રે યે સૌ ભેગાં થઇને બેઠાં છીએ.

નાની બેન કહેઃ 'કેમ મોટાભાઈ, પેલાં શારદાબેને બાલમંદિર માટે બોલાવેલા એનું શું થયું, એ તો કહો?'

છોટુભાઈઃ 'નાની, પરિણામ તો તું ધારી શકે તેમ છે. માત્ર પરિણામ કેમ આવ્યું તેની વિગતો જોઈતી હોય તો—શારદાબેન

કહેઃ તમારે સવારે સાત વાગ્યે આવવાનું. બપોરે કલાક ખાવાની છૂટી. પણ સાંજે સાત સુધી નહિ જવાય. આપણે તો બાળકોનો સર્વાંગીણ વિકાસ કરવાનો છે. મેં કહ્યું: મારે ઘેર પણ બાળકો છે એના વિકાસનું શું? કહેઃ જનતાનાં બાળકોની કેળવણી આડે વ્યક્તિએ અંગત સ્વાર્થ તરફ ન જોવું જોઇએ. એમનો યે વિકાસ સાધવો હોય તો લાવો બાલમંદિરમાં. મેં કહ્યું : પણ દરેક દીઠ પાંચ રૂપિયા ફી ભરું તો મારે પચાસ રૂપિયાના પગાર-માંથી માસ આખરે ૩૫ રૂપિયા જ હાથમાં આવે ને? કહે : એમ રૂપિયા સામે જોશો તો તો બાળકોનો વિકાસ કેમ કરી શકશો? મેં કહ્યું : પણ આ સંસ્થાના દોઢ લાખ રૂપિયા તો વ્યાજે પડયા છે. તમે ય રૂપિયા સામે તો પછી શા માટે જુઓ છો? પંદર રૂપિયા વધારે પગાર આપો તો સંસ્થા નહિ ભાંગી પડે અને મારાં બાળકોનો ય વિકાસ ન અટકી પડે. પણ એમને સંસ્થાના દોઢ લાખ વહાલા છે, તો મારે મારાં બાળકો કયાં દવલાં છે? માનીશ કે ઘેર ત્રણ બાળ-કોનું બાલમંદિર જ ચલાવું છું અને ચંપા પગાર પેટે ખાવા આપે છે.'

નાની બેન : 'ભાઈ! ભાઈ! ભાભીને ઘેર તો ભાઈ જેવા બાલમંદિર ચલાવે છે? બાદશાહી છે ને!'

ચંપાબેનઃ 'બાદશાહીની જો નણંદબાને ઈર્ષ્યા આવતી હોય તો બાલમંદિર ચલાવે એવો જ નણદોઇ અમે શોધીએ.'

વાતે પલટો લીધો.

ચંપાબેન કહે છે : 'આજે સ્કૂલ કમિટીના પ્રમુખ મને અભિનંદન આપવા આવ્યા હતા. કહેઃ તમે રાજીનામું નથી આપ્યું તેથી કન્યશાળા ચાલતી રહી. તમને ફાવે તે દિવસે માનમાં મેળાવડો કરીએ. મેં કહ્યું: એક શરત. મેળાવડો શહેરના ચોક વચ્ચે કરવો. એ પુછેઃ પણ આ તો અંગત મેળાવડાની વાત છે. મેં કહ્યું: તમારે મન અંગત મેળાવડો હશે, પણ મારે માટે તો એ જાહેર

બેશરમીની વાત છે. રાજીનામું કેમ નથી આપી શકી એ તો મારું મન જાણે છે. પણ વાઢયા પર મીઠું ભભરાવવા ન આવતા હો તો જરા દુઃખ ઓછું થાય.'

આમાં રાજીનામું આપવાનું હું શું સમજાવનાનો હતો? બે દિવસ વધારે રોકાયો. મીઠાશથી પેટપૂર ખાધું. પાંચમે દિવસે નીકળતી વખતે હિંમતને મારી નિષ્ફળતાનો ખ્યાલ આપતું પોસ્ટકાર્ડ લખી નાખ્યું. હિંમતે જવાબમાં લીટી લખી: ' હીરો ઘોઘે જઈ આવ્યો...' ને હું ગણગણ્યો: પીપળાનું પાન તોડી આવવાને બદલે નીકળતી વખતે ગુનો કરતો હોઉં એમ ઊલટા છોટુભાઈના કબાટમાં પચાસ રૂપિયા મૂકતો આવ્યો.

## ૧૭

# સિદ્ધાંતનાં સવાદિયાં

રસિક લીંબડીમાં માંદો પડયો છે. સારવાર માટે જવું પડશે. વિનુભાઈનો શિષ્ય સિદ્ધાંત વગર માંદો પડે નહિ!

ઘેર જઈને જોઉં છું ત્યાં ઘરમાં માખો બમણી રહી છે. અહિંસાના અવતાર થોરોની પેઠે રસિક પણ માખો સાથે આત્મભાવ સુધી પહોંચી ગયો છે કે શું? પાટ પર શેતરંજી પાથરી છે તો પછી-પાટ પર બાણુજ જડાવી દેવાં હતાં ને કે ભીષ્મપિતામહથી વેંત જેટલું છેટું રહ્યું છે તે પણ પુરાઈ જાત. દાઢીના વાળ એટલા વધી ગયા છે કે ચકલાં ભય વગર તેનો માળા તરીકે ઉપયોગ કરી શકે.

મેં પૂછયું: ' કુસુમબેન કેમ નથી દેખાતાં?'

રસિક : ' એ તો શહેરમાં જાહેર સભામાં પ્રવચન આપવા ગઈ છે. '

મેં આશ્ચર્ય વ્યક્ત કર્યું : ' બધે પ્રવચનો અટકી ગયાં અને અહીં હજી ચાલે છે કે ? '

રસિક : ' એક શ્રોતા મળે તો યે આપણી ફરજ નિયમિત સભા-સ્થાને જવાની છે ને ? '

મેં કહ્યું : ' એમ જ હોય તો હવે ઘેર બેઠાં પ્રવચન આપશે તો વધારે ફરજ અદા થશે. તું એક શ્રોતા છો જ અને હું વધતાં બે થયા.'

શી સારવાર ચાલે છે, શો ખોરાક લે છે, શો તાવ આવે છે વગેરે વિગતવાર પૂછી લીધું. એ જ વખતે એક મિત્ર મળવા આવ્યા. એમને મેં મદદમાં લીધા. મેં કહ્યું: લખો : ' એક ડઝન કેળાં, પાંચ શેર પપૈયાં, સવાશેર ટમેટાં, અઢી શેર શેરડી, એક ડઝન મોસંબી.'

રસિક પૂછે છે: ' કોઈને પરગામ મોકલવું છે ? '

મેં કહ્યું : ' હા, પરગામ નહિ, તારા પેટમાં.'

રસિક: ' પણ હમણાં તો હું એકલા પાણી પર જ રહું છું. આની કશી જરૂર...'

મેં કહ્યું : '...જરૂર ન હોત તો દુનિયાનાં લોક નકામી ગદ્ધા-મજૂરી ન કરત અને આ બધું ન ઉગાડત. ચારે બાજુ પાણીના પંપ મૂકી દેત તો ચાલત. પણ પેટ પાણીથી ભરાય એવું ભગવાને ક્યાં કર્યું છે ? '

રસિક : ' તો પછી જરા થોડું મંગાવો. આટલું બધું ખર્ચ....'

મેં કહ્યું : ' અત્યારે પાંચ–પચાસનું ખર્ચ થશે, પણ પાણી પર રહેતાં ક્યાંક પાંચસોના ખર્ચમાં ઊતરવું પડશે એના કરતાં સારું છે. તું ચિંતા કર્યા વગર સૂઈ રહે. નકામો તાવ ચડી જશે.'

મિત્રને સાથે હજામને પણ બોલાવતા આવવાનું કહ્યું.

રસિક કહે : 'લગ્ન પહેલાં હું રોજ નિયમિત હજામત કરતો, પણ એ પછી ખાસ જરૂર નથી લાગતી તેથી આઠ જ દિવસે કરાવું છું.'

મેં કહ્યું : 'ગાંડો લાગે છે ! પરણ્યા પહેલાં હજામત ના કરત તો યે ચાલત. પરણ્યા પછી જ રોજ હજામત કરવાની જરૂર. કુસુમબેન પણ તને કાંઈ નથી કહેતાં ?'

'શું તમે ય તે કનુભાઈ મશ્કરી કરો છો ?' કહી, મારા આવ્યા પછી પહેલી જ વાર હસીને રસિક પડખું ફરી ગયો. હસે છે ત્યાં સુધી માંદગીને મારી હટાવવાની આશા સો ટકા કહી શકાય.

ઘરમાં ફરીને પાસેના ઓરડામાંથી પાટીવાળો ખાટલો લાવી ઉપર ગાદલું બિછાવું છું ત્યાં રસિક જાગ્યો. જોઈને કહે : 'પણ આ તમે શું કરી રહ્યા છો, કનુભાઈ ? હું છેલ્લાં ચાર વર્ષથી શેતરંજી પર જ સૂઉં છું.'

મેં કહ્યું : 'એમ તો વીસ વર્ષ સુધી પરણ્યો હતો પણ ક્યાં ? એકવીસમે વર્ષે જો પરણી શકાય તો પાંચમે વર્ષે પલંગ પર સૂવામાં પાપ નહિ લાગે, સમજ્યો ?'

રસિક પલંગ પર સૂતો; મોઢું જાણે કાંટાની પથારી પર સૂતો હોય તેવું થઈ ગયું.

મેં કહ્યું : 'ગાદલાનું રૂ શરીરને વાગતું હોય તો ગાદલામાં થોડાક પથરા નાખું.'

રસિક કહે : 'ગાદલું વાગે કે પથરા ?'

મેં કહ્યું : 'તો મોઢું જરા સરખું રાખ ને ?'

રસિકને ગાન–શ્રવણનો ઓછો શોખ નથી. સાંજસુધી ભજન ગવરાવ્યાં.

સાંજે કુસુમબેન આવ્યાં. મને, ઓરડાને, રસિકને ધારીધારીને નીરખી રહ્યાં છે.

મેં કહ્યું : ' છે તો બધાં એનાં એ હો ! ભૂલાં નથી પડયાં. મૂંઝાતાં નહિ ! '

કુસુમબેન રસિકની પથારી, ફૂળફળાદિ, દાઢી વગેરે તરફ નજર ફેંકતાં બોલ્યાં: ' પણ આ બધું આપણને શોભે ? '

મેં કહ્યું: ' આમાં શોભા ન લાગતી હોય તો જંગલમાં જ જઇને વસો ને ? '

રાતે તો કુસુમબેન જ પાસે બેઠાં માથું પંપાળે તો રસિકને ઊંઘ આવે છે. રાતની સેવામાંથી ઠીક બચી ગયો.

સવારમાં વહેલાં ઊઠીને કુસુમબેન રાંધી રહ્યાં છે. બપોર સુધી તેઓ બેનોમાં સંગઠન અર્થે ફરે છે એટલે અત્યારમાં જ રાંધી નાખે છે.

અગિયાર વાગે ભૂખ લાગી એટલે રસિક કહે : ' તમારે માટે થાળી પીરસીને જ કુસુમ કબાટમાં મૂકી ગઈ છે. '

પીરસેલી થાળી બહાર કાઢીને જોઉં ત્યાં બે જ વાનીએ દર્શન દીધાં. એક વાટકામાં છાશ અને દહીંની વચલી સ્થિતિમાં રમતું કોઇ તૃતીય સ્વરૂપ ઠરી ગયું છે. દહીંને કયાંક વાગી ન જાય એવી અહિંસક ભાવનાથી સંચો ફેરવ્યો લાગે છે. બાકીનો થાળી–વિસ્તાર બાજરાના રોટલાથી પુરાઇ ગયો છે. હમણાં જ રોટલા કરવા કુસુમબેન શીખ્યાં હશે તેથી બટકાં મારે કરવાં પડે એમ છે જ નહિ. દહીં–છાશની મહેનતને બદલે દૂધ જ રાખ્યું હોત અને રોટલો ઘડવાને બદલે લોટ જ શેકી નાખ્યો હોત તો ડોઇને પી જાત ને! આ બટકાં ગળે ભટકાઈને તથા છાશ મોઢાને બદલે માથાના કબાલા તોડીને મારા પર હિંસા આચરી રહેલ છે તેમાંથી આ અહિંસક ઘર બચી જાતને!

મેં રસિકની પાસે બીજો ખાટલો પાથરવાની શરૂઆત કરી. રસિક આશ્ચર્ય પામતો કહે છે : ' આ શું કરો છો ? '

'મેં કહ્યું : 'તારા ઘરની રસોઈ બે–ત્રણ દિવસ ખાઈશ ત્યાં તારી જેવી સ્થિતિ થશે એની પૂર્વતૈયારી કરું છું.'

રસિક કહેઃ 'પણ અમે તો છેલ્લા એક માસથી બસ એ જ ભોજન લઈએ છીએ.'

કયા સિદ્ધાંત અનુસાર રસિક માંદો પડયો છે તે ચોવીસ કલાક ખબર પડી.

મેં કહ્યું : 'આ ભોજન લેવાનું કારણ ?'

રસિકઃ 'જેલમાં આપણા મિત્રો રોટલા—શાક ખાતા હોય પછી આપણાથી બહાર એથી વધારે સારું કેમ ખાઈ શકાય ?'

મેં કહ્યું: 'પણ ત્યાં તો સરકાર બીજું ખાવા નથી આપતી એટલે. જેલમાંયે ઘર જેવું ખાવાનું મળે માટે આપણે હિલચાલ કરીએ છીએ અને તું કયાં ઘરમાં જેલ ઊભી કરવા બેઠો !'

રસિકને ગળે નથી ઊતરતું.

ઘરમાં જેટલાં દોરડાં હતાં તે એક કડાઇમાં એકઠાં કરી મેં ભડકો કર્યો.

રસિક પથારીમાં બેઠો થતો પૂછે છેઃ 'આ શું કરી રહ્યા છો, કનુભાઈ? દોરડાનો કાંઈ વાંક ?'

મેં કહ્યું: 'હા. કયાંક સરકાર કોઈ બોમ્બ—કેસવાળા આપણા મિત્રને ફાંસી દઈ બેસશે તો કયાંક તું યે ઘેર બેઠો જેલભોજન ખાનારો દોરડે નહિ ટીંગાય એની શી ખાતરી ?'

રસિક કહે છેઃ 'જેલભોજન અને ફાંસી વચ્ચે કાંઈ ફેર ખરો કે નાહ ?'

મેં કહ્યું: 'ફરક દેખાય છે એટલે જ તું આવા ચેનચાળા કરે છે ને ? જેલભોજન પર મેગ્નીફાઈંગ ગ્લાસ મૂકે તો એમાં ફાંસી દેખાઈ આવશે. ગાંધીજીનાં સિદ્ધાંત ગોખી ગયો પણ વસ્તુના હાર્દની

એકરૂપતા તને ક્યારે સમજાશે ? 'પિંડે તે બ્રહ્માંડે' એ ટૂંકો સિદ્ધાંત પણ હજી ન સમજ્યો કે ?'

સાંજ સુધી રસિકની સારવાર મારે હાથે થતી રહી. સાંજે કુસુમબેન આવ્યાં. મેં રસિકને કહ્યું : 'કાલે મારાં ને તારાં લગ્ન કરી નાખીએ તો ?'

કુસુમબેન કહે છે : 'કનુભાઈ, તમે તો મોટા થયા તો ય આવાં ગાંડાંગાંડાં કાં બોલ્યા કરો !'

મેં કહ્યું: 'પણ હવે પરણવામાં બાકી યે શું રહ્યું છે ? આખો દિવસ સારવાર કરું છું. ઘર સાફસુફ કરું છું. રસિકને ગમે તે માટે ગાઉં પણ છું. એક નાચવાનું બાકી છે તે ચાર ફેરા ફરી લઇએ તો એ કહેવામાં યે રસિકને સંકોચ નહિ.'

બીજા દિવસથી કુસુમબેન ઘેર મોડે સુધી રોકાઈ મારે માટે રસોઈ કરવા લાગ્યાં. રસિક પાસે પણ બેત્રણ કલાક બેઠાં.

સાંજે મેં કહ્યું : 'દુનિયા તો એવી ને એવી છે ને ?'

આસપાસ નજર નાખતાં કુસુમબેન કહે : 'કેમ ?'

મેં કહ્યું : 'આજ તમે પ્રવચન આપવા નથી ગયાં તેથી દુનિયા અટકી તો નથી પડીને ?'

કુસુમ : 'એમ તો આપણે શું કરી નાખવાનાં છીએ.'

મેં કહ્યું : 'મા...રાં બેન ! એવાં નમ્ર થાઓ તો રસિકની માંદગી કાંઇક વહેલી અટકે ને ?'

૧૮

# રાંદલનો ઘોડો

કલબલાટ...કલબલાટ...ઘરમાં કાબરો ક્યાંથી ઘૂસી? આ તે ઘર છે કે ચીડિયાખાનું?

બજારેથી પાછો ફરીને જોઉં છું તો મારી ખુરશી પર વત્સલાબેન બેઠાં બોલી રહ્યાં છે અને આસપાસ ચાર-પાંચ ભાઈઓ ટોળે વળી સાંભળી રહ્યા છે. ધીરુ જેલમાં ગયો અને આ વત્સલાબેન અહીં ક્યાંથી ટપકી પડ્યાં?

જેમજેમ કરીને મેં રોજની ખુરસી છોડી દૂર પડેલા કોચ પર લંબાવ્યું.

અહોહોહો! શી વત્સલાબેનની વાણી! કહી રહ્યાં છે: આજનાં યુવાન અને યુવતી બેઠાં હશે અને હિંદ પરાધીન રહેશે? હિંદ ગરીબ રહેશે? એકએક યુવાન સંકલ્પ કરીને દરેક ગામે બેસી જાય તો આખા હિંદની કાયાપલટ થઈ જાય. હિંદની વેદના શમી જાય.

આંખમાંથી જાણે આગ વર્ષી રહી છે. મારાથી ન રહેવાયું. મેં પડ્યાં પડ્યાં કહ્યું: 'વત્સલાબેન! તમારું નામ પાડવામાં કોઈએ ભૂલ કરી લાગે છે. તમારું નામ તો વેદનાબેન જ રાખવું જોઈતું હતું.'

વત્સલાબેન: 'હા, હા, બરાબર છે. હું વેદના છું, હિંદની પરાધીનતાની વેદના છું, પરાધીનતાથી પીડાતી સમગ્ર માનવજાતિની વેદના છું.'

મેં જ મૂંજીએ એકલી વેદના કહેવામાં લોભ કર્યો ને?

હાથમાં ભરવાડણો પહેરે છે તેવા ચાર આંગળના ચૂડા વત્સલા-બેને પહેર્યા છે. માથે એક ભાત, કમરે બીજી ભાત અને પગ પર ત્રીજી ભાત દેખાડતો આ સાલ્લો એક જ છે કે ત્રણ સાંધીને એક કર્યો છે ? માથે તો ચાર ચાર ચોટલા છે.

એકાદ કલાકે ચર્ચા પતતાં યુવાનોને વળાવવા વત્સલાબેન બહાર ગયાં. એક બગલમાં ચાર પુસ્તકો છે અને બીજી પાસ ચાર યુવાનો છે.

એ બહાર ગયાં ત્યારે મેં કુસુમને પૂછયું: ' બીજું તો ઠીક, પણ આ એકને બદલે ચાર ચોટલા કેવી રીતે થાય ? '

કુસુમ કહે: ' એ તો બનાવટી. બજારમાંથી વેચાતા મળે છે તે નાખ્યા છે. '

રસિક કહે: ' આગળ નાટકના એકટરો માથામાં બનાવટી વાળ ન નાખતા ? એવા. '

સ્ત્રીઓને પણ હવે ઓછી વેદના છે કે વાળ વધે !

વત્સલાબેનને ગામડાંમાં ધીરુનાં બા બાપુજી સાથે ન ફાવ્યું તેથી મને શોધતાં અહીં શહેરમાં આવી પહોંચ્યાં છે. હું ન મળ્યો એટલા વખતમાં ચાર યુવાનને શોધી લીધા છે.

સાંજની ટપાલમાં જ ધીરુના બાપાનો—વત્સલાબેનના સસરાનો મારા પર કાગળ આવી પહોંચ્યો. લડત બાદ ધીરુને મળવા જતાં તેનાં બા બાપા પાસે હું મહિનો પંદર દિવસ તો કેટલી યે વાર રોકાઈ આવ્યો છું. બા-બાપા મને ધીરુનો નાનો ભાઈ માનીને જ કેવો સાચવતાં. બાપા લખે છે:

' ભાઈ ધીરજલાલ સમાન ભાઈ કનુ જોગ—લિ. વેણીલાલના આશીર્વાદ વાંચવા. બાદ લખવાનું કે આજરોજ વત્સલા અહીંથી નીકળીને તમારી પાસે લીંબડી આવે છે. તેઓ ત્યાં તમારી પાસે પહોંચી જાય કે તરત પહોંચનો પત્ર લખશો જેથી અમને નિરાંત થાય. અને તેઓ તેમનાં પિયેર જયપુર જવા ઇચ્છે છે તો તમારી

સગવડ અનુસાર ચાર-પાંચ દિવસમાં જ્યારે જયપુર મૂકવા જાઓ ત્યારે તે પણ અહીં જણાવશો.

'બેટા કનુ, તું તો અમારે ધીરુ જેવો છો એટલે કહેવામાં વાંધો નહિ. વાત એમ છે કે વત્સલાને અમે અમારી ગજા-સંપત પ્રમાણે સાચવતાં હતાં, પણ એમને અહીં ન ફાવ્યું. ધીરુની બાને વત્સલાના કામની આશા તો શી હોય, પણ અમસ્થો યે કોઈક દિવસ વિવેક કર્યો હોત કે 'લાવો બા, વાસણ ઉટકાવું ?' તો જાણે સાત ભવ સાચવ્યાં હોય તેવું લાગત. એ તો ઘેર ગયું, ઊલટું, વહુ આવ્યાં છે, એમ ધારી ઘેર કોઈ મળવા આવે ત્યારે ખાટલે સૂતાં ધીરુની બા પાસે વરિયાળી માગે કે મને એનાથી ધોવાઈ ન શકાતા ખાદીના સાડલા ધોવાનું કહે, પછી અમારે લોકોમાં બેસવા જેવું શું રહે ? મળવા આવે તેની સાથે બેસે નહિ અને આવડા નાના ગામમાં હોટેલે જવાય કે નહિ તે સવારસાંજ પૂછ્યા કરે. વધારે તો શું લખું ? આવી મણિ જેવી દીકરાની વહુ જોઇને આંખો ઠરે તેવું છે પણ સાથે રહીને વૃદ્ધાવસ્થાનો આરામ ભોગવી શકાય તેવું લાગતું નથી. ધીરુ જેલમાંથી છૂટીને આવે અને અમદાવાદ ઘર લઇને રહે ત્યારે વહુને ખુશીથી તેડી આવે. ત્યાં સુધી વત્સલા એમનાં માતાપિતાને ત્યાં રહે એ જ ઠીક છે—એમ ધારીને અમે જયપુર જવાની હા પાડી છે.

'જયપુર જવા માટે તને બોલાવવાનો કાગળ લખવાની વાત મેં કરી તો વત્સલા કહે : લીંબડીમાં જ કનુભાઈ છે ત્યારે ગમે ત્યાંથી શોધી લઇશ. એમ કહીને અહીંથી રવાના થયેલ છે. મુસાફરીમાં તેમનું શરીર જાળવશો અને વળતી ટપાલે સુખરૂપ પહોંચ્યાનો કાગળ લખશો.'

કાગળ વાંચીને તરત જ બાપુજીને વત્સલાબેન સુખરૂપ પહોંચ્યાનો તથા તેમના વિષે તદ્દન નિશ્ચિંત રહેવાનો કાગળ લખી નાખીને આરામ લેતો અગાસીએ પડયો. વત્સલાબેનને અને બા-બાપુજીને ક્યાંથી ફાવે ? ધીરુ સાથે યે કેટલું ફાવે છે એ કોને ખબર છે ?

આ ધીરુ પણ અલગારી છે ને ? પેલી હસમુખને એના પર પ્રેમ હતો. છોકરીએ એનાં મા-બાપની સંમતિ લઈને ધીરુને મળી જવા બોલાવેલો, પણ ધીરુ ટ્રેનમાં જવા માટે તૈયાર કરેલો બિસ્તરો બે વાર ઉખેળીને સૂઈ ગયેલો. આજની ઘડી ને કાલનો દી. પેલી છોકરી રાહ જોઈજોઈને હેરાન થઈ ગઈ. એના બાપાએ બીજે પરણાવી દીધી ત્યાં સુધી આખા હિંદમાં ફરતા ધીરુને એ વાતની ખબરે ય કયાં પડી હતી ?

એ પછી આ વત્સલાબેનનું માગું આવ્યું. મિત્રોએ બિસ્તર તૈયાર કરીને ધકેલ્યો ત્યારે માંડ જવા તૈયાર થયેલો. રવાના થયા છતાં બધાને દહેશત તો હતી જ કે રખે રસ્તામાંથી વળી બીજે કયાંક ચડી જાય. પણ જયપુર જવાઈ ગયું અને પરણાઈ પણ ગયું.

બે વર્ષ પહેલાંની જ વાત. હું થોડાક દિવસ લટાર મારવા અમદાવાદ જઈ ચડેલો. ધીરુ પરણ્યા બાદ અમદાવાદમાં ઘર વસાવીને રહ્યો છે પછી ઊતરવા-જમવાની પંચાત જ કયાં છે ? પહેલા બે દિવસ તો સગાઓમાં જમવાનું પતાવવાનું હતું. પણ આ ત્રણ દિવસમાં ધીરુ કે વત્સલાબેન કયારે ય એક સાથે ઘેર કાં ન દેખાય ?

સવારે મેં ધીરુને પૂછયું : ‘ધીરુ! વત્સલાબેન અત્યારમાં કયાં ગયાં ?’

એ કહે : ‘ગઈ હશે કયાંક એની બેનપણીઓમાં.’

સાંજ સુધી ધીરુનો પત્તો નથી. મેં વત્સલાબેનને પૂછયું : ‘આ ધીરુનો હજી સુધી પત્તો કેમ નથી ?’

વત્સલાબેન : ‘કોણ જાણે ! હું તો હમણાં જ ચાલી આવું છું. ફરતા હશે એમના મિત્રો વચ્ચે કયાંક.’

‘પણ તમે બપોરે ઘેર નહિ આવેલાં ?’

‘ના રે, એક બેનપણીને ત્યાં ફિસ્ટ હતી તેથી ત્યાં જ રોકાઈ ગયેલી.’

'તો પછી અહીં ધીરુએ, જમવાનું શું કર્યું હશે ?'

વત્સલાબેન : 'ભૂખ્યા કાંઈ થોડા જ રહ્યા હશે ?'

મોડી રાતે ધીરુ ઘેર આવ્યો.

મેં કહ્યું : 'ધીરુ, તારે ત્યાં મને નોકરીએ રાખ તો એક જગ્યા છે.'

ધીરુ કહે : 'રાત જામતી આવે છે તેમ કાંઈ ચગતો લાગે છે કે શું ? મારે ત્યાં વળી શાની નોકરી ?'

મેં કહ્યું : 'આખો દિવસ તમે બન્ને ક્યાં હો છો તેનો ખ્યાલ રાખીને એકબીજાને વાકેફ રાખવાની અને વેળાસર ઘેર પહોંચાડવાની.'

ધીરુ કહે : 'એ જ નોકરી કરવી હશે તો તો તને નિષ્ફળતાનું વહેલું પાણીચું મળશે.'

મેં પૂછ્યું : 'કેમ ?'

ધીરુ : 'કેમ શું ? તું આટલી ચિંતા કરે પછી આટલી રાતે ય ઘેર આવવાની કાંઈક ચિંતા રહે છે તે ય ટળી જશે અને કોણ જાણે ક્યાં ય પડયા રહેવાશે. આરાકાનના અરણ્ય કરતાં યે અટપટી અમદાવાદની ગલી કુંચીઓમાં ભલભલા ભૂલા પડયા છે, તો તું તે કોણ માત્ર ?'

આજે હું ધીરુને ત્યાં જમવાનો છું. બાર વાગ્યા સુધી ધીરુ તો શું, વત્સલાબેનનાં યે દર્શન નથી થયાં.

સાડાબારે હાથમાં થેલી ઝુલાવતો ધીરુ આવ્યો. અંદરથી કાકડી, મૂળા, મેથી, દૂધી, ટમેટાંનો ઢગલો વચલા ઓરડામાં એણે ઠાલવ્યો.

મેં કહ્યું: 'આટલાં બધાં શાક કરવાં હતાં તો જરા વહેલા આવવું હતું ને ?'

ધીરુ કહે : 'શાનાં શાક !'

મેં કહ્યું : 'આપણે માટે.'

ધીરુ : 'તારે માટે હજી વત્સલાએ કાંઈ નથી રાંધ્યું ? આ શાક તો મારે માટે છે.'

મેં કહ્યું : 'વત્સલાબેન તો સવારમાં તારી પહેલાં નીકળી ગયાં છે એ પછી ફરીથી નથી દેખાયાં. પણ આ શાક તારે માટે છે એટલે એને માથે કાંઇ તારી મહોર મારી છે ?'

ધીરુ : 'એમ નહિ. હું તો કાચાં શાકથી ચલાવી લઉં છું. એટલે આ બધાં શાક મારે રાંધ્યા વગર ચાલશે.'

ઓહો ! આ તો નિસર્ગોપચારક થયો લાગે છે.

મેં કહ્યું : 'તો પછી આ કાચાં શાક કાપીને ઘેર લાવવાની પંચાત શા માટે રાખી છે ? એકાદ આંટો વાડીએ જ મારી આવતો હો અને સીધો કયારે જ મોં માંડતો હો તો શાક ઘેર લાવવાની યે તરખડ મટે ને ?'

ધીરુ : 'કુદરતી જીવનમાં એ જ યોગ્ય છે. ઘેર ઘેર માણસે પોતાની જરૂરિયાત અનુસાર શાક–ફળ વાવી દેવાં જોઇએ અને તાજેતાજાં ખાવાં જોઇએ, જેથી બધાં જ સત્ત્વો જળવાઈ રહે. પાછળના ભાગમાં વાડો મેં ખોદી રાખ્યો છે, પણ કામની ધમાલમાં કાંઈ વાવી શકયો નથી.'

આ તો મારી કલ્પનાને યે વટાવી ગયો.

ધીરુ મેથી–મૂળા વાગોળી રહ્યો છે ત્યાં વત્સલાબેન આવી પહોંચ્યાં અને આરામ–ખુરશી પર આડાં પડયાં. ધીરુ કહે : 'કનુભાઈ આજે અહીં જમવાનો હતો ને ? તેં કાંઈ રાંધ્યું જ નથી ?'

જીભડો બહાર કાઢતાં વત્સલાબેન કહે : 'હાય ! હાય ! હું તો લૉજમાં જમતી આવી ! આજે મહિલા મંડળ સ્થાપવાની એવી ચર્ચાએ ચડી ગયાં કે બાર વાગ્યા તેની ખબર પણ ન પડી. ખ્યાલમાં હોત તો લૉજવાળાને એક થાળીનું કહેતી પણ આવત ને ! હું તો સાવ ભૂલી ગઈ !'

મેં કહ્યું: ' ઘેર ઘેર રાંધવા કરતાં શેરીએ શેરીએ લૉજ જેવાં જાહેર રસોડાં હોય તો બધી ખટપટ મટી જાય. '

વત્સલાબેન : ' તમારી વાત સાવ સાચી છે, કનુભાઈ ! રાંધવા જેવી નમાલી બાબતમાં એકેએક ઘેર સ્ત્રીઓનો વખત બગડી રહ્યો છે એ કરતાં, રશિયામાં છે તેવાં સામૂહિક રસોડાં હોય તો કેટલી સ્ત્રી–શકિત બચે ? સમાજનો એક વર્ગ રાંધવામાં શકિત રોકે, અન્ય વર્ગ પોતાને મનગમતા કાર્યમાં.'

આ કરતાં સમાજનો એક વર્ગ ખાવામાં જ શકિત રોકી દેતો હોય તો અન્ય વર્ગ ખાવાની પંચાતમાંથી યે ન બચી જાય ?

મારે માટે રાંધવા માટે વત્સલાબેન રસોડામાં ગયાં અને અવાજ આવવા લાગ્યા : ' હેં મિ. ધીરજ, મરચાં ક્યાં ? હિંગ તો જડતી નથી. ભાત કયે ઠેકાણે મૂકયા હશે ? ગોળામાં પાણી છે કે નહિ તે તો જુઓ ? ' ધીરુ અને હું પણ રસોડામાં ગયા. ઉંદરડા આળોટવા આવે એવી સ્થિતિમાં રસોડું પહોંચી ગયું છે. અમે ઉંદરડા બન્યા ત્યારે એકાદ કલાકે બધી વસ્તુઓ ભેગી થઈ અને બીજા કલાકે પેટમાં નાખવા જેવું કાંઈક તૈયાર થયું.

ધીરુ કહે: ' ઘેર રાંધવાનું ઓછું બને ને, તેથી ચીજો એકદમ હાથ લાગતી નથી.'

મેં કહ્યું: ' તમે સાથે એક ઘરમાં શા માટે રહો છો એ જ મને તો સમજાતું નથી.'

ધીરુ: ' તારી વાત સાચી છે, કનુ. પતિ–પત્ની પણ પોતપોતાનાં કાર્યક્ષેત્રોમાં ઘૂમતાં રહે અને માત્ર જરૂરિયાત અનુસાર કયારેક મળતાં રહે એટલે બસ ! '

અહીં આવ્યા પછી એકબીજાને હું જે સૂચના કલ્પીને કહી રહ્યો છું તે સાચી પડતી જાય છે. મારું યે કયાંક ટીડા જોશી જેવું થાય નહિ !

દસ દિવસ રોકાવું છે તેમાં ફેરફાર થાય તેમ નથી. સવારમાં જઈ શહેરમાંથી જોઈતી વસ્તુઓ અને એક રસોયો લઈ આવ્યો. રસોયો રાંધવા બેઠો અને હું ઘર સાફસૂફ કરી ગોઠવવા બેઠો.

જોગજોગે આજે જ ધીરુ અને વત્સલાબેન બાર વાગે આવી પહોંચ્યાં. ઘર પોતાનાં જ છે કે નહિ તેની ખાતરી કરવા ઓરડે ઓરડે ફરી રહ્યાં છે. જમવા બેઠાં ત્યારે જાણે ચાર જુગનાં ભૂખ્યાં હોય એવો તાપડ દીધો અને મને ય ભૂખ્યો રાખ્યો. જમીને પાછાં અલોપ. બપોરે અને સાંજે હવે જમવાટાણે ઘેર નિયમિત આવે છે. ક્યારેક મિત્રો પણ જમવા આવી ચડે છે.

એક દિવસ વળી ક્યાંક લોજ–વાડીમાં રોકાઇ ગયાં અને રસોયો કહે : 'હેં ભાઈ! આપ પરણ્યા છો કે નહિ?'

મેં પૂછ્યું : 'કેમ? છે કોઈ તારી નજરમાં?'

રસોયો : 'ના, ના, એમ નહિ. હું તો એમ કહેતો'તો કે આપને ત્યાં આટઆટલા મહેમાનો આવે છે ત્યારે ઘરવાળાં હોય તો પછી આટલી ચિંતા ન રહે ને?'

મેં કહ્યું : 'મહેમાન વળી તેં ક્યાં દેખ્યા?'

રસોયો : 'આ એક ધીરુભાઇ ને પહેલાં બેન તો છ-આઠ દિવસથી આવ્યાં છે અને છૂટક છૂટક તો વળી ક્યાં ઓછા આવે છે?'

આ ભોળાને ખબર છે કે આ તો ઘરધણી શિયાળવાં થઇ બેઠાં છે!

આજે ત્રણ વર્ષ બાદ હું ધીરુ–વત્સલાબહેનના આવા સહજીવનને યાદ કરતો રસિકને ઘેર અગાસી ઉપર પડ્યો છું ત્યાં વત્સલાબહેને આવીને બૂમ મારી : 'હું તમને શોધી શોધીને થાકી અને તમે અહીં અગાસીએ ચડીને સૂતા છો! ચાલો ને જરા ફરી આવીએ?'

એકાદ કલાકથી એમના જ જીવનને યાદ કરતો પડ્યો છું ત્યાં એ ચાર મિત્રો સાથે તો ફરી આવ્યાં. હજી યે ફરવાનું બાકી રહ્યું છે

'ઊઠો ને ?' કહેતાં તે એટલાં નજીક આવ્યાં કે ચાંપ દબાતાં પૂતળી ઊંચી થાય તેમ હું ચડપ ઊભો થઈ ગયો.

તળાવ તરફ ઊપડયાં. ફરવા આવ્યાં છીએ કે ચર્ચા કરવા તે જ સમજાતું નથી. ઘેર બેઠાં જ ચર્ચા કરી હોત તો ફરવાની શક્તિ બચી જાત અને એટલી ચર્ચા વધારે થઇ શકત. તળાવ પર જઈને લંબાવવું પડયું.

વત્સલાબેન કહે : 'સ્ત્રીઓ આજના રાજકારણમાં ભાગ લે તે બાબતમાં તમારું શું માનવું છે ?'

મેં કહ્યું: 'ભલે ને લે.'

વત્સલાબેન : 'એમ નહિ. આજના રાજકારણમાં એટલે આ બૉમ્બની પ્રવૃત્તિમાં.'

મેં કહ્યું: 'એ વિષે કોઈ બૉમ્બવાદીને જ પૂછી જોજો ને.'

વત્સલાબેન: 'પણ તમારો અભિપ્રાય ?'

મેં કહ્યું: 'સ્ત્રીઓ એનાથી દૂર રહે એ જ સારું. નકામી પુરુષોને માથે વળી સ્ત્રીઓને બચાવવાની એક નવી લડાઈ આવી પડશે.'

વત્સલાબેન: 'બસ, આ જ રીતે બેનોને પંગુ બનાવી છે ? કોઈ ક્ષેત્રમાં એમને સાથે ન લેવી અને પછી......'

મેં કહ્યું: 'તો એમની મેળે નવું ક્ષેત્ર શરૂ કરે.'

વત્સલાબેન: 'એટલી એમનામાં તાકાત નથી એટલે જ ને ?'

મેં કહ્યું: 'પણ પુરુષોમાં સ્ત્રીઓને ખભે નાખીને દોડવાની તાકાત ન હોય તો યે એમણે ઉપાડવી ?'

ત્રીજે–ચોથે દિવસે વત્સલાબેન કહે: 'તમે Sex વિષે વાંચ્યું છે ?'

મેં કહ્યું : 'ના.'

વત્સલાબેન : 'કેમ ?'

મેં કહ્યું : ' જરૂર નથી લાગી તેટલે.'

વત્સલાબેન : ' એમ તો આપણા આદિપુરુષોને કપડાંની યે જરૂર લાગતી ન હતી. હવે કેમ પહેરો છો ? '

મેં કહ્યું : ' કપડાં પહેરીને ય આદિપુરુષોથી આપણે બહુ આગળ વધી ગયા છીએ એમ હજુ નથી લાગ્યું.'

વત્સલાબેન : ' આ તે કાંઈ જવાબ છે ? '

મેં કહ્યું: ' તમારો યે ત્યારે કાંઈ પ્રશ્ન છે ? મારે કચરાનો કોથળો ન ઉપાડવો હોય તો યે ઉપાડવો ?'

વત્સલાબેન : ' Sexનું વાચન એ કચરાનો કોથળો ? તમારે તમારો મત બદલવો પડશે. '

મેં કહ્યું : ' સરકાર સામે ય સ્વતંત્ર મત, લેખન અને કથન માટે લડત ચલાવીએ છીએ અને તમે વળી તમારો મત લાદવાની નવી ગુલામી કયાં શરૂ કરી ! '

હમણાં હમણાં મિત્રોને બદલે વત્સલાબેન મારી સાથે વધારે વખત ગાળી રહ્યાં છે. કુસુમને રસોઇ કરવામાં પણ મદદ કરે છે અને મારી થાળી ચીવટથી પીરસે છે. બપોરે આરામ પણ કયાં લેવા દે છે ? થાળી સરખી પીરસવાનું ભાડું લે છે કે શું ? હું કાંઈ કામ કરતો હોઉં તો આડેથી લઇને કરી પણ નાખે છે. હાશ, ઠીક આરામ મળ્યો.

સાંજે ફરવા ગયાં. ચંદ્રના અજવાળામાં વત્સલાબેન મારા તરફ નજર ફેંકી કહે : ' તમારું મોઢું કેવું સુઘાટીલું છે ? વાળ જરા સરખા ઓળતા હો તો ? '

મેં કહ્યું : ' જેવું મોઢું, એવા વાળ છે. મોઢા વિષે તો તમને ચંદ્રના અજવાળાને કારણે ભ્રમ થતો લાગે છે. '

વત્સલાબેન : ' ના, ના, મોઢું કેટલું સુંદર છે ! અતિ સુંદર છે.'

ભણતો ત્યારે શિક્ષકો ધોલ મારતા. હમણાં કોઇએ ધોલ પણ માર્યાનું યાદ આવતું નથી. અચાનક મારું મોઢું કેમ કરીને ફરી ગયું ?

ઘડીક રહીને કહે: ‘ ચાલોને ક્યાંક પ્રવાસે નીકળી જઇએ ? દૂર, સુદૂર ! જ્યાં કોઈ માનવી પણ ન હોય ! આ દુનિયાથી તો કંટાળી !’

માનવી ન જ હોય એવું તો સ્વર્ગલોક છે. એની ઉતાવળ કેમ લાગી ? કલ્પનાને ઘોડે ચડીને ક્યાંક આપઘાત કરી બેસે તે પહેલાં આ પારકી થાપણને ગાડીએ ચડીને જયપુર પહોંચાડી આવવા દે. સદેહે તો એકલા રામ જ પુષ્પક વિમાનમાં જઇ શકેલા.

પણ આ શી અજાયબી ? છાપું બોલે છે કે : રમેશ ગઇ કાલે વઢવાણ કેમ્પમાં સત્યાગ્રહ કરીને પકડાઈ ગયો. કાન્તાબેનથી છૂટયો કેમ કરીને ? એક ટ્રેન ઊતરીને જેલ-કસ્ટડીમાં મળવું પડશે. વત્સલાબેનને લઇને લીંબડીથી નીકળી વઢવાણ કેમ્પ એક ટ્રેન ઊતરી ગયો.

મને જોઇને રમેશ કહે : ‘ કેમ કાંઈ અચાનક ? ’

મેં કહ્યું : ‘ મારો પ્રશ્ન તેં ક્યાં પૂછી લીધો ? તું અહીં અચાનક ક્યાંથી પહોંચી ગયો ? વાત તો કર.’

રમેશ સમજી ગયો. કહે : ‘ તને ટૂંકમાં જ કહું. તું અને હિંમત ગયા પછી યે ઘરમાં રોજ રસોઈ થાય તેમ ઝગડા થયા કરતા. એક દિવસે કાન્તા બાબાને ધવરાવ્યા વગર સુવરાવવા ઘોડિયું અફાળી રહી હતી. મેં કહ્યું: એ કરતાં ધવરાવીને સુવરાવ તો વહેલો સૂઈ જાય ને ? ખિજાઇને કહેઃ વાતો કરતાં આવડે છે. કોઇ દિવસ બાબાને આચવવો નહિ ને...કહી ચાલતી થઈ. બાબાને તો ધવરાવવાના વખત સિવાય હરામ એ હાથ અડાડતી હોય તો. મેં વગર બોલ્યે બાબાને સુવરાવી દીધો. રીસમાં એણે બપોરે ન ખાધું. મેં બોલ્યા વગર ખાઇ લીધું. સાંજે વધારે રીસમાં એણે પોતે યે ન ખાધું અને બેબીને યે ન ખાવા દીધું. હું ખાધા વિના વગર બોલ્યે સૂઈ ગયો. બીજે દિવસે એ

રસોડામાં જ ન ગઇ. બપોરે બેબી ભૂખી થઇ એટલે એને માટે મેં શીરો કરી આપ્યો અને બસ, એનો પિત્તો ગયો.

પછી યથાક્રમાનુસાર રુદન, રાડો અને માથાંપછાડ. હું કાંઇ બોલ્યો જ નહિ તેમ એને ચાનક ચડી. કહેઃ બસ, તમને મારી કાંઈ પડી જ નથી ત્યારે ઝેર ઘોળીને મરું. ક્યાંકથી એણે અફીણ પણ કાઢ્યું અને વાટકીમાં ઘોળ્યું. મારું યે મગજ ફરી ગયું: થયું કે કારેલાનું કડવું શાક પણ ન ખાઇ શકનારી આ વળી અફીણ કેવીક પીએ છે તે જોવા દે. અફીણની તૈયારી કર્યા બાદ અમારા નોકર ગોવિંદને બોલાવી એ ભલામણ કરવા લાગી : ગોવિંદ, બાળકોને સાચવજે. તને સોંપી જાઉં છું. જાણે હું યે કેમ એની સાથે અફીણ ઘોળીને પરલોકમાં પહોંચવાનો હોઉં ! હું તો જોઇ જ રહ્યો. વાટકો મોઢે માંડ્યો ન માંડ્યો અને થૂ...થૂ...કરતું અફીણ બહાર કાઢ્યું. એ પછી મને ય વગર અફીણે કૈફ ચડ્યો. મેં ગોવિંદને કહ્યું : જા ગોવિંદ, પોલીસને બોલાવી લાવ. આ બાઇ આપઘાત કરવા બેઠી છે તેને પકડી જાય. કાન્તાને હજી ખબર નથી કે આપઘાત કરવો એ પોલીસ-કેસનો ગુનો છે. તેં જોયું છે એટલે સાક્ષી પણ મને મળી રહેશે. હું તો ઘણી વાર જેલ જઇ આવ્યો છું. થોડા માસ કાન્તા પણ ભલે માણી આવે. મારા રૂવાબ અને ફરી ગયેલા સીના સાથે પોલીસને બોલાવવાની વાતમાં રહેલું ગાંભીર્ય પારખીને કાન્તા ઢીલીપોચી થઈ ગઈ.

એ કહેઃ તમારા પાયે પડું રમેશરાય ! ગોવિંદને મોકલો મા. મારી ભૂલ થઈ ગઈ. હવે કોઇ દિવસ આવું નહિ કરું.

મેં કહ્યુંઃ તારી બા અને તારાં જે કોઈ વહાલામાં વહાલાં સગાં હોય તેના સોગન ખાઈને પાણી મૂક.

એ પાણી મૂકતી આવી. મોઢું સાવજનું પણ વાંસો ગધેડાનો વરતાઇ ગયો.

મેં કહ્યું: મારે સત્યાગ્રહમાં જવાનું જ છે! તારે ક્યાં રહેવું છે વગેરે અત્યારે જ નક્કી કરી લે. એ એની બાને ગામ જેતપુર રહેવા ગઈ અને હું ત્રીજે જ દિવસે તાતે ઘાએ આ બાજુ નીકળી આવ્યો અને અત્યારે તારી સામે બેઠો છું એ તો તું જુએ છે.'

મેં પૂછ્યું: 'તું તો છૂટ્યો પણ આપણા પ્રાણભાઈનું શું થયું?'

રમેશે કહ્યું: 'એ તો હું તને કહેતાં જ ભૂલી ગયો. રસ્તામાં એમને ગામ થતો આવેલો. હજી યે પ્રાણભાઈ જ્યારે લડતની વાત કરે છે ત્યારે હીરાદેવીને અગમ્ય દરદ ઊપડી આવે છે. બિચારા પ્રાણ-ભાઈ એની સારવારમાં દહાડેદિવસે સુકાતા જાય છે. નકામો તું ય એને કાગળ લખી વધારે હેરાન કરીશ નહિ.'

'ટેમ ખલાસ હુવા...' કહેતો પોલીસ દાખલ થયો અને રમેશ સાથે હાથ મિલાવી હું બહાર નીકળ્યો.

ગાંધીજી short and swift કહેતા હતા અને સરદાર ટૂંકી ને ટચ કહેતા હતા તે લડત લોકોએ ત્રણ માસમાં ક્યારની ય પતાવી દીધી છે 'તરત દાન ને મહા પુણ્ય' કરીને બીજા ત્રણ માસમાં વેપારીઓ સરકારને બીજી રીતે હંફાવવા નીકળી પડ્યા છે. યુદ્ધ–ઉત્પાદનમાં ઘૂસીને સરકારને અર્થહીન કરી રહ્યા છે. આવા મહાવીરો મેદાને પડ્યા પછી રેંજીપેંજી સૈનિકો તો શું લડશે? એથી જ હવે અમે નવરા ધૂપ પડ્યા છીએ. જયપુર તરફ થોડા દિવસ જઈ આવવામાં વાંધો નથી.

અમે જયપુર તરફ જઈ રહ્યાં છીએ. મહેસાણા આવ્યું. બહાર નજર કરું છું ત્યાં. તો...અરે! આ નટવર અહીં ક્યાંથી? ગાંડાની પેઠે પ્લેટફોર્મ પર શી દોડાદોડી કરી રહ્યો છે? દરેક મુસાફરના મોઢા પાસે જઈને ડોળા તાણી રહ્યો છે. એ તે બધાને ડરાવવા આવ્યો છે કે મોઢાં સૂંઘવા? મેં તેની પાસે જઈને કહ્યું: 'અરે નટવર! તું અહીં ક્યાંથી!'

નટવરની આંખોમાંથી આંસુ દડી પડયાં. માંડ શાંત થતો કહે : 'બાપુજી ઘેરથી નાસી ગયા છે.'

ન સમજાયું. અત્યાર સુધી બાળકોને ઘેરથી નાસી જવું પડતું હતું. હવે વળી આચાર્યજીએ કયાં વારો કાઢયો ?

વિગતથી નટવરે સમજાવ્યું : 'અમે બધાં મોસાળ હતાં, પણ નવી બાની કનડગતથી બાપુજી રાતને વખતે ઘેરથી નાસી ગયા છે ને ચિઠ્ઠી લખતા ગયા છે કે મારી કોઈ તપાસ કરશો નહિ. મારી શાંતિ ઘરમાં નથી. કયાંક બહાર જ છે.'

મેં કહ્યું: 'નટવર ! અત્યાર સુધીમાં ઘણી વાર તારા બાપુજીનાં વચન ઉથાપીને તેં એમને અશાંતિ આપી છે. હવે આ એક છેલ્લું વચન પાળીને તો એમને શાંતિ લેવા દે ! ઘેર લાવીને શા માટે દુઃખી કરવાનો પ્રયત્ન કરી રહ્યો છે ?'

સમજાવટને અંતે નટવર પાછો વળ્યો. બીજે જ દિવસે છાપામાં સમાચાર વાંચ્યાં: 'રાજકોટની નૂતન શાળાના આચાર્યનું ભેદી અવસાન ! અજમેરના અન્નાસાગર તળાવને કાંઠે મળી આવેલું તેમનું શબ ! !'

વાંચીને હું ગણગણી ઊઠયો: 'અંતે જળમાં જ તિરોધાન પામેલી ખંડિત મૂર્તિ !'

૧૯

# પ્રેમદીવાની

હું અને વત્સલાબહેન જયપુર તરફ આગળ વધી રહ્યાં છીએ. ટિકિટ સેકન્ડ કલાસની લીધી છે. થર્ડ કલાસમાં તો એટલી ભીડ હોય છે કે વત્સલાબેનની વેદનાથી કયાંક જનતા દાઝી જાત! રસ્તામાં ભાતભાતની વાનીઓ ખરીદીખરીદીને વત્સલાબેન મને ખવરાવી રહ્યાં છે. બધી વ્યવસ્થા એમણે જ ઉપાડી લીધી છે. મને તો ઊઠવા યે નથી દેતાં. હું એમને મૂકવા જાઉં છું કે તેઓ મને મૂકવા જાય છે એ જ પ્રશ્ન થઈ પડયો છે.

જયપુર પહોંચ્યાં. વત્સલાબેનનાં માબાપ અતિ શ્રીમંત છે. મોટર લેવા આવી છે. મારે માટે જુદો ઓરડો ગોઠવાઈ રહ્યો છે. પલંગ, ખુરશીઓ, ટેબલ, આરામખુરશી, ધૂપદાની, ફૂલદાની, દીપદાની. ઓહોહોહો!

નોકર દોડાદોડી કરી રહ્યા છે. વત્સલાબેનને બોલે આખું ઘર ઉપરનીચે થઈ રહ્યું છે.

મેં કહ્યું: ‘પણ આટલી બધી તરખડ કાં કરો? મારે તો વળતી ટ્રેને...’

વત્સલાબેન: ‘લો રાખો! જુઓ તો બા, કનુભાઈ કહે છે કે મારે વળતી ટ્રેનમાં જ જવું છે.’

બા કહે છે: ‘અરે વાહ! ધીરજલાલ જેલમાંથી છૂટે ને જાણે કે અમે તમને રોકયા ય નથી તો પછી અમારી આબરૂ શી રહે?

થોડા દિવસ રોકાઓ, લડતનો થાક ઉતારો. અહીં જોવાલાયક સ્થળો છે તે જુઓ અને પછી નિરાંતે જજો.'

લડત જ થાકી ગઈ છે ત્યાં હવે મારે થાક ઉતારવા જેવું ક્યાં રહ્યું છે ?

રાત્રે વત્સલાબેન એમનાં વાદ્યો બતાવવા મારા ઓરડામાં લાવ્યાં. સિતાર એ સાત વર્ષ સુધી શીખ્યાં છે. ધીરુને ત્યાં ગયાં ત્યારથી સાત માસથી સિતારને આંગળી પણ નથી અડાડી. સાત માસ બાદ પહેલું સંગીત મને સંભળાવવા બેઠાં.

સિતાર તો બહુ વાગી ! પ્રથમ માથું 'ના...ના' કરતું હોય તેમ ઘડિયાળના લોલકની જેમ આડુંઅવળું તાલ દેતું હતું. પછી તો 'હા...હા'ના તાલ દેતું રીંગણાં જોખતાં છાબડાની જેમ સવળા તાલ દેવા લાગ્યું...અને...

'કેમ, ઊંઘી ગયા કે ?'

'ના, ના, એ તો અમસ્થો જરા...' કહેતાં આંખ ઉઘાડી હું જોવા લાગ્યો. વત્સલાબેન હસી રહ્યાં છે.

મારે રાહ બદલવો પડ્યો: 'તમારા સંગીતની એવી મીઠાશ કે એણે ઊંઘ લાવી દીધી.'

મોડી રાતે વિદાય થતાં વત્સલાબેન કહેતાં ગયાં: 'ત્યારે હવે તબલાં તો કાલે જ વગાડીશ.'

બચી ગયો. દીપક-રાગ ગાતાં દીવા થાય અને મલ્હાર-રાગથી વર્ષા આવતાં શાંતિ થાય છે, એમ સિતાર વાગતાં ઊંઘ આવે અને તબલાં વાગતાં ઊંઘ ભાગી જાય તો ભારે થાય ને ?

વત્સલાબેને ઘરનો વહીવટ બધો માથે ઉપાડી લીધો છે. બપોરે જમ્યા બાદ મારા જ ઓરડામાં આરામ લેતાં બોલી રહ્યાં છે: 'હાય ! થાકી ગઈ આજે તો !'

મેં કહ્યું : 'કામ પણ થોડું છે !'

વત્સલાબેનઃ 'ત્યારે શું ? સવારે ઊઠી દાતણ કર્યું અને નોકરોને જગાડ્યા. રસોયાને શી રસોઇ કરવાનું છે તે ન કહ્યું ત્યાં તો કપડાં ધોવાવાળી આવી. એનું ન પત્યું ત્યાં માલીશ કરવાવાળી આવી. માલીશમાંથી છૂટી ત્યાં ભજુઆને ચીજ-વસ્તુઓનું લિસ્ટ કરાવી ખરીદી માટે મોકલ્યો. નાહી ત્યાં તો રસોઈ તૈયાર. કપડાં બદલી ઘરનાંને બધાંને જમાડયાં. તમે ને હું જમ્યાં ત્યાં તો બાર વાગ્યા. હજી તો રસોડાં ધોવરાવવાનાં, વાસણ ગોઠવાવવાનાં વગેરે બાકી છે. કરશે એ તો ભાભી. થાકી હું તો ! હાશ માડી ! !'

કેટલું બધું કામ ! થાકમાં કેટલા જોરથી શ્વાસ ખેંચી રહ્યાં છે ! આખો દિવસ અને રાત લાગાતાર શ્વાસ લેવામાં પણ ઓછી મહેનત છે ? વગર શ્વાસે જીવવાની કાંઈ દવા આવતી હોય તો એટલી મહેનત તો ઘટે !

મેં કહ્યું : 'શા માટે આટલી બધી ખટખટ કરી રહ્યાં છો, વત્સલાબેન ! એકાદ સારી લોજ શોધી લઈએ તો...'

વસ્તલાબેન : 'વાહ ! કેવી વાત કરો છો ? રસોયા-નોકર વગેરે છે પછી લોજની શી જરૂર છે ?'

લોજની જરૂરિયાતનું કારણ સમજાયું.

મારો ઓરડો મઘમઘે છે. સવાર-સાંજ ઇસ્ત્રી-બંધ કપડાં બદલવાં પડે છે. અત્તર–પોમેડ–સ્નો તો વાપરતાં યે નથી આવડતાં ! સવારસાંજ હજામ દાઢી પણ કરી જાય છે. ગુસલમાં કલાકથી વહેલો નીકળું તો વત્સલાબેન વઢે છે. ભાતભાતની એટલી વાનીઓ ખાવા મળે છે કે સવારે ખાધેલ સાંજે ભૂલી જવાય છે. અને રાત વીતતાં ગઈ કાલે શું થયું હતું તે જ ભુલાઈ જાય છે. ભોજન મારા ઓરડામાં જ ખાસ પીરસીને વત્સલાબેન જમાડી રહ્યાં છે.

ઓરડામાં ચાલવા મખમલની મોજડીઓ આવી ગઈ છે. પણ ચાલવાની જરૂરે ય ક્યાં પડે છે ! ચાલવાનું ભૂલી તો નહિ જાઉં ?

જાનૈયા જેવા કનુની આટલી ખાતર-બરદાસ્ત થાય છે તો ધીરુને અહીં કેટલો બધો સાચવતાં હશે ? નકામો અમદાવાદમાં પડ્યો આઝમૂણા વાગોળી વખત બગાડી રહ્યો છે ને ?

જેલમાંથી ધીરુનો કાગળ આવ્યો છે : દૂધ મળતું નથી. અનાજનું કાંઈ ઠેકાણું નથી. રોટલા–શાક ક્યારેક કાચાં તો ક્યારેક બળી ગયેલાં આવે છે. વળી રોગચાળાના દિવસો. પરિણામે પંદર શેર વજન ઘટી ગયું છે.

વત્સલાબેન રડી પડ્યાં. જેલમાં કેવાં દુઃખ ?

દસ લાગ્યા તો યે હજી દૂધ કાં ન આવ્યું ? જેલમાં ધીરુ કદી દૂધ નથી પામતો ને હું એકાદ દિવસ નહિ પીઉં તો ક્યાં દૂબળો પડી જવાનો છું–એવો વિચાર કરું છું ત્યાં તો કઢિયેલ દૂધના કટોરા સાથે વત્સલાબેન આવ્યાં. બદામ, પિસ્તાં, ચારોલી, કેસર... દૂધ છે કે બદામનો દૂધપાક ?

મેં કહ્યું : 'સાદા દૂધને બદલે આ વળી...'

વત્સલાબેન : 'છાનામાના પી જાઓ. રોગચાળાના દિવસો છે અને હવે તો વસ્તુઓ પણ ક્યાં સત્ત્વવાળી મળે છે જે ? વજન ઘટતાં કાંઈ વાર લાગે છે ?'

જાપાનના કોઈ પ્રાંતમાં સુવાવડ આવે સ્ત્રીને અને સૂંઠ–શીરો ખાવા મળે પુરુષને. અહીં પણ એવું થઈ રહ્યું છે કે શું ? વજન તો ઘટ્યું છે ધીરુનું અને મને કઢિલય દૂધ શેનું ?

હવે તો બપોરની વાનીઓ પણ ઘીએ વિશેષ લચપચતી બની રહી છે. ઘી આડે વાનીઓ દેખાતી નથી. ક્યાંક વજન ન ઘટી જાય તે માટે ? ડોકટરો કહે છે તેમ હવામાં હજાર રોગનાં જંતુઓ

ઊડી રહ્યાં છે. વજન વધારવા આટલું બધું વત્સલાબેન ખવરાવી રહ્યાં છે તે ક્યાંક આ જંતુઓથી બચાવવા મારું નાક જ બંધ ન કરી દે!

મ્યુઝિયમ જોવા આવ્યાં છીએ. દોડીદોડીને વત્સલાબેન વિભાગો બતાવી રહ્યાં છે.

'જુઓ આ કૃષ્ણ-ગોપીનાં, બાર માસનાં, રાગ-રાગિણીનાં ચિત્રો. મારી સામે આષાઢ મને મલ્હાર-રાગ મહેકી રહ્યાં છે.'

મને તો પુરાણી ચીજો સાચવવા નાખેલી ફિનાઇલની ગંધાતી ગોળીઓ નાકને ગૂંગળાવી રહી છે.

'આ ઈરાનની સરાઈઓ. મને એમાં શરબત રેડીને જાણે પીધે જ જાઉં એમ લાગે છે.' વત્સલાબેન બોલી રહ્યાં છે.

સરાઇમાં ઈરાનીઓ શરાબ પીતા. હજી યે એની અસર રહી ગઈ છે કે શું?

'અહો હો હો, કેટલાં બધાં વાદ્યો? આ મયુરસિતારને ખેંચીને તમને સંભળાવવા જાણે અનંતકાળ સુધી વગાડયા કરું...' કહેતાં વત્સલાબેન બેસી ગયાં.

એ સંગીત-શ્રવણ માટે મારે ય અનંત કાળની અઘોર નિદ્રાને શરણે જવું પડે એનું શું?

'પણ પાંચના ડંકા વાગતાં પેલો પટાવાળો બહાર કાઢશે. ઊઠો ઊઠો, હજી ઘણા વિભાગ જોવાના છે.' કહી મેં તેમને ઉઠાડયાં ને બધા વિભાગો નીરખી ઘેર આવ્યાં.

આંબેરનો કિલ્લો જોવા આવ્યાં છીએ, આલબેલ દેતા પહાડો આંકડા ભીડીને ઊભા છે અને એકાદ પહાડે જાણે ખોળામાં કિલ્લાને બેસાડયો છે. રાણીઓને બેસવાના પશ્ચિમ-ગવાક્ષ પાસે બેસી જતાં વત્સલાબેન કહે છે: 'ચાલોને અહીં જ રોકાઈ જઈએ. આવી શાંતિ, આવું એકાંત આજની દુનિયા ક્યાં આપે છે?'

જેલથી યે વેરાન આ કિલ્લામાં પડયું રહેવું હોય તો સત્યાગ્રહ કરીને જેલમાં જતાં કયાં નથી આવડતું ?

મેં કહ્યું : ‘ પણ શાંતિ અને એકાંતથી પેટ થોડું ભરાય છે ? બપોરે ભૂખ લાગશે ત્યારે ?’

વત્સલાબેન : ‘ તમે અહીં રોકાજો અને હું રસોઈ કરીને રોજ મોટરમાં......’

પેલી સુહિણી મેહાર માટે માછલી શેકી ઘડાને આધારે સિંધુ પાર કરતી એવી આ મોટરની શી વાત થઈ રહી છે ? પણ આનો મેહાર તો જેલમાં બેઠો છે.

મેં કહ્યું : ‘ બે માસમાં ધીરુ જેલમાંથી છૂટશે પછી સૌ સાથે આવશું. અત્યારે તો ઘેર ચાલો.’

રણમલ્લસાગરે ફરવા આવ્યાં છીએ.

વત્સલાબેન કહે : ‘ આટલો ગભીર જલ–વિસ્તાર જોઈને મને તો આંકડા ભીડીને અંદર કૂદી પડવાનું મન થાય છે. છો તૈયાર ?’

મેં કહ્યું : ‘ પણ મારા જેવા નિર્બળનું કયાંક ફેફસું ખસી જાય તો ?’

વત્સલાબેન : ‘ તો મારા અંતરની હૂંફનો શેક કરીને ઠેકાણે લાવીશ.’

શેક તો કાપડના ગોટાથી થાય. મારું ફેફસું કયાંક સાચેસાચ ખડી ગયું હોય તો આ બાઈ એના ઉટપટાંગ ઉપચારથી કયાંક હૈયું યે ખેસવી નાખે ને ?

આખો દિવસ ભાતભાતનું ખાવું ખાવું ખાવું. બાકીનો બધો સમય આરામ, આરામ, આરામ. માસ વીતી પણ ગયો. કંટાળ્યો હું તો. અહીંથી નીકળવું યે કેવી રીતે ? મારું યે પેલા ડોકટર કહેતા તેવું થયું છે: When stomach is full, brain becomes vacant. હોજરીમાં વસવાટ વધે છે ત્યારે મગજનો માળ ખાલી થઈ જાય છે.

દિલ્હીથી હિનુભાઇનો કાગળ આવ્યો છે. ગંભીર માંદગીમાં પટકાઇ પડયા છે. હાશ, ડૂબતાને તરણું મળ્યું.

મેં કહ્યું : ' વત્સલાબેન ! હવે જવું જ પડશે. હિનુભાઈ માંદા પડી ગયા છે.'

વત્સલાબેન : ' એમ તો દુનિયામાં હજારો માંદા પડયા હશે, આપણાંથી કાંઈ દોડી મરાય છે ? '

મેં કહ્યું : ' આ તો સ્વજન છે એટલે જવું......'

વત્સલાબેન : ' તો હું સ્વજન નથી એમ ને ? '

મેં કહ્યું : ' તમે કયાં માંદાં છો ? '

વત્સલાબેન : ' મારું હૃદય કેટલા જોરથી ધબકે છે એ તો જુઓ–' કહેતાંકને ઝબ લઈને મારો હાથ પકડી તેમની છાતી તરફ ખેંચ્યો.

આ બાઇને પર–પુરુષની મર્યાદા રાખતાં યે આવડે છે ?

હાથ પાછો ખેંચી લેતાં કહ્યું : ' રહેવા દો, રહેવા દો. હજી સ્નાન નથી કર્યું. હાથ અશુદ્ધ છે, અશુદ્ધ છે ! ! '

વત્સલાબેન : ' પણ તમે જાઓ પછી મારા દિવસો કેવી રીતે જાય ? '

મેં કહ્યું : ' દોઢેક માસમાં ધીરુ આવી જશે. બાકી હું તો તમને મૂકવા આવ્યો અને થોડા દિવસ રોકાયો તેમાં......'

વત્સલાબેન : ' પ્રેમ કાંઈ દિવસ જોવા થોડો જ રોકાય છે ? એ તો પળમાં થઈ જાય.'

પ્રેમ ? કોની સાથે ? મારી સાથે ? આનું તે ભેજું ચસકી ગયું છે કે શું ?

મેં કહ્યું : ' મારે હજી પરણવાનું બાકી છે. મારી સાથે તે પ્રેમ હોય ? તમારે તો ધીરુ છે જ ને ? '

વત્સલાબેન : 'મિ. ધીરજ તો દેહના સ્વામી; તમે દિલના. તમારે પરણવી હોય તો હજારો પરણજો ને ! મને એકાદ ખૂણો આપવો પડશે.'

આને કાંઈ ખબર છે કે હજારોને પરણનારો કૃષ્ણાવતાર બુદ્ધાવ-તાર પહેલાં યે થઈ ગયો. હવે તો કલ્કીઅવતાર થવાનો છે !

મેં મૂરખે વળી ક્યાં વેણીકાકાનું માન્યું અને આ દિશાએ આવી ચડ્યો ! ભોગ લાગ્યા આ મહેમાની માણી એના.

દિનુભાઈ પાસે હવે તો જવું જ પડશે. અલ્લાહતોબાએ રજા આપતાં વત્સલાબેન કહી રહ્યાં છે : 'વહેલી તકે પાછા ફરજો. હું તમારી રાહ જોતી દિવસો ગણીશ.'

ટ્રેન ચાલતાં હું ગણગણ્યો : હવે તો ભગવાન ભલી મતિ આપે તો અનંતકાળ સુધી તમને મોઢું બતાવે એ જ બેટા !

## ૨૦

## ફૂલ ખર્યું

ટ્રેન દિલ્હી તરફ દોડી રહી છે. અને છેલ્લાં બે વર્ષથી દિલ્હીમાં બાલમંદિરના આચાર્ય તરીકે કામ કરતા દિનુભાઈનાં સંસ્મરણો મારા મગજમાં દોડી રહ્યાં છે.

લડત-કાળમાં યે દમના ચિરરોગી સમા દિનુભાઈએ નહિ પર-ણવાનો નિશ્ચય કરેલો. પણ મામાના આગ્રહથી એક કન્યાને જોવા ગયા અને પરણવાનો નિશ્ચય કરી બેઠા. પરણ્યા વગરે ય માંદગી જતી નથી તો પરણવાથી માંદગી જાય છે કે નહિ તેનો અખતરો આ શિક્ષણશાસ્ત્રીએ શરૂ કર્યો કે શું એમ ત્યારે વિચાર આવેલો.

પણ પરણ્યા પછી ઘરમાં બેવડી માંદગી થઈ. દિનુભાઇ માંદા હતા જ અને દિવસે દિવસે સુદામા–સ્વરૂપ થઈ રહ્યા હતા. તેમનું શરીર જાડું કેમ થાય તેના ઉપચાર ચાલતા હતા. બીજી બાજુ જશોદાને સ્થૂળતાનો રોગ લાગુ પડયો છે. સ્થૂળતા ઘટાડવા એમણે નિસર્ગોપચાર અનુસાર મનાતી ઝેર જેવી ચાર ચાર કપ ચા, સત્ત્વ-હીન ગણાતાં ભજિયાં, બટેટાંપૌંઆ અને ખારીભાત તથા શરીરને ગાળી નાખનારી ઊંઘના અખતરા જેમ જેમ કર્યા તેમ તેમ એમની સ્થૂળતા વધતી જ ગઇ છે. હવે તો આખો દિવસ પથારીમાં જ પડી રહેવું પડે છે. શરીરનો ભાર અસહ્ય થઈ પડયો છે તેથી જ તો?

મોડી રાતે મેં ઘર ખખડાવ્યું. અંદરથી અવાજ આવી રહ્યો છે: 'ઊઠો ને? કાં તો કનુભાઈ આવ્યા.'

દિનુભાઈ: 'પણ હું ઊઠીશ તો શ્રમ પડશે. તું જ ઊઠ ને?'

જશોદા: 'મારી છાતીમાં ઠંડી ઘૂસી જશે તો પછી તમારી ચાકરી કોણ કરશે? તમે તો...'

ઠાં...ઠાં... કરતા દિનુભાઈ જ ઊઠયા. મને કહે: 'આટલા વહેલા તમે આવશો એવી આશા રાખી ન હતી. સારું થયું વહેલા આવ્યા તે.'

મેં કહ્યું. 'કેમ, કાંઈ આશા રાખવાની ટેવ છૂટી ગઈ છે કે શું?'

મારે ટેકે દિનુભાઇ ખાટલે પહોંચ્યા.

સવારે જશોદાબેન અને હું રસોડામાં દૂધ પી રહ્યાં છીએ ત્યાં દિનુભાઈને દમ ચડયો. મેં દૂધ પીવામાં ઉતાવળ કરી, ત્યાં જશોદાબેન પૂછે: 'તમને નવકૂંકરી, સતિયોપીચ કે છકડી રમતાં આવડે છે?'

દિનુભાઈ દમમાં બેવડ વળી રહ્યા છે ત્યારે આ શું પૂછી રહ્યાં છે? દમ મટવાની કોઇ ઉત્તર હિંદુસ્તાની દવા છે કે શું?

મેં પૂછ્યું: 'એની અત્યારે શી જરૂર પડી?'

જશોદાબેન: 'ત્યારે શું ? આખો દિવસ કાઢવો યે કેવી રીતે? રમત આવડતી હોય તો દિવસ નીકળી જાય.'

મને તે સારવાર માટે બોલાવ્યો છે કે રમવા?

મેં કહ્યું: 'પણ અત્યારે એનું શું છે? આ દિનુભાઇને દમ ચડયો છે ને......'

જશોદાબેન: 'એ તો રોજ ચડે છે. આપણે કહે ઓછો જ ઊતરવાનો છે? ચાલો રમશું?'

મેં કહ્યું: 'મને રમતાં જ નથી આવડતું. મારી બાએ નાનપણમાં એક વાર ગંજીપે રમવા માટે મારેલો તે દિવસથી છકડી છાંડી ગયો છું.'

જશોદાબેન: 'હાય, હાય! તમારી બા કેવાં? મારી બા ગમે તેટલી ના પાડે તો યે હું રમ્યા વગર ન રહું. જેવી બા થાય એવાં આપણે ન થઇએ તો કેમ જિવાય!'

દિનુભાઇને વિશેષ દમ ચડી રહ્યો છે. જશોદા દૂધ ચડાવી રહ્યાં છે. હું દિનુભાઈ પાસે પહોંચ્યો. વાંસો પંપાળવા લાગ્યો ને માથે હાથ ફેરવવા લાગ્યો. થોડી વારે જશોદાબેન આવીને આ દૃશ્ય જોતાં કહે: 'કનુભાઈ બાયડી! કનુભાઈ બાયડી!'

મેં પૂછ્યું: 'પણ છે શું?'

જશોદાબેન: 'ભાયડાનો વાંસો બાયડી પંપાળે. તમે પંપાળો છો માટે તમે બાયડી!'

મેં કહ્યું; 'તો આવોને, તમે વાંસો પંપાળો.'

જશોદાબેન: 'તમારા દેખતાં મારાથી વાંસો પંપાળાય? હાય, હાય, કેવું બોલો છો?'

દિનુભાઈ: 'પણ એ ન હતા ત્યારે ય તેં કેટલી વાર વાંસો પંપાળ્યો એની તો વાત કર.'

જશોદાબેન: 'વાંસો ય ભૂંડો કેવો છે. હાડકાં તો એવાં નીકળી ગયાં છે કે હાથને ય છોલી નાખે. એમાં પંપાળવો કેવી રીતે ?'

આ કાશ્મીરની કોમળ રમણી હિનુભાઇ જેવા કંગાળને ત્યાં શોભે !

'એલાઓ ? એ એલાઓ ?'

ઘરમાં ટેલિફોન ક્યાં યે નથી દેખાયો અને આ ફોન કોણ કરી રહ્યું છે ? જઇને જોઉં તો જશોદાબેન રસોડામાંથી બૂમ મારી રહ્યાં છે. અહીં વળી વાયરલેસ ટેલિફોન હોય છે કે શું !

મેં કહ્યું: 'કોને ફોન કરો છો ?'

જશોદાબેન. 'ફોન ? આપણાં ઘરમાં ફોન છે જ ક્યાં ?'

'પણ તમે તો 'એલાવ્' 'એલાવ્' કહેતાં હતાં ને ?'

હિનુભાઇએ રસોડામાં પ્રવેશ કરતાં કહ્યું: 'જશોદાને અંગ્રેજી સામે આજન્મ વિરોધ છે. આ તો કાઠિયાવાડી શબ્દ 'એલા'નું માનવાચક સ્વરૂપ 'એલાઓ' મારે માટે મુકરર થયું છે.'

મેં કહ્યું: 'આવું ઉટપટાંગ નામ લો છો એ કરતાં નામથી જ બોલાવતાં હો તો ?'

જશોદાબેન: 'હાય હાય ! બાયડીથી ભાયડાનું નામ લેવાય ? તો તો આવતો અવતાર 'ભાયડો...ભાયડો...' એવું બોલતી શિયાળનો જ મળેને ને ?'

વાત બદલાવીને હિનુભાઇને કહે: 'તમારે માટે શું રાંધવાનું છે ?'

હિનુભાઇ: 'હું તો આજે દમ છે તેથી દૂધ-કેળાં જ લઇશ.'

જશોદાબેન: 'તો પછી અમારે ભૂખ્યાં રહેવું એમ ને ? આમ ને આમ ભૂખે મરી ગઇ !'

હિનુભાઇ: 'તારે માટે ગમે તે રાંધ ને ! કોણે ના કહી ?'

જશોદાબેન: 'તમે ન ખાઓ પછી મારી એકલી માટે રાંધવામાં શો સ્વાદ ?'

દિનુભાઈ: 'હવે તો કનુભાઇ આવ્યા છે. તમે બે થયાં. રાંધ ને તને ગમે તે.'

બપોરે મોટું તપેલું ભરીને ખારીભાત કર્યા છે. મેં પૂછ્યું: 'કોઈ મહેમાન આવવાના છે કે શું?'

જશોદાબેન : 'કેમ?'

મેં કહ્યું : 'આટલા બધા ભાત કોણ ખાશે?'

જશોદાબેન : 'આ તો ઓછા કર્યા છે. તમારા ભાઇ સાજા હતા ત્યારે આખું તપેલું ભરી હું એકલી જ ખાઇ જતી. હવે તો કોણ જાણે કેદી યે સાજા થશે અને એવા ખાવાના દિવસો આવશે.'

'લો ને, કનુભાઇ, લો ને...' કહેતાં જશોદાબેન ખારીભાતના કડછા મારી થાળીને બદલે એમની થાળીમાં ઠાલવી રહ્યાં છે. હમણાં એ ખારીભાત ઓછા ખાય છે તેથી જ કે?

આજે દિનુભાઇને દમ ચડયો નથી તેથી બાલમંદિરમાં રજા લેવા જવું છે. બપોરે જરા મોડા આવશું એમ દિનુભાઈ કહી રહ્યા છે.

જશોદાબેન : 'વહેલા આવજો ને?'

દિનુભાઈ: 'કેમ?'

જશોદાબેન: 'તમે ત્યાં બાળકો વચ્ચે હો એટલે દિવસ પસાર થઈ જાય. અહીં ઘેર મારો દિવસ કેમ જાય? (ધીમે પડતાં કહે) પાંચ વરસ થયાં તો ય ઘેર એક બાળક પણ છે કે દિવસ નીકળી જાય.'

દિનુભાઈ: 'હું તો પરણ્યો તે દિવસથી તારામાં સ્ત્રી અને બાળક બન્ને પામ્યો છું. મને તો અબળખા નથી રહી. મેલ ને બાળકની વાત!'

બાળકની વાત મેલતાં જશોદાબેન કહે: 'હાય, હાય, હું તમારું બાળક તો તમે મારા બાપ થયા ને? એ કનુભાઈ! અહીં આવો, અહીં આવો? જુઓ તો તમારા ભાઈ મારા બાપ થઇને બેઠા.'

મેં કહ્યું: 'પણ એમ કાંઈ કહ્યે બાળક થઇ જવાય છે?'

જશોદાબેન: 'તમારી વાત કબૂલ છે ને? જોજો, પછી ફરતા નહિ.'

મેં કહ્યું : 'હા કબૂલ. છે શું ?'

જશોદાબેન કહે: 'તો હું પરણીને આવી તે દિવસથી મને તમારા ભાઇમાં ધણી અને દીકરો બેય મળ્યા છે. હવે હું એમની મા થઈ! લેતા જાઓ, લેતા જાઓ. જોજો હવે ફરતા નહિ!'

'એં એં એં...મુઝે છોડ દો, છોડ દો.'

દિનુભાઇના ઘરમાં વળી બાળકનો અવાજ કયાંથી? બહાર જઇને જોઉં છું તો જશોદાબેન પાડોશીની દીકરીને ખેંચતાં ખેંચતાં બોલી રહ્યાં છે : 'ચલ મેરે ઘર. તને 'ખાઉ ખાઉ' આપું.'

છોકરી 'મુઝે છોડ દો, છોડ દો.' એ જ મંત્ર જશોદાબેનના મુખ સામે જોઈ રટી રહી છે. 'ખાઉં ખાઉં' કરતી મગર જેવા મુખવાળાં જશોદાબેનનું મોઢું જોયા પછી બિચારી છોકરી શું ખાવાની હતી ?

'ખાઉ ખાઉ' લેવા માટે જશોદાબેને છોકરીને નીચે મૂકી કે તરત એ દોટ દઇને ભાગી.

દમ અટકતાં દિનુભાઈ કહે: 'એ છોકરી રડે છે પછી શા માટે ખેંચી લાવે છે?'

જશોદાબેન કહે: 'તે હું કયાં મારવા લઇ આવું છું? 'ખાઉ ખાઉ' દેવા લઇ આવું છું તો યે રડે એનું શું?'

દિનુભાઈ: 'પણ એને 'ખાઉ ખાઉ' ન જોઈતું હોય તોય ?'

જશોદાબેન: 'છોકરાંને 'ખાઉ ખાઉ' દેવાની વાતમાં તમને ભાયડા માણુસને શું ખબર પડે? મારું અજીઠું 'ખાઉ ખાઉ' સાત છોકરાં ખાય તો ઘેર ઘોડિયું બંધાય ને?' કહેતાં કબાટમાં ડબ્બે ડબ્બે ભરેલાં ખાઉ ખાઉ જશોદાબેન ઊભાં ઊભાં જ અજીઠાં કરવા લાગ્યાં.

આજે ચાર–છ દિવસે મારી પથારી ઓસરીમાં જશોદાબેન કરી રહ્યાં છે. મેં પૂછ્યું: 'આજે તો ઠંડી છે. બહાર પથારી કાં કરી, જશોદાબેન ?'

જશોદાબેનઃ 'આ બાજુની ઠંડી તો ગુલાબી ઠંડી કહેવાય છે. એનાથી શું ડરતા હશો, કનુભાઇ.'

'ખાઉ ખાઉ' એકલાં આરોગી જનારાં જશોદાબેન આ ગુલાબી ઠંડી મારા એકલા માટે કેમ રાખી રહ્યાં છે? વિચારમાં ઊંઘ હજી નથી આવી ત્યાં અસ્પષ્ટ ગણગણાટ શરૂ થયોઃ 'તું તારી પથારીમાં જઇશ? આજે જ દમ ચડયો હતો ને જરા ખ્યાલ તો...'

જશોદાબેનઃ 'ખ્યાલ ઘણો રાખ્યો તો ય દમ કયાં જાય છે?... પાંચ વર્ષ તો ચાલ્યાં ગયાં...બેનપણીઓને ઘેર તો ત્રણ ત્રણ છોકરાં ને મારે...'

બીજે દિવસે દિનુભાઈ 'પુત્રઝંખના' પર શિક્ષણના સામયિક માટે લેખ લખી રહ્યાં છે. મેં લેખ ખેંચી લઈ કહ્યું: 'જીવન–ઝંખના હોય તો ચાલો વતન કરાંચી ભેગા. ત્યાં બહોળા કુટુંબમાં ઠીક સારવાર થઈ શકશે.'

દિનુભાઈ માટે બાલમંદિરમાંથી લાંબી રજા લઇ અમે કરાંચી જઈ રહ્યાં છીએ. ધક્કામૂકી કરીને એક સળંગ બેઠક પચાવી પાડી છે. ગાડીનો ધધડાટ તથા પવનને કારણે દિનુભાઈ ઉધરસ ખાઈ રહ્યા છે અને જશોદાબેન સ્ટેશને સ્ટેશને 'રબડી-મલાઈ' 'દહીંવડાં' વગેરે ખાઈ રહ્યાં છે. હું દિનુભાઇના મોઢા પાસે પાળું ઝાલીને બેઠો છું ત્યાં જશોદાબેન કહી રહ્યાં છે: 'તમે લ્યો ને, કનુભાઈ! મારવાડ જંકશનની રબડી તો કયાં ય થાવી છે?' કહેતાં જશોદાબેન રબડીનો પડિયો મોઢે માંડી રહ્યાં છે.

મેં કહ્યું: 'તમે જ લો ને? મને તો મુસાફરીમાં કયાં કાંઇ ભાવે છે?'

જશોદાબેન: 'મારી તો મુસાફરીમાં એવી ભૂખ ઊઘડે, એવી ભૂખ ઊઘડે—'

કે હું ને દિનુભાઇ આડા આવીએ તો અમને ય ખાઇ જાય ?

રજપૂતાનાના લાંબા પટ પરથી સાંજના સૂરજે એનાં કિરણો લંબાવ્યાં અને અમારી બેઠક માથે જશોદાબેને લંબાવ્યું. દિનુભાઈ મારા ખોળા ભેગા થઈ ગયા.

જશોદાબેન કહેઃ 'મને તો ટ્રેનમાં વહેલી સાંજથી જ ઊંઘ આવવા માંડે. ન ઊંઘું તો માથું એવું ચડે એવું ચડે—' કહેતાં ફરીથી જશોદાબેને એમનું વિરાટ સ્વરૂપ દબાવ્યું અને દિનુભાઇનું વામનસ્વરૂપ પાતાળ–ખૂણે પડેલા મારા ખોળામાં આવી પડ્યું. મને કાંઇક કહેવાનું મન થયું પણ **To everyone according to its need**—એ સામ્યવાદનો સિદ્ધાંત યાદ આવ્યો અને મૂંગો બેઠો રહ્યો.

એક બાજુ જશોદાબેન 'રબડી...મલાઇ' એવા અવાજે નસકોરાં તાણી રહ્યાં છે; બીજી બાજુ દિનુભાઈ ઉધરસથી થાકયાપાકયા મારા ખોળામાં ઊંઘ ખેંચી રહ્યા છે. કલાકો પછી કલાકો પસાર થઈ રહ્યા છે. મારા ખોળામાંથી એકધારી બેઠકને કારણે લોહી ખેંચાઇ રહ્યું છે અને ખાલી ચડી રહી છે. પણ આવી એકધારી નિદ્રામાં દિનુભાઈને પહેલી જ વાર જોઈને ખસવાનું મન નથી થતું. હે પગ ! ગુરુદેવ પરશુરામની નિદ્રાનો ભંગ ન થાય તે માટે ભમરાના દંશ-પ્રવેશથી લોહી વહેવા દેનાર શિષ્ય કર્ણનું સ્મરણ કરીને હલ્યાચલ્યા વગર આજની રાત આબરૂ જાળવજે. કર્ણનું તો લોહી પણ વહી ગયેલું. અહીં તો માત્ર લોહીનો શરીરમાં સ્થળ–બદલો થયો છે એટલું જ ને ?

કરાંચી પહોંચી ગયાં. દિનુભાઈનાં એકનાં એક બેન આખો દિવસ ખડે પગે સારવારમાં રોકાયાં છે. જશોદાબેન દોડીદોડીને શેરીમાંથી 'ગોલગપ્પા' અને 'પપડી' (કમળ કાંકરી) ખરીદી ખરીદીને ખાઈ

રહ્યાં છે. બેન બિચારાં બળતાં બળતાં કહી રહ્યાં છે: ' જશોદા! જરા મારા ભાઈ તરફ તો ધ્યાન રાખ. એ હશે તો તારે બધું છે. એ ગયે તારાં 'પબડી' અને 'ગોલગફા' રહેવાનાં છે કે?'

જશોદાબેન દિનુભાઇના ખાટલા પર માથાં પછાડતાં કહે છે: ' જુઓ તો! તમારાં બેન કેવાં અશુભ વેણ બોલે છે? મને કયાં કમત સૂઝી અને અહીં સારવાર માટે લાવી?...'

દિનુભાઇ: ' હશે જશોદા, એ તો મોટાં છે ને.'

જશોદાબેન: ' એ મોટાં છે તો ય બોલવામાં ભાન નથી રાખતાં. અમે નાનાં છીએ તેનાથી કાંઇ બોલાઈ જાય તો કેવાં પીંખી ખાય છે?'

બેનને વળી આ બોલવાનું કયાં સૂઝયું? જશોદા તો સારવાર કરે ત્યારે ખરાં, અત્યારે દિનુભાઇને છાતીએ માલીશ કરવાનું એના રુદન આડે અટકી રહ્યું છે એનું શું?

દિનુભાઇની સ્થિતિ વિશેષ બગડતી જાય છે. આજે જશોદાબેનનાં બા મળી ગયા પછી જશોદાબેન પુછી રહ્યાં છે: ' હેં એલાઓ! આપણા કાંઇ પૈસા બેન્કમાં કે કોઇને ત્યાં પડયા છે?'

દિનુભાઈ માંડ હસતા બોલી રહ્યા છે: ' જશોદા, તું મારે મૂડી જ છો ને! બાકી જો, ભગવાન ન કરે અને મારું કાંઈ થઇ જાય તો, મૂંઝાઇશ નહિ. જૂની રૂઢિઓમાં પડીશ નહિ. કોઇની ઓશિયાળી થઇને રહીશ નહિ. અને ફરીને પરણીશ તો તો ઊલટો મારો આત્મા રાજી થશે...'

જશોદાબેન: 'હાય, હાય! તમે કેવું બોલી રહ્યા છો?'

દિનુભાઇ: ' હું ઠીક જ બોલી રહ્યો છું. સમાજની રૂઢિઓ સામે હું આખી જંદગીિ લડયો અને...'

જશોદાબેન : ' તો કનુભાઇની હાજરીમાં એ બધું કહી દો જેથી એ સાક્ષી રહે અને તમારાં કુટુંબી મને હેરાન ન કરે.'

જશોદાબેન મને સાક્ષી રાખવા ખેંચી લાવ્યાં.

ઉજાગરા પર ઉજાગરા થતા જાય છે. દિનુભાઈને દમે ઘેરી લીધા છે. આજે બપોર પછી બેનને બેસાડી હું જરા આંખનું ઝેર ઉતારવા આડો પડયો છું. ત્યાં તો કાને જોરથી અવાજ પડયોઃ 'એય, એય, એલાઓ! આમ મારી સામે ડોળા શું કાઢો છો? માંદા થયા ત્યારે પણ મને બિવરાવવા કયાં બેઠા? એય, એય, એલાઓ!'

હું ઓરડામાં પ્રવેશ કરું છું ત્યાં–દિનુભાઈનો શ્વાસ ખેંચાઈ રહ્યો છે. ડોળા તણાઈ રહ્યા છે. મને જોઈ જશોદાબેન કહેઃ 'જુઓ ને કનુભાઈ! આ તમારા ભાઈ પણ...'

મારાથી ન રહેવાયું. દિનુભાઈને મારા એક હાથમાં ઝીલી લઈ બીજે હાથે જશોદાબેનનો ઓરડા બહાર ધા કર્યો. સામે બારણેથી બેન પણ આવી પહોંચ્યાં. એમણે પણ એક હાથનો ટેકો દીધો. દિનુભાઈના મુખ પર આછું હાસ્ય ફરકયું ન ફરકયું અને આંખો મીંચાઈ ગઈ. મારો હાથ એ પંપાળતા રહ્યા અને મારાથી ટાગોરનું અંતિમ–ગાન ગણગણાઈ ગયું—

સન્મુખે શાંતિ પારાવાર,
ભાસાઓ તરણી હે કર્ણધાર!

તુમિ હબે ચિરસાથી. લઓ લઓ હે ક્રોડે પાતિ
અસિમેર પથે જ્વલિબે, જ્યોતિર ધ્રુવતારકા
મુક્તિદાતા, તોમાર ક્ષમા તોમાર દયા
હબે ચિરપાથેય ચિરજાત્રાર
હય જેન મર્ત્યેર બન્ધન ક્ષય.
સન્મુખે શાંતિ પારાવાર
ભાસાઓ તરણી હે કર્ણધાર!*

---

* સામે પારાવાર શાંતિ ઝૂલી રહી છે. હે જીવનનાવિક! તારી નૈયા વહેતી મૂકી દે. તું જ હવે ચિરસાથી થવાનો છે. તારે ખોળે ઝીલી લે, ઝીલી લે. અનંતના માર્ગે તારા તેજની ધ્રુવતારિકા ચળકયા કરશે.

હે મુક્તિદાતા! આ અનંત યાત્રામાં તારી ક્ષમા, તારી દયા જ મારું સદાયનું ભાથું બની રહેશે, જેનાથી મૃત્યુનાં બંધન નાશ પામે છે...

## ૨૧
# ભાગી છૂટેલો

દિનુભાઇની માંદગીમાં દોઢ માસ ચાલ્યો ગયો. વહેલી તકે કરાંચી છોડવા દે. નહિતો ક્યાંક જશોદાબેન દિનુભાઈ બોલેલા તેના સાક્ષી તરીકે દોઢ વર્ષ અહીં ને અહીં રોકી પાડશે. અને સાક્ષી તરીકે આડુંઅવળું બોલાઈ જશે તો એની ખાતરી કરવા માટે દિનુભાઈ પાસે ય જશોદાબેન ન મોકલી દે એની શી ખાતરી? આ સ્ત્રીઓથી તોબા! અનંતકાળ સુધી એમની પાસે જાઉં જ નહિ ને?

દોઢ માસના ઉજાગરાએ શરીરને ઘેરી લીધું છે. ટિકિટ લઇ હું ટ્રેનમાં ચડ્યો અને સૂતા ભેગો મને તાવ ચડ્યો. ત્રણ દિવસે તો દેશમાં. માણસો ત્રણ ત્રણ માસ માંદગી ભોગવે છે ત્યારે ત્રણ દિવસ તો શી વિસાતમાં? માણસો ત્રણ વરસ માદગી ભોગવે છે ત્યારે ત્રણ દિવસ તો શી વિસાતમાં? અરે ત્રીસ ત્રીસ વરસ માંદગી ભોગવે છે ત્યારે ત્રણ દિવસ તો શી વિસાતમાં? ત્રણસો ત્રણસો વર્ષ...આ તે હું કલ્પનાને ઘોડે ચડ્યો છું કે કલ્પના મારા પર ઘોડે ચડી રહી છે?

ઊંઘ, ઊંઘ, ઊંઘ! ઘડીક ટ્રેન ઘોડા–ગતિએ દોડતી સંભળાય છે તો ક્યારેક સ્ટેશન આવતાં ગાંગરતી ગાંગરતી ઊંટ–ગતિએ થંભતી જણાય છે. ઊંટ–ઘોડાના મુલક રજપૂતાનામાં એન્જિનને બદલે ઊંટ–ઘોડા વારાફરતી જોડાતા લાગે છે કે શું?

ટ્રેનની બારીમાંથી બહાર નજર ફેંકતાં ગયે વખતે આકાશ સાથે વાતો કરતા પર્વત રાઇ જેવડા દેખાય છે અને આંખ પાસે ઊડી રહેલા રાઈ જેવડા રજકણો પર્વત જેવડા દીસે છે.

રાઇક્કો પરબત કરે, પરબતકો વળી રાય...

એવી પોતાની શક્તિનો પરમાત્મા મને પ્રત્યક્ષ પરિચય આપી રહ્યો છે કે શું ?

ગાડી દોડે છે, ઝાડપાન દોડે છે, સ્ટેશને સ્ટેશને માણસો દોડે છે. આ શી દોડાદોડી આદરી છે ? મને લંબાવવા દે. ગાડી દોડે જ છે પછી હું દોડીશ તો કાંઈ થોડો જ વહેલો પહોંચવાનો છું ?

પાણી ! પાણી ! ! મારો કૂંજો ખલાસ કર્યો. પાસેના મુસાફરનો કૂંજો ખલાસ કર્યો. કયાંક સ્ટેશનના નળ પણ ખલાસ ન થાય ! તો યે પાણી ! પાણી ! ! મુસાફરો પાણી આપે છે તે પી જાઉં છું અને શું થયું છે એવા પ્રશ્ન પૂછે છે તેના જવાબ ખાઈ જાઉં છું. પાણી પાણી ! ! મરુભૂમિમાંથી પસાર થયો તેની તો અસર નથી રહી ગઈ ?

'ક...યું સ્ટે...શ...ન ?'

'વીરમગામ.' પાસેના મુસાફરે જવાબ આપીને અન્ય મુસાફરને કહ્યું : 'આની જીભ પણ ઝલાતી લાગે છે.'

વીરમગામ ને ? ત્યારે તો હજી વઢવાણ જંકશન બદલવાનું. લંબાવવા દે.

'ઘોડા...બેલ...ન' 'છાણુ...કીડી...મંકોડી...' અરે આ ગોકીરાએ તો મગજ ફેરવી નાખ્યું. ઘોડા, કીડી, મંકોડી વળી સ્ટેશને કયારથી વેચાવા લાગ્યાં ? જાગીને કાન દઈને સાંભળું છું ત્યાં તો 'સોડા—લેમ...ન!' 'પાન, બીડી, સોપારી!'ના અવાજ આવી રહ્યા છે.

'ક...યું સ્ટે...શ...ન ?'

'વાંકાનેર.'

'હેં...હેં...' કહેતો હું ઊભો થયો. 'વ...ઢ...વા...ણ ગ...યું ?'

'તમારે કયાં જવું હતું ?' પાસેનો ઉતારુ પૂછે છે.

'ભા...વ...ન...ગ...ર.'

'ત્યારે એક જંકશન તમે આગળ આવી ગયા. અહીં ઊતરી જાઓ. રાત્રે બીજી ટ્રેન મળશે.' કહી એણે ટ્રેનમાંથી ઊતરવામાં મદદ કરી.

સ્ટેશનમાં બેઠો છું. એક સ્ટેશન, બે સ્ટેશન, બાર સ્ટેશન, બાવીશ સ્ટેશન...અહોહોહો કેટલાં બધાં સ્ટેશન ? એક માણસ, બે માણસ બાર માણસ, બાવીશ માણસ...અહોહોહો કેટલાં બધાં માણસ ? આ એકમાંથી અનંતનાં દર્શન કાં થાય ? સાંજ સુધીમાં ક્યાંક અહીં બેઠાં જ વિશ્વરૂપના દર્શન ન થઈ જાય.

આસપાસ લોકો ટોળે વળ્યાં છે. પૂછે છેઃ 'તમારું કોઈ સગું–ઓળખીતું વાંકાનેરમાં છે ? ત્યાં જવું હોય તો ભલે, નહિ તો હોસ્પીટલમાં પહોંચાડીએ.'

હોસ્પીટાલમાં વળી સ્ત્રી–નર્સોનો આરોવારો નહિ. ઊંહું ! ત્યાં નથી જવું. અને વાંકાનેરમાં ઓળખીતા ? પેલા રવિભાઈ પાઠક તો વાંકાનેરના જ ને ? પ્રેમ કરીને ગ્રેજ્યુએટ બાઈ સાથે પરણ્યા છે. એ અત્યારે જેલમાં બેઠા છે. સુધરેલાં લતાબેન વળી કેવાં હશે ? પ્રેમીઓનું ભલું પૂછવું. નથી જવું. ઊંહું ! સ્ત્રીઓ સાથે મારે લેણાદેવી જ ક્યાં છે. જવું જ નથી ને ! ઊંહું !

'એ મિસ્ટર, ઊંહું ઊંહું કરો છો પણ આ પારકો પ્રદેશ, મરી જાશો ક્યાંક.'

આ લોકો જ ક્યાંક ભેગાં થઈ ને મને ન મારી નાખે ! અહીંથી ભાગવા દે. ઘોડાગાડીમાં લોકોએ બેસાડયો.

'કોને ત્યાં હાંકું સાહેબ ?' ગાડીવાળાએ પૂછયું.

'ર...વિ...ભા...ઈ પા...ઠ...ક.'

દડબડ દડબડ ગાડી દોડી રહી છે. દોડે છે, દોડે છે, ક્યાંક ડુંગ-

રને શિખરે પહોંચે નહિ. પૂલ પરથી ગાડી પસાર થાય છે. નદીમાં પાણી ભર્યાં છે કે મોતી? લોકો મોતી મૂકી પાણી કાં ભરે? ગાડી પણ કેવડી મોટી છે? લંબાવવા દે. અંદર છબીઓ ટાંગી છે. વિક્ટોરીઆ જેવડી ઘોડાગાડી, મોટર જેવડી ઘોડાગાડી, ઘર જેવડી ઘોડાગાડી......પણ આ ઘરનો ભાર આંખે કાં અફળાય?......

'ગા...ડી...વા...લા! ર...વિ...ભા...ઈ...'

'પાઠકને જ ઘેર છો હો?' કોઈ બાઈ બોલી રહ્યાં છે. અરે! મારો ગાડીવાળો તો પુરુષ હતો કે સ્ત્રી? આ પ્રદેશ વળી આટલો ક્યાં સુધરી ગયો? આંખો તાણીને જોવા જાઉં છું ત્યાં મોટા ઓરડાનાં દર્શન થાય છે. વાહ! ગાડી પણ મેં ઓરડા જેવડી જ પસંદ કરેલી ને? પણ ગાડી સ્થિર કાં ઊભી?

'ચ...લા...વ, ચ...લા...વ, ગા...ડી...વા...લા...! ર...વિ...ભા...ઈ......'

'પાઠકને જ ઘેર છો, તમે કનુભાઈ. ગાડીવાળો જ તમને મૂકી ગયો. જીભ થોથવાય છે તે જરા પાણી પીશો?' કહેતાં બાઈ પાસે આવ્યાં. બાઈ માણસથી ભાગતો ફરું છું ને વળી અહીં બાઈ ભટકાયાં કે? પાણી પીને પોઢી જવા દે. પણ પાણી ગળે જ ક્યાં ઊતરે છે? અત્યાર સુધી ઓછું પાણી પીધું છે કે હવે ગળે ઊતરે?

'કનુભાઈ! એ કનુભાઈ! જાગો તો, ડોકટર આવ્યા.' પેલાં જ બાઈ કે?

ડોકટર તપાસી રહ્યા છે. બાઈ પ્રશ્નો પૂછી રહ્યાં છે: 'શી માંદગી છે? બોલી કેમ શકતા નથી? ક્યારે બોલી શકશે?'

ડોકટર કહે છે: 'ફેફસાં પર અસર લાગે છે. મગજ પર અસર થઈ ગઈ છે તેથી જીભ ઝલાય છે, પણ એ તો ઠીક થઈ જશે. જરા કેસ સાચવવો પડશે. તમારા કાંઈ સગા થાય કે? પહેલી જ વાર અહીં આવતા લાગે છે. તમારે ત્યાં કદી જોયા નથી.'

બેન કહે છે : 'હા, મેં પણ જોયા પહેલી વાર. નામ ખૂબ સાંભળેલું. પાઠકના મિત્ર થાય છે. અચાનક બપોરની ટ્રેનમાં અહીં ઊતર્યાં અને ગાડીવાળો પહોંચાડી ગયો. સારું થયું કે સ્ટેશન પર એટલા શુદ્ધિમાં હતા, નહિ તો......'

મારી આંખો ડૉકટર તરફ ફરી રહી છે. કહેવાનું મન થાય છે કે ડૉકટર, કોઈ પુરુષ–નર્સને મોકલી દેજો. આ બેનની સારવારથી હું સાજો થઈશ કે વધારો માંદો ?...પણ તરવાર જેવી જીભ આજે ખાંડાનું કામ પણ કયાં આપે છે ? 'કાબે અર્જુન લૂંટિયો...વો હી ધનુષ ...વો હી બાણ.' ડૉકટરના હાથ ઝાલી મારી વાત સમજાવવા હું પેલાં બેન તરફ આંગળી ચીંધી રહ્યો છું. ડૉકટર કહે છે : 'એ જ લતાબેન. એ અહીં તમારી સારવારમાં જ છે હો ? જરા યે મૂંઝાશો નહિ. અતિ પરિશ્રમ અને ઠંડીની અસર છે જરા. થોડા દિવસમાં જ સારું થઈ જશે.'

દિવસ અને રાત, આંખ ઉઘાડું છું અને લતાબેન દેખાય છે. આ તે ભગવાન છે કે શું ? ચમચે ચમચે દવા પાઈ જાય છે. દૂધ–કોફી પાઈ જાય છે. બીજું ખાઈ શકાતું નથી એટલું સારું છે ને ? એ પણ એમને હાથે ખાવું પડત. દવા–દૂધ પીતાં વેંત આંખો બંધ થાય છે. દિવસ અને રાત બધું રાત જેવું જ ભગવાને કરી દીધું છે. દિનુભાઈની સારવારમાં રાત અને દિવસ બધાં દિવસ જેવાં જ બની ગયેલાં એનું વળતર વળી રહ્યું છે કે શું ?

ગજ–કાતરણી લઈને ગોવિંદ બેઠા, દરજી દીનદયાળ
વધે ઘટે એને કરે બરોબર, સૌની લે સંભાળ.

બોલવાનું હમણાં બંધ જ છે. જીભે હડતાળ પાડી છે. આ રીતે એક સાથે જીભ હડતાળ ન પાડે એટલા ખાતર જ ગાંધીજી દર સોમવારે મૌન પાળી લે છે કે શું ?

પંદરેક દિવસે રાત અને દિવસનો ભેદ પડવા લાગ્યો છે. દિવસમાં બે–ત્રણ વખત લતાબેનનાં ઘરડાં માજી પણ આવીને મારી સાર–

સંભાળ પૂછી જાય છે. ઘરમાં લેતાબેનનાં એક નાનાં બેન પણ છે. એ તો શાળાએ ભણવા જાય છે. લતાબેનનો બાબો લતાબેન પાસે બપોરે ભણતો હોય છે.

ઘરમાં ઘડિયાળ ન હોય તો ન ચાલે? આવડું મોટું જીવતું ઘડિયાળ તો કયાંયે નથી જોયું. લતાબેન ઊઠે છે ને પાંચ વાગે છે. સ્નાનાદિ પતાવી માજી માટે પૂજાપાનો સામાન તૈયાર કરે છે ત્યાં સાડા છ થાય છે. પથારીઓ ઉપાડે છે અને આઠ. તુલસીને પાણી રેડે છે ને સવા આઠ. મારી દવા આવે છે ને સાડાઆઠ. રસોઈ પતે અને દસ. રસોડું સાફ કરી માજીને સુવરાવી ઉપર આવે અને પોણુબાર. લતા-બેન ઘડિયાળ પ્રમાણે ચાલે છે કે ઘડિયાળ લતાબેન પ્રમાણે ચાલે છે?

આજથી ડૉકટરે મને બોલાવવાની શરૂઆત કરવા માટે કહ્યું છે. બપોરે લતાબેનની એક બાજુ બાબો બારાખડી શીખી રહ્યો છે અને બીજી પથારીમાં પડેલા મને લતાબેન કક્કો બોલાવી રહ્યાં છે. લતા-બેન કહે છેઃ 'બોલો કનુભાઈ ક અ અ...' હું બોલું છું તોયે ફરીથી કહે છે કે 'બોલો ક અ અ...' અરે પણ બોલું છું તો ય? ગળામાંથી અવાજ બહાર નીકળતો જ નથી લાગતો. લતાબેને અક્ષર બદલ્યો : 'બોલો કનુભાઈ -મઅઅઅ...' 'મઅઅઅ. ' 'મ' પછી 'મમ, મમ' 'મા' 'ભૂ' 'બા' વગેરે બોલી શકું છું. છવીસ દિવસમાં તો છવીસ વર્ષનો ગાળો પાછો ફેંકાઈ ગયો અને બરાબર બાળપણમાં જે શબ્દોથી બોલવાની શરૂઆત કરેલી એનાથી 'પુનશ્ચ હરિૐ' આજે કરી રહ્યો છું.

બીજે દિવસે લતાબેન બોલાવે છેઃ 'મામા, દાદા, બા ભૂ પા,' ત્યાં તો બાબો એની બાળપોથી લઈને કડકડાટ પાઠ વાંચવા લાગ્યોઃ 'બા ભૂ પા, બા ચા પા, ના ભા મધ ખા.' બાબો મારા કરતાં તો ઘણો આગળ છે. હોય જ ને? એ તો ચાર વર્ષનો છે અને હું તો હજી બે વર્ષનો!

હવે ધીમે ધીમે બોલતો થયો છું. બપોરે લતાબેન સાડીને કોર મૂકતાં કે ભરત ભરતાં બેઠાં હોય છે. ટપાલ આવતાં છાપાં વાંચી લઈ વળી કામ શરૂ કરે છે. આ બાઈ ગ્રેજ્યુએટ થયાં તે છાપાં વાંચવા જ? બાકી તો આખો દિવસ ઘરકામ કર્યા કરે છે.

હું પૂછું છું: 'હેં લતાબેન! તમે કેટલું ભણ્યાં છો?'

લતાબેન: 'કેમ છાપામાં ક્યાંય શિક્ષિકાની નોકરી વિષે વાંચ્યું કે શું?'

હું પૂછું છું: 'કેમ આવો આડો જવાબ આપો છો?'

લતાબેન: 'આડો જવાબ કે સીધો? જો કહું કે ગ્રેજ્યુએટ તો બધા પૂછે છે કે તો પછી શિક્ષિકા કેમ ન થયાં? એથી તમને ય પહેલેથી પૂછી લેવું સારું ને?'

હું કહું છું: 'એ પ્રશ્ન પૂછવાનો ન હતો, પણ તમે યાદ આપ્યો ત્યારે પૂછું તો તમારો જવાબ શો છે?'

લતાબેન: 'મારે મારી કિંમત નથી ઘટાડવી એટલે. માની જવાબદારી અને કિંમત ઓછાં છે કે શિક્ષિકા થવા દઉં?'

આ લતાબેન એના બાબાને કેવો સાચવી રહ્યાં છે અને મને કેવો હેરાન કરી રહ્યાં છે? ત્રણ ત્રણ વાર કડવી દવા પાઈ જાય છે. નથી ભાવતો તો ય ડૉકટરે કહ્યું છે તેથી શીરો ખવરાવ્યે જ મને છોડે છે. હું ને બાબો પથારીમાં પડયા રમીએ છીએ તો આંખો તાણીને મને સૂઈ જવાનો હુકમ દે છે. વાંચવા તો દેતાં જ નથી. ક્યાંક નબળા મગજ પર બોજો ચડી જાય તો? બાબા પાસે તો ચોપડીઓનો ઢગલો છે.

હું કહું છું: 'અરે મારો જીવ કાં ખાઓ?'

લતાબેન: 'તમને ડૉકટરે શીરો ખાવાનું કહ્યું છે અને મને જીવ ખાવાનું કહ્યું છે તેથી.'

હું ગણગણું છું: 'મારે ફરિયાદ પણ કોને કરવી ?'

લતાબેન: 'થોડા દિવસમાં પાઠક જેલમાંથી છૂટવાના છે તેમની પાસે. લખી રાખો એટલે ભૂલી યે ન જવાય.'

રવિભાઈ છૂટે છે ? પતિ–પત્ની ભેગાં થતાં વળી મારી શી યે દશા થશે. હજી પગ મંડાતા નથી, નહિતો ઘર ભેગો થઇ જાત ને ?

બે દિવસથી લતાબેન ખભાને ટેકે ટેકે ચાલતાં શીખવી રહ્યાં છે. આજે રવિભાઇ આવી ગયા છે.

રવિભાઈ પૂછે છે: 'કેમ લતા, શરીર તો સારું છે ને ?'

લતાબેન કહે છે: 'છે કાંઈ ચિંતા ? પોતે બહાર હતા ત્યારે એમની સેવા અને જેલમાં જઈ બેઠા તો એમના માંદા મિત્રોની સેવા. આમાં શરીર શું સારું હોય ?'

રવિભાઈ: 'તો તારાં માંદાં બેનપણીઓને બોલાવીને મારી પાસેથી બદલો લે. પછી તો બસ ને ?'

લતાબેન : 'છોકરીઓની ચાકરી તમને સોંપું એમાં તમને અડચણ કે આનંદ ? જુઓ તો કનુભાઈ, કેવી માગણી કરે છે તમારા મિત્ર ?'

આજે રવિભાઇને ટેકે ચાલી રહ્યો છું. આટલી બધી અડચણ ક્યાં પડે ? સામેથી ચાલ્યાં આવતાં લતાબેન કહે છે : 'બસ, મારી માંદી બેનપણી આવે તો આવી જ ચાકરી કરો ને ?'

રવિભાઇ: 'ચાકરીમાં શી ખામી આવી એ તો કહે ?'

લતાબેન: 'જરા પડખે નજર તો ફેરવો. કનુભાઇ ડોસાની પેઠે વાંકા વળી ગયા છે ને......'

લતાબેને સરખી રીતે ટેકો આપ્યો અને રવિભાઈ બાબાને ચાલણ ગાડી આપી પડખે ચાલતાં કહે છે: 'બોલો બાબાભાઈ !

ઠગમગ ઠગમગ ડગલા ભરતા હરજી મંદિર આવ્યા,
પલમાં માત જશોદામાએ ગોકુલમાંહી વધાવ્યા,
થેઇ થેઇ ચરણુ ભરો ને કાન, વ્હેંચું મુક્તાફળ ને પાન...

બાબો કહે છેઃ 'કનુભાઇ તો મારાથી યે નાના, મારાથી યે નાના. ચાલતાં યે નથી આવડતું.'

રવિભાઈ કહે છે, 'જો બાબા, કાલથી કનુભાઇને બહાર ફરવા લઈ જજે. થાકી જાય તો ખભે તેડીને ઘેર લાવજે, હો.'

બાબોઃ 'વાહ વાહ ! હું કનુભાઇને તેડી શકું કે તેઓ મને તેડી શકે ?'

રવિભાઈઃ 'તો તો તમે બન્ને શેરીમાં જ રહેશો. કનુભાઇ લંબાઈમાં તારા કરતાં મોટા ખરા, પણુ એમને હજી ચાલતાં યે ક્યાં આવડે છે ?'

હવે રવિભાઈ મારી સારવારમાં છે. અસલ લતાબેન જેવી જ સારવાર કરે છે. લતાબેન રવિભાઈ પાસેથી સારવાર શીખ્યાં હશે કે રવિભાઈ લતાબેન પાસેથી ?

રવિભાઈ મદદ કરે છે તેથી ઘરકામ વહેલું પતી જાય છે અને અમે મોડીરાત સુધી શતરંજ, ચોપાટ કે ગંજીપતે રમીએ છીએ. આજે તો બાર વગાડ્યા.

સૂતા પછી લતાબેનને રવિભાઈ હળવેથી પૂછે છેઃ 'મોટાભાઈ અહીં આવેલા ને ? કંઇ વાતો થઇ ?'

લતાબેન કહે : 'હા, હવે કયાંક તમે સ્થિર થાઓ એમ ખાસ કહેતા હતા.'

રવિભાઈઃ 'પછી તેં શો જવાબ આપ્યો ?'

લતાબેનઃ 'જવાબ મારે આપવાનો હતો કે તમારે ? હવે સ્થિર થવાનો નિર્ણય કરો ત્યારે લખજો.'

રવિભાઇ: ‘ આખી દુનિયા અસ્થિર છે ત્યાં આપણે સ્થિર થવાનો નિર્ણય થાય એવું કયાં છે ? હજી જેલમાં બેઠેલ સૈનિકો માટે વ્યવસ્થા કરવાની છે. લડતનું જૂનું દેવું બાકી છે......’

લતાબેન: ‘ મોટાભાઇ એ જ કહેતા હતા. એ કહે: આ લડતનાં કામ તો વૃદ્ધાવસ્થામાં ધ્યાનપૂજા જેવાં છે. જુવાની એમાં આપી દેવાય ? એ તો કહે, લતા, તમે સમજાવો તો રવિભાઈ હમણાં સ્થિર થાય. પણ તમે જ ન કહો ત્યાં શું થાય ?’

રવિભાઇ: ‘ તેં એનો કાંઇ જવાબ ન આપ્યો ?’

લતાબેન: ‘મારાથી વધારે તો શું કહેવાય ? એટલું કહ્યું: ‘મોટાભાઇ, હજી એ ખોટું નથી લાગતું ત્યાં સુધી કેવી રીતે ના કહું ? ’ મોટાભાઈ કહે: ‘તમારું ય એમની સાથે રહીને મગજ ફરી ગયું છે.’

ત્યારે તો રંગ દેવાયને પેલાં હીરાદેવી, કાન્તાબેન અને વત્સલાબેનને, કે આટલાં વર્ષ તેઓએ તેમના પતિઓ સાથે રહેવા છતાં મગજને ફરવા નથી દીધાં.

બીજી રાતે રવિભાઈ ધીમેથી વાત કરતા સંભળાય છે: ‘ તમારા મામાનો કાગળ આવ્યો છે ત્યારે મુંબઈ જઈ આવો ને ? વળી લગ્નનો પ્રસંગ છે.’

લતાબેન : ‘ પછી અહીં કનુભાઈનું શું થાય ? ’

રવિભાઇ : ‘ હવે તો એ બધું ખાતા થઇ ગયા છે. એકાદ સારો રસોયો રાખી લઇશું એટલે ચાલશે.’

લતાબેન : ‘ રસોયો એ રસોયો. એને તો કામ પતાવીને ઘેર જવાની વાત હોય. એ કાંઇ માંદા માટે રાંધવું છે માટે થોડો ખ્યાલ રાખવાનો છે ? મામાને ત્યાં વળી નાની દીકરીનાં લગ્ન આવતે વર્ષ થવાનાં છે ત્યારે જઈ આવીશ. કનુભાઇને જરા લોહી ચડવા માંડે એટલે બસ...’

હવે તો માંદગી બહુ માણી. બે માસ હમણાં પૂરા થશે. આ લતાબેન પણ માંદો પડયો છું ત્યારનાં કેડો છોડતાં નથી.

એકદમ એકદમ જે આપે તે ખાઇ લેવા દે, જેથી શરીરમાં લોહી ભરાઇ જાય અને વહેલી રજા મળે.

અઢી માસે રજા માગી. લતાબેન કહે: 'હવે આવો ત્યારે માંદા પડયા વગર આવજો. મારીને કૂચે મેળવી નાખી. આવા તે મહેમાન હોય?'

રવિભાઈ કહે છે: 'તું યે એમને ઘેર માંદીમાંદી પહોંચીને સાટું વાળ ને? માંદા પડવામાં યે તાકાત જોઇએ તાકાત. નકામી જીભના લોચા શા વાળે છે?'

લતાબેન: 'માંદા પડવાનો યે તમે વખત કયાં રહેવા દો છો? જેલમાં ગયા ને માંડ માંદા પડવાની નિરાંત હતી ત્યાં માંદા મિત્રને મોકલ્યા. તમે જ જ્યાં હો ત્યાં આડા આવો છો.'

## ૨૨
## અનંત પ્રતીક્ષા

ત્રણેક વર્ષથી બાનાં બા-મોટીબાને મળ્યો નથી. મોરબીની પેલી તરફ જેતપુરમાં રહે છે. અહીંથી પાસે પડશે. ઘેર જતાં પહેલાં મોટીબાને મળી આવવા દે.

અચાનક મને આવેલો જોઈ મોટીબા હરખઘેલાં થઇ ગયાં છે. સ્વામીનારાયણનાં પરમ ભક્ત છે. રોજ મંદિરે પૂજા કરવા જાય છે, પણ હું રોકાઈશ ત્યાં સુધી તો ઘેર પૂજા કરવાનાં.

આ ઘરમાં બાળપણના આનંદીમાં આનંદી દિવસો ગયા છે. આ ગામ, આ પાદર, આ લીંબડા, આ તળાવ વગેરે મારાં બાળપણનાં સાથી. પણ નાનો હતો ત્યારે તો એ હસતાં-રમતાં અને લીલાંછમ લાગતાં. હવે કાં એ ઉદાસ અને સૂકાં સૂકાં લાગે? બધું જોઈને ગાન સ્ફૂર્યું છે અને હું ઘરમાં બેઠો ગાઈ રહ્યો છું :

જાવું છે નિરવાણી, જીવડાને જાવું છે નિરવાણી.
ચેતનહારા ચેતીને ચાલજો, જાવું છે નિરવાણી જી.

મોટીબા કહે છે : 'દીકરા, આવાં ઉદાસી ગીત શું ગાતો હોઈશ? એ કરતાં ઓચ્છવ, થાળ કે ભગવાનનાં હાર–શણગારનાં ગીત ગાતો હો તો?'

ત્યાં તો પડખેની વંડીએથી અવાજ આવ્યો : 'કોણ કનુભાઈ આવ્યો છે, ભાભુમા?...અહીં એને મોકલશો જ...રા...' વાક્ય પૂરું થયું ન થયું ત્યાં તો ભફાં...ગ અવાજ આવ્યો. એ પછી કોઈ બીજું બોલતું સંભળાયું : "શરીરમાં જરા યે તાકાત નથી અને આટલે બધે કહ્યા વગર કાં ચાલ્યાં આવ્યાં?'

મેં મોટીબાને પૂછયું : 'કોણ રાજબા તો નહિ?' પૂજા પૂરી કરી આચમન લેતાં મોટીબા બોલ્યાં : 'હા, છે તો એ જ. ધણીને ખાધો, અહીં આવીને એની માસીને ખાધી અને હવે કાં તો હારે એના કાકને લાવી છે' એને ખાશે. ડાકણ થઈ છે ડાકણ.'

કોટ પહેરતાં મેં કહ્યું: 'ખાવાનું ઓછું છે કે બા એ માણસને ખાય? તમે ય તે, હું જરા એને મળતો આવું હો?'

મોટીબા બે હાથ પહોળા કરી આડાં ફરતાં બોલ્યાં: 'ના, ભા, આપણે ત્યાં નથી જાવું. તારા દુશ્મનને ભરખી ખાય એવી છે એ તો!'

મેં કહ્યું: 'રાજુ મને ભરખી ખાય? ગાંડાં થયાં બા? હમણાં

જ મેં તમે દીધેલી ભગવાનની પ્રસાદી ખાધી ને? ભગવાને શિક્ષા-પત્રીમાંયે ક્યાં નથી કહ્યું કે ડેણુડાકણુ ભૂતપ્રેતને ન માનવાં.'

મોટીબાઃ 'એ તો પાઠમાં વંચાય. કોને ખબર...'

મેં કહ્યુંઃ 'તમારા આશીર્વાદ પ્રમાણે સૂરજ મહારાજ તેના અધિકાર સામે જોઇને એનાં ચાર ખંડ અજવાળામાં મારાં રખોપાં કરે છે. એવો ડર રાખો મા, બા.'

પાસેને જ ઘેર રાજબા રહે છે, પણ એને ઘેર જવા માટે પાછળથી ફરીને જવું પડે છે. માત્ર પાંચ જ મિનિટનો માર્ગ. એટલો માર્ગ કાપતાં તો કેટલાં સંસ્મરણો પસાર થઈ ગયાં?

રાજબાની બા નાનપણમાં અવસાન પામતાં એનાં માસી એને અહીં તેડી લાવેલાં. અમે બે અહીંની ધૂડી નિશાળમાં સાથે ભણવા બેઠેલાં. મારાથી બે વર્ષે એ નાની છતાં મને કેવો સાચવતી? નિશાળે જતાં કદી મને પાટી તો ઉપાડવા ન દે, પણ કદીક હું મોડો થયો હોઉં તો 'વહેલો તે પહેલો' એ નિયમ શાળામાં હોઇ એ વહેલી વહેલી જઇને એની પાસે મારો નંબર સાચવી રાખતી.

એના ઘરમાં શિવની પૂજા હતી અને અમારા ઘરમાં સ્વામી-નારાયણની. મેં એક વાર કહેલું : 'તારા શિવમાં શો માલ બળ્યો છે? એની પૂજામાં તો હોય ભૂત. એથી અમારા સ્વામીનારાયણ સારા નહિ કે એમના પ્રસાદમાં સાકર, ખારેક, ટોપરાં મળે.' તે દિવસથી એ પણ શિવને સાકર, ખારેક, ટોપરાં ધરાવતી. પણ સ્વામીનારાય-ણનો પ્રસાદ ચપટી મળતો. આ તો વાટકો ભરીને ધરાવતી અને પછી ખિસ્સામાં ભરી લાવી શાળાની છૂટીમાં સ્વામીનારાયણને લોભિયા કહી મને ખવરાવ્યા કરતી. ખાતો ખાતો હું કહુંઃ 'તારા શિવ ભિખારી જ છે. પ્રસાદ પણ વાંટકો ભરીને ખાય ત્યારે ધરાય.' એ કહેઃ 'હું એ જ જોઈ રહી છું.'

એ પીળા પોમચાનો સાડલો પહેરે એ મને ન ગમે. મેં એક

દિવસ એની ટીકા કરી. બીજે દિવસે લહેરિયાની સાડી માટે એણે માસી પાસે ઝગડો માંડયો. મેં કહ્યું : 'રાજુ, શો ઝગડો માંડયો છે આ ?' એ કહે: 'મેં ઝગડો માંડયો છે કે તેં ? પહેલાં કહેવું કે પોમચું ગમતું નથી અને પછી ઝગડો મારે માથે ઓઢાડવો !'

એ ગોર્ય પૂજતી. સવારમાં સૂતો હોઉં ત્યાં આવીને મને જગાડે અને મારે કપાળે, ગાલે, કાનની બૂટે ચાંદલા કરી નાખે. હું કહું : તારે ચાંદલા ગાયને કરવાના હોય છે. મને કાં ચીતરી જા ? એ કહેતી : ગાય ન મળે ત્યારે બળદને ચાંદલો કરીએ તો ચાલે. ગાય બધી ધણમાં આઢી ગઈ છે. હજી બળદ ગમાણે બાંધ્યો છે એટલે એને ચાંદલા કર્યા.

હું તળાવે નાવા જાઉં અને એ બચકો બાંધી કપડાં ધોવા પાછળ પહોંચી જ હોય. નાહું ત્યાં સુધી આરે બેડી બૂમો માર્યા જ કરે : કનુ, આઘો તરવા જઈશ નહિ, ત્યાં ગયા વરસની ઊંડી કૂઈ છે. હું કહેતો : તને અહીં ડાહી થવા કોણે મોકલી છે ? ઘરભેગી થા ને ! એ કહેતી : ગાંડાને સાચવવા ડાહ્યા થવું પડે. બહાર નીકળે છે કે માસીને ઘેરથી મોકલું ?

એ પછી હું શહેરમાં ભણવા ગયો અને રાજુએ ભણતર છોડી દીધું. ઉનાળાની રજામાં હું અચૂક મોસાળ જતો અને રાજુ મારી પાસેથી ચોપડીઓ મંગાવતી. હું કહેતો : તારે હવે ચોપડીઓને શું કરવી છે ? ભણતી તો નથી. એ કહેતી : હું તારા જેવી ભોટ થોડી જ છું કે મારે માસ્તરની અને પરગામ જવાની જરૂર પડે ? ઘેર બેઠાં મારી મેળે ભણીશ.

હવે તો એણે ઘરકામ માથે ઉપાડી લીધું હતું. રસોઈ પણ એ કરતી. સવાર-સાંજ વંડીએથી એનો અવાજ સંભળાય : ભાભુમા ! આજે ભીંડાનું શાક બહુ સારું થયું છે; કનુ માટે થોડુંક મોકલું ? આજે કઢી ઘણી સારી થઈ છે; કનુ માટે વાટકામાં આપું જરા ?

અમારા ગામનું પાણી સારું ન હતું તેથી એક ગાઉ દૂરથી રસોઈ માટે સ્ત્રીઓ પાણી લાવતી. હું જેતપુર રોકાઉં ત્યાં સુધી રોજ એક હાંડો એ અમારે ત્યાં મૂકી જતાં કહે: ભાભુમા, અમારે ઝાઝું પાણી કયાં જોઈએ છે? વધારે છે એટલે આપી જાઉં છું. કનુને અહીંના પાણીની રસોઈ ફાવી ન ફાવી.

બપોરે તળાવે નાવા જાઉં અને આડે ઊતરીને એ મારી પાસેથી કપડાં લઈ લે. હું કહું: હું ધોઇ નાખીશ એ તો. એ કહેતી: નાનપણમાં તને પુરો નહાવા નથી દીધો ને? હવે તું ડૂબી જાય એવી બીક નથી એટલે ધરાઈને નાહજે. ત્યાં સુધીમાં હું કપડાં ધોઇ નાખીશ. અને એ કપડાં ધોતી પણ કેવી? જાણે બગલાની પાંખ! સંકેલીને ઘેર દેવા આવે ત્યારે હું કહું: જો તો ભૂંડા સંકેલ્યાં છે? મારીને કપડાંનો ઘાટ બગાડી નાખ્યો. જો આમ સંકેલાય. એ કહેતીઃ હું કયાં ધોબી છું. તું ધોબા ભેગો રહેતો હોઈશ તે તને બધા યે ધંધા આવડતા હશે. સંકેલ તારી મેળે. મેં તો ધોઈ દીધાં.

હું જેતપુર એક ઉનાળે આવ્યો અને રાજબા ન હતી. મોટીબાએ સમાચાર આપેલા કે એનો બાપ એને ઝગડો કરીને એની માસી પાસેથી ઉપાડી ગયેલો. એ પછી એનાં કોઈ વૃદ્ધ સાથે લગ્ન થયાં અને પછી તો હું સત્યાગ્રહમાં જોડાયો. ત્યાર બાદ છૂટક છૂટક સમાચાર મળેલા. એણે એના પતિનું ખૂન કર્યું છે...જેલમાં ગઈ છે. બીજો ભાયડો રાખીને બેઠી છે—વગેરે વગેરે. કોણ જાણે શું યે સાચું હશે? કદી એ સમાચારોનું તથ્ય તપાસવા ઊંડો કયાં ઊતર્યો હતો?

રાજુના ફળિયામાં પગ માંડું છું ત્યાં તો આડોશીપાડોશીઓના ડોળા મારે માથે મંડાયા. જાણે હું કેમ એમના જ ઘરમાં ચોરી કરવા છાનોમાનો ન જતો હોઉં?

ઘરમાં પ્રવેશ કરું છું ત્યાં તો—ઘર વચ્ચે ખાટલામાં માળખા જેવી રાજુ સૂતી છે. કોઇ પુરુષ એને કપડાથી પવન નાખી રહેલ

છે. મને જોઈને રાજુએ પેલા ભાઇને હાથને ઇશારે પવન નાખતા અટકાવ્યા અને 'આવ્યો તું?' બોલી મને તેના માથા પાસે ઢાળી રાખેલ સાંગામાંચી સામે આંગળી ચીંધી કહ્યું : 'બેસ'

અવાજમાંથી જાણે ચેતન ઊડી ગયું છે. મેં સાંગામાચી પર બેસી પૂછ્યું : 'આટલી બધી માંદી પડી ગઇ છે તું?'

એણે કાંઈ જ જવાબ ન આપ્યો. થોડીક વાર સુધી એ મારી સામે જોઈ જ રહી. પછી હળવેથી કહેઃ 'મોઢું પહેલાં જેવું ભરાવદાર નથી રહ્યું અને જરાક લાંબું તો થઇ ગયું છે–' અને મારા હાથ પર એનો લાકડા જેવો હાથ ફેરવતાં કહેઃ 'હાથની કળાયું પહેલાં કેવી હતી? સાવ આવો કાં થઈ ગયો કનુ?'

મને થાય છેઃ 'આમાં માંદો તે હું છું કે રાજુ! હું એને જોવા આવ્યો છું કે એ મને જોવા આવી છે?' મેં કહ્યું : 'એ તો શરીર વધ્યું એટલે ઘાટ પણ બદલે ને? તને કેમ છે એ તો કહે?'

રાજુ કહે : 'એમાં કહેવા જેવું છે જ ક્યાં? જોઈ જ લે ને–' કહીને પાછી ટીકી ટીકીને મારી સામે જોવા લાગી. બોલતી જ નથી.

મેં કહ્યું : 'મને જોવા બોલાવ્યો છે કે વાતો કરવા? બોલતી કાં નથી?'

રાજુ કહેઃ 'ભાભુમા પછી આવવા દે, ન દે, કોને ખબર છે? પૂરો જોઈ લેવા દે. વાતો ન થઈ તોયે શું?'

મેં કહ્યુંઃ 'મોટીબા ન આવવા દે એવી બીક રાખ મા. વાત તો કર. કેટલાં વર્ષથી મળ્યાં નથી.'

રાજુ : 'એવું યે તને યાદ રહે છે ખરું? એટલાં વળી મારા સદ્‌ભાગ્ય! મેં માનેલું કે તું સાવ ભૂલી ગયો હોઈશ.'

મેં કહ્યું : 'લાડવાનો સ્વાદ ભૂલી જવાય. પણ કોઇ દિવસ

કડવાસ ખાધી હોય એ વિસરાય ? નાનપણમાં તેં ઓછો હેરાન કર્યો છે કે ભૂલી જાઉં ?'

આછું હસતાં રાજુ કહે : 'પ્રભુએ મને નાનપણમાં સારી મતિ દીધી કે તને હેરાન કર્યો. લાડવા–લાપશી જ ખવરાવ્યાં હોત તો આજ તારા આ આંગણે પગ શાના હોત ?'

મેં કહ્યું: 'હવે તો એમાંથી એકેય તું કરી શકે તેમ નથી. એટલે એ વાત મૂકીને આટલાં વર્ષોની વાત પર આવ જોઉં.'

ફરીથી એ મારી સામે જોઇ રહી. ઘડીક રહીને કહે : 'વાત તો કરું, પણ તને માન્યામાં આવશે કનુ ?'

મેં કહ્યું: 'રાજુ, આટલાં વર્ષમાં એટલી દુનિયા નીરખી નાખી છે કે માણસે માણસને ખાધા જેવી વાત કરીશ તો એ પણ માન્યામાં આવશે. અને ન માનું તો નાનપણમાં મારી બા પાસે દોડી જતી તેમ આજે પણ...'

રાજુ કહે: 'કોઈ પાસે રાવ કરી શકું એવાં ભાગ્ય હવે મારાં ક્યાંથી ? મનમાં બધું યે સંઘરીને બેઠી છું. આશા ન હતી તો યે આશા રાખીને બેઠી હતી કે મોત પહેલાં તું ક્યાંક મળી જઇશ અને હળવી થઇને ચિતામાં સૂઇશ. આજે એ આશા ફળી અને...'

રાજુની આંખમાંથી દડ, દડ, દડ આંસુ દડી પડયાં. આંસુ લૂછતાં મેં કહ્યું: 'ગાંડી નહિ તો ! મને વાત કરવા બોલાવ્યો છે કે આંસુ દેખાડવા. તો ચાલ્યો જાઉં.'

રાજુનો શ્વાસ ધમણ માફક ચાલી રહ્યો છે. શ્વાસની સાથે ખાંસી પણ ચડી. એ વાત શાની કરી શકે ? એને આરામ આપવા માથે ઓઢાડી દીધું. પેલા ભાઈ કહે: 'વધારે વાત કરી જ ક્યાં શકે છે ? આજે તમારી સાથે આટલી વાતો કરી શક્યાં એ જોઈને જ મને નવાઈ થતી હતી. વળી વંડી પાસે પડી પણ ગયાં હતાં તે પછી. તરત દમ ચડે છે અને બેવડ વાળી દે છે.'

હું ઘેર જમવા ગયો અને બપોર પછી પાછો રાજુના ઘર તરફ આવવા નીકળ્યો ત્યાં મોટીબા કહે : 'એ તો છે કામણગારી ! સહજાનંદ મહારાજ તારી ભેરે રહે, પણ ધ્યાન રાખજે બેટા.'

મેં કહ્યું: 'મહારાજ મારું ધ્યાન રાખશે, પછી એમનાથી હું કયો મોટો કે મારી મેળે ધ્યાન રાખું બા ?'

રાજુ રાહ જોઇને જ બેઠી હતી. એનાં હાડકેહાડકાં ગણી શકાય તેવા શરીર સામે હું જોઇ રહ્યો. મને કહે: 'છું ને બરાબર ડાકણ જેવી ! ડર લાગતો હોય તો માથે ચાદર ઓઢીને બેસું. અહીંનાં લોકો તો મારી સામે નજર પણ માંડી શકતાં નથી.'

મેં કહ્યું: 'એમની નજર એટલી નબળી. હું એવો નબળો નહિ તો.'

રાજુ કહે: 'સબળો છો ત્યારે જ તો આટલાં વર્ષ મને યાદ કર્યા વગર જીવ્યે ગયો ને ? મને ય એવી સબળાઈ આપી દીધી હોત તો—'

મેં કહ્યું: 'સબળાઇ કાંઈ ગાંધીની દુકાને વેચાતી નથી મળતી કે લાવીને તને પાઈ દઉં. અત્યારે હવે આડીઅવળી વાત છોડ, નહિ તો વળી તારો દમ આવી પહોંચશે.'

ગોદડાના ગોલીટાને ટેકે બેઠી રાજુ બોલી રહી છે: 'તને માન્યામાં નહિ આવે કનુ, પણ છોકરી છોકરા કરતાં પાંચ વર્ષ વહેલી સમજણી થઇ જાય છે એ વાત મારા અનુભવની છે.

'નાનપણમાં આપણે સાથે ભણતાં ત્યારે તું મને કેવો વહાલો હતો તે તો જાણે છે. પણ જ્યારે શહેરમાં ભણવા ગયો ત્યારે પરણીને તારી સાથે જ જીવવાની ઇચ્છા થઈ આવેલી.'

'મારી સાથે પરણવાની ઇચ્છા ? શું કહે છે તું ?' મેં તેને અટકાવીને પૂછ્યું.

રાજુ કહેઃ 'મૂંઝા મા, ઇચ્છા કર્યે કાંઈ તારી સાથે પરણી નથી શકી. અને હવે આ મડું એવી માગણી યે કરવાનું નથી. મનમાં તો હજારો ઇચ્છા ઊઠે પણ એ પૂરી થોડી જ થાય છે?' કહી રાજુએ વાત ફરી શરૂ કરી—

પણ તું તો હતો અબુધ. હું બપોરે તારે ત્યાં બેસવા આવતી ને તું તારા અભ્યાસની વાતો ડોળ્યા કરતો. હું જુવાન હતી, ગામનાં લોક વાત કરતાં તો યે તારી પાસે દોડી આવતી. બધાનાં દેખતાં તારાં કામ કરી આપતી તો ય તને અબુધને સમજ ન પડી અને હું કાંઈ ન બોલી શકી. તું તો બસ સ્વામી રામતીર્થ અને વિવેકાનંદની પેઠે જીવન જીવવાની વાતો કર્યા કરતો.

આવતી રજાએ તું આવીશ ત્યારે તો જરૂર કહીશ એમ વિચાર કરેલો ત્યાં તો મારા બાપા મને ઉપાડી ગયા અને અમદાવાદના કોઈ ત્રીજવર વૃદ્ધ સાથે સગપણ કરી આવ્યા. દાયજો ઓછો કરવો પડે એ જ એક એમને લાલચ હતી.

મેં માસીને કહ્યુંઃ 'માસી, મને મારી નાખ, પણ અહીં પરણાવ મા. મારે તો કનુ સાથે...'માસી બોલીઃ 'તું શું બોલે છે, રાજુ! મેટ્રીકમાં ભણતો કનુ તને પરણે? એની બા પણ હવે હા પાડે? કનુ અમસ્થો યે કોઈનું કયાં માને તેવો છે?' મેં કહ્યુંઃ 'માસી, કોઈનું ન માને, પણ મારું માને. એક વાર એને મળવાનું બને?—'પણ એ શકય હતું જ કયાં? બાપાએ હાથ ઝાલીને મને પરણાવી દીધી અને અમદાવાદ ધકેલી મૂકી. માસી યે રોતી રહી અને હું પણ.

અમદાવાદ આવીને જોઉં છું તો પતિ પુરેપુરા વ્યસની છે. દારૂડિયા, અફીણી, ગંજેરી. એને તો હું પહોંચી વળત, પણ સાંજ પડયે પોલીસ અમલદારો ઘેર ભેગા થતા, જ્યાફતો ઊડતી અને પતિ પોતે મને જ્યાફતમાં આવવા ખેંચતા. હું ના પાડી ઓરડામાં ભરાઈ રહેતી. દરમિ-

માન જાણવા મળેલું કે ત્રણ ત્રણ પત્નીઓ એમણે એ જ્યાફતોમાં જ સાફ કરી છે. અમલદારો એ લાલચે પતિની નોકરી નભાવ્યે જતા.

દારૂના ખર્ચ આડે ઘરમાં પાઈ પણ ન આવતી. ભૂખ્યાં કાંઇ રહેવાશે ?–એમ ધારી પડોશમાં રહેતા આ લઘુભાઈનાં પત્ની બીડીઓ વાળતાં તેની પાસેથી બીડીઓ વાળતાં શીખી અને પેટપૂરતું કમાવા લાગી. એમાંથી યે કયારેક દારૂ માટે પૈસા ઊપડી જતા.

એક દિવસ સાંજે બધા દારૂના ઘેનમાં ચકચૂર હતા અને એ મને બધાની વચ્ચે લઇ જવા ખેંચવા લાગ્યા. મેં ના પાડી એમ વધારે રોષે ભરાઈ મને ધક્કો મારી દારૂડિયા ઓરડામાં ધકેલી. હું પાછી વળું છું ત્યાં પાછળ બેઠેલા એક અમલદારે મારી સામે દારૂના ઘેનમાં રીવોલ્વર તાકી. મેં ગોળીથી બચવા એમનો હાથ ડગાવી દીધો અને છૂટેલી ગોળી મારી પાછળ ઊભેલા મારા પતિના સાથળમાં વાગી. રીવોલ્વરના અવાજે બધાનાં ઘેન ઊતરી ગયાં. બધા બહાર ભાગી ગયા. થોડીક વારે એ જ બધા પાછા આવ્યા; પંચકયાસ કર્યો અને મારા પતિને ઘાયલ કરવાનો મારા પર જ આરોપ મૂકયો.' આટલું કહી રાજુ શ્વાસ ખાવા રોકાઈ.

'તેં તારા પતિને ગોળીએ દીધેલા એવી વાત મેં સાંભળેલી ખરી. ત્યારે વાત તો આમ બનેલી કે ?' મેં પુછ્યું.

'હજી યે લોકો તો એમ જ માને છે. તને શું લાગે છે ?'

મેં કહ્યું: 'વાત તો તારી જ માનું. પણ તેં એને સાચેસાચ ગોળીએ દીધા હોત તો યે મને એથી માઠું ન લાગત.'

રાજુ કહે: 'પણ તું તો ગાંધીજીનો ભક્ત છો ને ?'

મેં કહ્યું: 'હજી એ લાયકાત બાકી રહી ગઈ હશે, કદાચ !'

રાજુએ વાત આગળ ચલાવી–'મારા પર કેસ ચાલ્યો. પતિને ઘાયલ કરવા માટે બે વર્ષની સજા થઈ અને મારા પતિને દવાખા-

નામાં લઈ ગયા. ત્યાં એ છ માસ રહ્યા, ઘા વકર્યો અને દવાખાનામાં જ અવસાન પામ્યા. બે વર્ષે જેલમાંથી છૂટી ત્યારે હું સાવ અસહાય હતી. આવી બદનામ ભાણેજ માસી પાસે આવીને ય શું રહે? લોકો માસીને જ પીંખી ખાય ને?

તે દરમિયાન આ લઘુભાઈનાં પત્નીને ક્ષયરોગ થયો. એમના ઘરમાં ચાર બાળક, એકલા લઘુભાઇ કમાનાર. મેં બેનની સારવાર શરૂ કરી. લઘુભાઇ કહેઃ 'રાજુબેન, કયાંક તમને ચેપ લાગશે તો? આ તો ચેપી રોગ કહેવાય છે.'

મેં કહ્યુંઃ 'મારાં એવાં ભાગ્ય કયાંથી લઘુભાઈ? મારાથી રોગ પણ ભાગતા ફરે છે.' છ માસ સારવાર કરી પણ બેન ન બચ્યાં. બાળકો મારાં હેવાયાં બની ગયેલાં.

ત્યાં તો લોકોમાં વાતો શરૂ થઈ કે લઘુભાઈએ મને તેમના ઘરમાં બેસાડી છે. ભોગ લાગે લઘુભાઇના કે એક ધણીને ભરખી ખાનાર બાઈને ઘરમાં બેસાડે! લોકો તો એમનાં પત્નીને યે ભરખી જનાર તરીકે મને માનવા લાગેલાં. લઘુભાઈ કહેઃ 'રાજુબેન, જુઓ તો લોકો કેવી વાતો કરે છે?' મેં કહ્યુંઃ 'લોકો ભલે વાતો કરે. તમને ડર નથી ને?' કહેઃ 'ના રે, આપણામાં અવિશ્વાસ હોય તો ડરીએ ને?'

પણ અમદાવાદમાં રહેવું અશકય થઇ પડયું. કોઈ કાંઇ ચીજ ન આપે, બોલે નહિ, રોજ જાતજાતની વાતો કરે અને છેવટ લઘુભાઇની નોકરી પણ બધાંએ મળીને તોડી. મેં કહ્યુંઃ 'ચાલો લઘુભાઇ, કોઇ અજાણ્યા ગામ ચાલ્યાં જઈએ. બાળકોને સાચવવાં પડશે તેમાં ના છે?' અમે વડતાલ જઇને રહ્યાં.' વળી રાજુ શ્વાસ ખાવા રોકાઈ.

મેં કહ્યુંઃ 'તું કોઇ પુરુષને લઈને ભાગી ગઈ છે એવા સમાચાર આવેલા ખરા!'

રાજુ કહેઃ 'તારી પાસે એકાદ પુરુષને ભગાડી ગયાના સમાચાર આવ્યા હશે. અહીં તો ચાર-પાંચ ભાયડાને ભગાડી ગયાની વાતો

ચાલે છે. જાણે હું કેમ રેલગાડી હોઉં કે ડબ્બા ભરીભરીને ભાયડાને ભગાડયા જ કરું. જવા દે એ વાત–પછીની વાત ટૂંકી છે. વડતાલ ગયા પછી મને ય ક્ષયરોગ લાગુ પડયો અને લઘુભાઇ માથે બાળકોને તથા મને સાચવવાની બેવડી ફરજ આવી.

'દરમિયાન અહીં મારી માસી પણ માંદાં પડયાં. ન એ લખે કે તે માંદાં પડયાં છે, ન હું લખું કે હું માંદી પડી છું. બન્નેને મનમાં એકબીજાની બીક કે રખે ને સમાચાર જાણીને દુઃખ થશે. પણ આ સમૈયે અહીંના દેવશંકર મહારાજ વડતાલ આવેલા તેમણે માસીના સમાચાર આપ્યા અને હું આ બાજુ આવવા તૈયાર થઈ. લઘુભાઈ કહે હું સાથે આવું. મેં કહ્યું : 'તો પછી બાળકોને કોણ સાચવે ? આ મડા પર તો હવે વીજળી પડે એ જ સારું છે ને ?' પણ એ ન માન્યા અને બાળકોને તેમનાં ભાભી પાસે મૂકી આવી મને અહીં તેડી લાવ્યા. મારા શરીરના આ હાલ અચાનક જોતાં માંદાં માસીનું હૈયું બેસી ગયું અને મારા આવ્યા પછી ત્રીજે જ દિવસે મરી ગયાં.'

મેં વચ્ચેથી જ કહ્યું : 'હા, લોકો કહે છે કે તેં અહીં આવીને તારી માસીને ભરખી ખાધી.'

રાજુ કહે : 'આ વર્ષે આ બાજુ મોટો દુકાળ પડયો છે એટલે લોકોને એ જ સૂઝે ને ?–માસીના મોત બાદ બે આશાથી અહીં જ પડી હતી. એક મોતની અને બીજી તું અહીં આવી ચડે તો તને મળી લેવાની. મારું મન બોલતું હતું કે તું આવવાનો જ. પૂછી જો લઘુભાઇને. તારા જેવો માણસ સ્ટેશને ઊતરે છે કે નહિ તે જોવા એમને મેં કેટલી યે વાર ધક્કા ખવરાવ્યા છે. છેવટ તું આવ્યો અને બધી વાત કરી હળવી થઈ. એક તારી પાસે ચોખવટ કરવાની મનમાં ઇચ્છા હતી. એ અણપૂરી રહી હોત તો મગરમચ્છનો અવતાર પામી લોચવું પડત.'

મેં કહ્યું : ‘ પણ મારી પાસે ચોખવટ કરવાની આટલી બધી શી ઇચ્છા ? ધાર કે હું આ બધું ન માનું તો ? ’

રાજુ કહે : ‘ હું કહું ને તું ન માને એમ બને જ નહિ ને ? અને તારી જ પાસે ચોખવટ કરવાની કેમ ઇચ્છા થઈ એ તો હું કેમ કહું ? જીવનમાં સારા, માઠા કે ભયંકર, દરેક પ્રસંગમાં જે સામે ને સામે રહ્યો છે, જેની યાદે બધું સહન કર્યે ગઇ છું એને ન કહું તો કોને કહું એ તું જ કહે ને ? ’

મેં કહ્યું : ‘ મને તો તું કયારેક જ યાદ આવતી તેનું શું ? ’

રાજુ કહે : ‘ દેવ બધા ભક્તને યાદ કરવા બેસે તો એનો આરો કયાં આવે ? ’

મેં કહ્યું : ‘ જીવનમાં આટલી આટલી એકલી હેરાન થઇ ત્યારે એ દેવને નરસિંહ મહેતા કેદારો ગાઈ ને બોલાવતા તેમ તારે ય એકાદ કાગળ લખીને બોલાવવો હતો ને ? દેવ ગરુડે ચડીને આવતા તો હું ગાડીએ ચડીને આંટો આવી જાત.’

રાજુ કહે : ‘ નરસિંહ મહેતા તો બ્રાહ્મણ હતા તે વારંવાર ભીખ માગ્યા કરતા. મારો જીવ એવો નહિ ને ? સંકટમાં સહાય માગવા જાઉં તો મારો દેવ પણ ન લજવાય ? છતાં યે જતાં પહેલાં મારા દેવ પાસેથી એક વચન માગી લેવું છે કે આવતે અવતાર હવે રઝળાવીશ નહિ.’

મેં કહ્યું : ‘ આવતો અવતાર હશે કે નહિ, તેની જ કોને ખબર છે ? ’

રાજુ કહે : ‘ એની મને ખબર છે. ચોથી ગુજરાતીમાં આપણે શીખ્યાં હતાં કે ધરતીનાં જ પાણી વરાળ થઈ વાદળાં રૂપે વરસે છે, એમ આ જ ધરતીનાં માનવી મૂઆ પછી ફરી પાછાં અવતરે. ભગવાન રોજ નવા ઘાટ ઘડવા–મૂંડવા બેસતો હોત તો એને ય બધા કુંભાર કે વાળંદ કહીને પૂજતા ન હોત ?’

મેં કહ્યું : 'ભગવાનને પ્રજાપતિ–કુંભાર તો શાસ્ત્રો કહે જ છે.'

રાજુ કહેઃ 'ધૂળેટી નજીક આવે છે, તે દિવસે એ કુંભારને દેવલોકમાં અવળે ગધેડે બેસાડીને રા' કરીને ફેરવે છે કે નહિ એ હું તને ત્યાંથી લખીશ. નકામી જીભાજોડ મૂક ને. મુદ્દાની વાત સાંભળ– તું અહીં કેટલું રોકાવાનો છો ?'

મેં કહ્યું: ' છ–આઠ દિવસ.'

રાજુ કહેઃ 'મારી ઇચ્છા તો એટલા દિવસમાં પતાવી દેવાની છે, પણ જરા મોડું થાય તો બે ચાર દિવસ વધારે રોકાઇશ ને ?'

મેં કહ્યું: 'શું વહેલું પતાવવાની ઇચ્છા છે ?'

રાજુ કહેઃ 'મોત જ તો ? હવે કાંઇ એથી વધારે દિવસ નહિ કાઢું. આ તો એ દિવસોમાં યમરાજા બીજા કોઈને તેડવા જવામાં રોકાઇ ગયા હોય તો હું ન જાઉં ને તારા બેચાર દિવસ બગડે.'

મેં કહ્યું 'જાણે કેમ મોત એ તારા હાથની વાત હોય ?'

રાજુ કહે : 'મોત તો શું, હામ તો જીવતરને ય હાથમાં રાખ-વાની હતી. પણ જીવનનો ઘાણ બગડી ગયા પછી તારી આશા છૂટી ગઈ. આશા કરું તો પરિણામે તું જ વધારે હેરાન થાય એટલે પછી જીવવાની આશા છોડી દીધી–આવતે ભવ મળશું એ આશાએ.'

મેં કહ્યું: 'પણ હુ તો હજી જીવવાનો છું. તું તો હમણાં મરીને પાછી જન્મવાની. મારો બીજો અવતાર થશે ત્યારે તો તું ડોશી થઈ ગઈ હોઇશ. આવતો ભવ પણ બગાડવાની વેતરણ કરે છે કે શું ?'

રાજુ કહેઃ 'એટલાં વર્ષ યમરાજાને ત્યાં ગોલાપાં કરીને રોકાઈ જઇશ. પેલી સાવિત્રી એના પતિનો પ્રાણ પાછો લાવી હતી તો મારાથી આટલું યે નહિ થાય ?'

થાકીને રાજુએ ગોદડાના ગોલીટાનો આધાર છોડી આખું શરીર

સંભાળ્યું. મોઢા પર આછો આનંદ ફરકી રહ્યો છે. મોતના આગળા ખખડાવી રહેલ બાઈ જાણે અનંત આરામને ખોળે આડી પડી છે. શો માનવ–હૈયાનો વિશ્વાસ ?

રાજુના છેલ્લા દિવસો ગણાઇ રહ્યા છે, તેમ એનો આનંદ વધતો જાય છે. લોહી ઊડતું જાય છે. પણ એનું હાસ્ય વધતું જાય છે.

હું એને મોરબીથી મંગાવી દવા પાઇ રહ્યો છું. એ કહે છે: 'આ ઝેર જેવી દવા કરતાં ઝેર જ પાઇ દે ને એટલે પતી જાય'

હું કહું છું: 'તો પછી સ્ત્રી–હત્યાના પાપમાંથી કયારે છૂટું ?'

રાજુ કહે છે; 'પુરુષ તો પરણે એટલે એનાં બધાં પાપ બળી જાય.'

હું કહું છું: 'પણ પરણવું એ જ મોટું પાપ છે, જેનું પ્રાયશ્ચિત આખી જિંદગી સુધી કરવું પડે છે, એનું શું ?'

રાજુ કહે છે: 'એ જ બીકમાં હજી સુધી પરણ્યો નથી લાગતો.'

બીજે દિવસે ઓટાની ધારે ઊભો હું લીંબડા સોંસરવો આભ સામે તાકી રહ્યો હતો ત્યારે મારી સામે તાકી રહેલી રાજુ કહે છે: 'કેવો ઊંચો ઊંટ જેવો થઇ ગયો છે ?'

હું કહું છું: 'કોઈ છોકરીને પરણ્યાનો ભાર નથી પડયો એટલે જ તો !'

રાજુ કહે છે: 'ભાર પડયો હોત તો શું ગધેડા જેવો નીચો થાત ?'

હું કહું છું: 'પથરા જેવી છોકરીના ભારથી એ જ દશા થાય ને ?'

રાજુ પાણી માગે છે. હું કહું છું: 'પહેલાં હું પી લઉં પછી તને પાઉં.'

રાજુ કહે છે: 'આડી તરસ લે છે તે આવતો અવતાર ઊંટનો આવશે.'

હું કહું છું: 'એથી તું જ રખડી પડીશ. ભૂલકણી તો આવી જ રહી.'

રાજુ કહે છેઃ ' હા, એટલે જ તો ભણતાં ત્યારે તું પાટી–ચોપડી લાવવી ભૂલી જતો અને મારી ચોપડી વાપર્યા કરતો.'

હું કહું છુંઃ ' અને તું નિયમિત ચોપડી લાવીને ભણીભણીને પોપટ થઇ હવે ઊડવા બેઠી છો ને ?'

લઘુભાઈ રાજુ માટે રાબ કરે છે. રાજુ કહે છેઃ ' લઘુભાઇને વિના કારણુ મેં હેરાન કર્યા છે તે બદલ કયે ભવ છૂટીશ ?'

હું કહું છુંઃ ' આ ભવે તો બેત્રણુ દિવસમાં જ છૂટી જઈશ. હવે એવી ચિંતા છોડી દે.'

રાતના બાર વાગ્યા છે. હું જાગતો બેઠો છું.

રાજુ કહે છેઃ 'હવે તો સૂઈ જા કનુ ! હજુ કાં જાગતો બેઠો છે ?'

હું કહું છુંઃ 'ક્યાંક અધીંરાતે પૂછ્યાગાછ્યા વિના ચાલતી થા તો કરવું શું ?'

રાજુ કહે છેઃ ' આજથી દસ વર્ષ પહેલાં નાની હતી ત્યારે પૂછ્યા વિના ચાલ્યા જવાની ભૂલ કરી નાખી હતી. હવે એ ભૂલને નહિ બેવડાવું. છાનોમાનો સૂઈ જા જોઉં !'

ધીમે ધીમે આંખ પર નિદ્રાની પછેડી પથરાઈ ગઈ.

'કનુ ! એ કનુ ! જાગ તો ! ક્યાં સુધી ઘોર્યા કરીશ ? સૂરજ પણુ ક્યારનો ઊગી ગયો.'

જાગીને પથારીમાં બેઠો થતો હું કહું છું : ' આ વાંઢો સૂરજ પણુ જો ને ! સવાર પડી કે ઊગ્યો જ છે. એને ય કોઈ કાન ઝાલીને પરણુાવી દેતું નથી કે એની પત્ની એને રોકી રાખે. બપોર સુધી અંધકાર રહે ને લહેરથી ઘોર્યા કરાય.'

રાજુ કહે છે : ' તને તો હજી કોઇએ પરણુાવ્યો નથી કે સૂરજની પેઠે મોડે સુધી ઘોર્યા કરવું પડે !'

વાટ બળી જવા આવી છે. તેલ ખૂટી જવા આવ્યું છે. જીવન-દીપ હવે બુઝાવા માટે ઘડી–હમણાંની રાહ જોઇ રહ્યો છે. પણ દીવો ઓલવાતાં પહેલાં છેલ્લો ઝબકારો મારી જાય તેમ રાજુએ આજે તેજ દાખવ્યું છે. આજે એ જક પકડીને નાહી છે. મને કહે: ' જરા વાળ ઓળી દે તો ! ' હું વાળ ઓળી રહ્યો છું. કેડઢક કાળાઝેબાણ વાળ નાનપણમાં હતા એવા ને એવા આજે ય છે, માત્ર પાંખા પડી ગયા છે એટલું જ. હું પૂછું છું: 'વેણી ગૂંથું કે અંબોડો ? '

રાજુ કહે છે: ' ગમે તે ગૂંથ ને ! માત્ર નાનપણમાં ગાંઠ છોડી નાખતો એમ ગાંઠ છોડીશ નહિ. એવી ગાંઠ બાંધજે કે આવતે ભવે ય ન છૂટે.'

આ પછી એણે તેનો એક ટ્રંક ખોલાવી નવાં કપડાં પહેરી માથે ઘરચોળું ઓઢયું. વર્ષોથી ટ્રંકમાં પડયા રહેલ ઘરચોળામાંથી કેવડો મહેકી રહેલ છે. હાથમાં સૌભાગ્ય–ચૂડો પહેર્યો, કપાળે પૈસા જેવડો કંકુનો ચાંદલો કર્યો.

હું કહું છું: ' રાજુ, મોત ટાણે આ ગાંડાં શું સૂઝયાં છે ? '

રાજુ કહે છે: ' પરણવા ટાણે હાયવરાળમાં આમાંનું કશું પહેરી શકી ન હતી. અને સારું જ થયું ને ! એ મારું સાચું લગ્ન હતું જ કયાં ? આજે મારા લગ્નનો દિવસ છે, એથી આ બધું પહેરી રહી છું. કંઈ આડું અવળું બોલી અપશુકન કરાવીશ નહિ. '

સાંજ સુધી રાજુ હસતી બોલતી રહી. રાતે ખાટલો ફળિયામાં લેવરાવ્યો. રાજુ કહે: ' ઓરડામાં જાણે મૂંઝારો થાય છે. આકાશ નીચે મોકળાશ લાગશે. '

અંધારી રાત. ચાંદરણાં ચમકે છે. બધું જ નિરતબ્ધ છે. માત્ર આકાશ લખલખી રહ્યું છે એટલું જ. સપ્તર્ષિનું ઝૂમખું દરિયામાં કૂદી પડતા માછલાની પેઠે ટીંગાઈ રહ્યું છે. ઝૂમખામાં વસિષ્ઠના તારાની પડખે અરુંધતી સામે નજર માંડું છું ત્યાં તો—

કંઈક હલનચલન થયું. નીચે જોઉં છું ત્યાં તો રાજુએ લઘુ-ભાઈ સામે હાથ જોડી મારો હાથ પકડી લીધો; ખેંચીને એની આંખો ઉપર મૂકી તેના બંને હાથથી દબાવી દીધો. આંખો હંમેશને માટે બંધ થઈ ગઈ. મારો હાથ ત્યાં જ જડાઈ રહ્યો. આંખમાંથી આંસુ દડી પડયાં અને જીભ ગણગણી રહી:

ઓ ગો દયામય !
પ્રાણ એશો છે તોમાર કાછે.
જેમન ખેલાર પોરે શિશુ
એશોછે ધાત્રીર અંકે
તેમન સંસાર-ખેલાર પોરે
ચીર પ્રવાસી શ્રાંત પ્રાણ
એશે છે તોર દુયારે
લઓ પ્રેમે તોર ઉછંગે*

સૂમ સૂમ સૂમ રાત વહી રહી છે. ત્રમ ત્રમ તમરાં બોલી રહ્યાં છે. વાયરો પડી ગયો છે. અનંત આરામમાં રાજુ સૂતી છે; જાણે મને ય કહે છે: 'હવે સૂઈ જા ને? ક્યાં સુધી જાગીશ? સવારને તો હજી વાર છે.'

રાત જાણે અટકી પડતી દેખાય છે. તમરાં કાન પાસે પહોંચી ગયાં છે. અંધારું આંખની પાંપણને વળગે છે અને...

'ઓ હો હો હો! બા તમે અહીં ક્યાંથી?'

બા કહે છે: 'અરે દીકરા? તું તો રસિકના લગનમાં ગયેલો એને આજ વરસ સાત વરસ થવા આવ્યું. હું તો તારી વાટ જોઈને થાકી. કહે તો ખરો? તારા બધા દોસ્તારોનાં લગન જોઈ આવ્યા પછી હવે પરણવું છે ક્યારે?'

* હે દયામય! જેમ રમતથી થાકેલું બાળક માના ખોળામાં આવીને લપાઈ જાય છે તેમ સંસાર-ખેલથી થાકેલો ચીર પ્રવાસી પ્રાણ તારે બારણે આવીને ઊભો છે. એને વાત્સલ્ય-ભાવે તારે ખોળે લઈ લેજે.
(એક બંગાળી કાવ્ય:સ્મૃતિમાંથી)

હું કહું છું: 'બા ! બધાનાં લગન જોઈ આવ્યો તો ખરો, પણ એ બધા પરણ્યા છતાં પરણ્યા જ છે કે કેમ અને હું ન પરણ્યા છતાં શું નથી જ પરણ્યો એવો મનમાં ગોટાળો વધતો જ ચાલ્યો છે.'

બા કહે છે: 'શું બોલી રહ્યો છે તું ? મગજ તો નથી ફરી ગયું ને ?'

હું કહું છું : 'બા, પરણવાની વાત જ કંઈક એવી લાગે છે. પરણ્યા પહેલાં ય મગજ ફેરવી નાખે અને પરણ્યા પછી ય મગજ ફેરવી નાખે: તેથી જ પેલા સનકસનકાદિ રખે મૂછ આવી જાય ને પરણવું પડે એ બીકે બાળકવેશે જ રખડયા કરે છે. શુક મુનિ તો જન્મતાં વેંત નાળ નહોતું કાપ્યું ને ભાગેલા. પેલા બુદ્ધ ભગવાન ભૂલમાં પરણી બેઠેલા તો અર્ધી રાતે ઘોડે ચડીને ભાગેલા. ભગવાન દત્તાત્રેય રખે ઘર બાંધવાની ઇચ્છા થઇ જાય એ બીકે સ્નાન કરે છે એક ગામ, ભિક્ષા માગે છે બીજે ગામ ને શયન કરે છે ત્રીજે ગામ. પેલા શંકરાચાર્યને તેની બાએ નહિ પરણાવવાનું વચન દીધેલું ત્યારે જ નદીમાંથી મગરના મુખમાંથી છૂટીને બહાર આવેલા. અરે ગઈ કાલની જ વાત —પરણવાની વાત સાંભળીને પેલા દયાનંદ સરસ્વતી ૫૦ ગાઉ આંખો મીંચીને દોડયા ગયેલા ને તે પછી યે ચોવીસ કલાક મંદિર માથે ચડીને સંતાઇ રહેલા.'

બા કહે છે : 'પણ આ પરણવાનું ય ભગવાને કરી મેલ્યું છે ને !'

હું કહું છું : 'ભગવાનની તો વાત જ મૂકો ને બા ! રામ એક સીતાને પરણ્યા તો એમાંથી આખી રામાયણ લખાઈ. એ રામાયણ આખી વાંચીએ તો ઘેર જ રામાયણ મંડાય એમ તો તમે જ કયાં નહોતાં કહેતાં ! પેલા કૃષ્ણ એક પછી એક સોળ હજાર એકસો ને આઠ સ્ત્રી પરણ્યા, પણ કોઇથી સંતોષ ન પામ્યા તે છેવટે મૃત્યુ વખતે બધીને પરબારી અર્જુન સાથે ભળાવી પોતે એકલા જઇને પ્રાચી-પાટણને પીપળે સૂતા. વિષ્ણુ ને શિવ પરણ્યા તો બન્ને ઘરજમાઇ થઇને

બેઠા છે. વિષ્ણુ બેઠા છે લક્ષ્મીના બાપ રત્નાકરને ખોળે અને શિવ બેઠા છે પાર્વતીના પિતા હિમાલયને માથે. એમના ભક્તો બિચારા વિષ્ણુલોક ને શિવલોકમાં જાય છે અને આ બન્ને દેવ સાસરાને ઘેર મેમાની માણી રહ્યા છે.'

બા કહે છેઃ 'હવે શાસતરની પારાયણ મેલ ને પડી. આ બધા તારા દોસ્ત ઘર બાંધીને બેઠા છે એ તો સાચું ને?'

હું કહું છુંઃ 'હા બા! વાત તો સાચી. પણ પેલો ખાંડિયો-બાંડિયો મે આવે ને ચણામાંથી ખાર ખરી જાય અને જારમાં ઈંગારિયો આવી જાય તેવું જાણે છેલ્લા એક બે દસકાનાં છોકરા-છોકરીમાં થયું લાગે છે. છોકરાનો ખાર ખરી ગયો છે ને છોકરી-ઓમાં ઈંગારિયો પેઠો છે. ગામને પાદર ઊભેલી પેલી ખંડિત મૂર્તિઓ જ જોઇ લો. કોઈનાં કલેવર અખંડ ન મળે. નથી કોઇની આંખનું ઠેકાણું કે નથી કોઇનાં નાકનું ઠેકાણું. એકેએક જાણે ખંડિત કલેવર!'

'અમારાં ખંડિત કલેવર! અમારાં ખંડિત કલેવર!' એવી ચીસો પાડતું સૈન્ય મારી સામે ધસી રહ્યું છે. અરે આ કોણ! હીરાદેવી, કાન્તાબેન, દુર્ગાલક્ષ્મી, કુસુમ, ચંદનબહેન, વત્સલાબહેન, રમાબહેન વગેરે લાંબા લાંબા હાથ કરીને મારી સામે ધસી રહ્યાં છે. અરે, તમે બધાં અહીં ક્યાંથી? પણ મારું સાંભળે જ કોણ! કોઇએ મારો હાથ, કોઇએ કાન, કોઇએ નાક, કોઇએ ખભો, તો કોઈ એ વાળ પકડયા છે અને મને ઓરડા તરફ ધસડી રહ્યાં છે. ત્યાં તો સામે પ્રાણભાઈ, રમેશ, વિનુભાઈ, રસિક વગેરે દેખાયા. હું તેમને પુછું છું: 'અરે, આ શી ધમાલ છે?'

પ્રાણભાઈ કહે છે: 'અમારી નાતમાં ભેળવવાની જ તો!'

હું પુછું છું: 'તમારી નાત વળી કઇ?'

એ કહે છે: 'પરણેલાઓની.'

હું કહું છું: 'પણ મારે પરણવું જ નથી ને!'

એ કહે છેઃ ' અમે બધા પરણ્યા અને તમે રહી જાઓ એ ચાલે ? '

ભોગ લાગ્યા ને મારા કે આ લોકોનો મહેમાન થઈ આવ્યો. હવે એક વાર છોડો તો સોગન લઉં કે પરણેલાને ઘેર નહિ જાઉં. પરણેલાનું મોં નહિ જોઉં, અરે કહેશો તો પરણેલાની લાજ કાઢીને ફરીશ !

પણ મારું સાંભળે કોણ ! ઘર વચ્ચે પડેલા બાજોઠ પર મને પરાણે બેસાડી દીધો અને તેઓ બધાં–કોઈ ઘરને ઊંબરે, કોઇ ઘંટી પર તો કોઇ ડામચિયે–ચડી બેઠાં. સામે નજર માંડું છું ત્યાં તો–અરે આ કોણ ! આચાર્યજી ખંડિત મૂર્તિશા કશું બોલ્યા વગર ગોરને વેશે સામે બેઠા છે. ત્યાં તો પડખે કંઇક સળવળાટ થયો. અરે ! મારી પડખે આ કોણ બેઠું છે ? પેલાં લતાબહેન જ કોઇને બેસાડી ગયાં છે. ઘોઘોમોઘો થઇને કોઈ પ્રેત બેઠું છે કે શું ?

લગ્નનાં ગીત શરૂ થયાં ને આચાર્યજીએ સપ્તપદીના મંત્ર શરૂ કર્યા. ' નથી પરણવું...' કહી હું ઊભો થવા જાઉં છું ત્યાં તો પડખે બેઠેલી પેલી છોકરીના હાથમાં મારો હાથ આચાર્યજીએ પકડાવી દીધો ને બોલી ઊઠયાઃ 'ઇશ્વરપાર્વતીનું સૌભાગ્ય, વસિષ્ઠઅરુંધતીનું સૌભાગ્ય.'

' અરે નથી પરણવું મારે...' કહી હાથ ખેંચું છું. પણ હાથ જાણે જડાઈ ગયો છે. ટણુણુન, ટણુણુન ઘંટ શરૂ થયો. મારો અવાજ ડુબાવી દેવો છે કે શું ? ઉંહ, ઊંહ, ઉંહ...

જાગું છું ત્યાં તો ટણુણુન, ટણુણુન કરતા પાસેની ચોકી પરથી સવારના છના ટકોરા વાગી રહ્યા છે, પાસેના શિવમંદિરમાં ઘંટારવ થઇ રહ્યો છે અને સામે નજર કરું છું ત્યાં તો આંખો મીચતી વખતે રાજુએ દબાવેલો મારો હાથ તેના આંકડામાં જકડાઈ પડયો છે. ઓહ...આ તો રાજુની મડાગાંઠ.

વહેલી પરોડમાં જ તળાવને કાંઠે મૂઠી હાડકાંના રાજુના કલેવરને અગ્નિદાહ આપી, તેની થોડી ખાખ કપાળે ચોળી, ધખધખતી ખાખ માથે ચાર ઘડા પાણી ઢોળી હું ચાલી નીકળ્યો.

# થોડાં અવલોકનો અને ચર્ચા

## વેદનાનું હાસ્ય

### પ્રા. અનંતરાય મ. રાવળ

ઈ. સ. ૧૯૨૧–૨૨ની અસહકારની લડતે તેમ જ ૧૯૩૦ની તેવી જ લડતે રાષ્ટ્રીય કામ કરનારા જાહેર કાર્યકરોનો એક વર્ગ આપણે ત્યાં જન્માવ્યો છે. ( વધુ ઉત્સાહ દાખવતાં છતાં ૧૯૩૦ની કે ત્યાર પછીની લડતે ૧૯૨૧ની લડતના જેવો ને જેટલો એવા કાર્યકરોનો વર્ગ નથી આપ્યો એવી ફરિયાદ ઊઠી છે ખરી, પણ એ વાત જુદી છે.) આવા રાષ્ટ્રીય કાર્યકરો કે સૈનિકોનું જીવન આપણે ત્યાં બહુ મોટા પ્રમાણમાં કથાવિષય બન્યું નથી.

શ્રી. 'દર્શક', શ્રી. 'સોપાન' જેવા કેટલાકોએ ૧૯૩૦ની લડતમાં ભાગ લેનાર સૈનિકોનાં જીવન તથા મનોદશાનો ખ્યાલ આપતું થોડુંક સાહિત્ય લખ્યું છે. આજે આ પુસ્તકના જુવાન લેખકો છેલ્લાં પંદરેક વરસનાં પોતાનાં સૈનિકજીવનનાં સંભારણાંમાંથી કેટલોક ભાગ લઈને પોતાનો સ્વાનુભવ કથવા આવ્યા છે. આમાંનો કનુ આ કથા પૂરતા તો બે ખોળિયાં પણ એક આત્માવાળા ને બે કલમ પણ એક આશય-વાળા કથાના લેખકોનો જ પ્રતિનિધિ છે.

પણ અહીં એ કનુ વાતો પોતાની કરતાં પોતાના મિત્રોની જ ને તે ય તેમનાં દંભ, વાક્છલ, પ્રાયશ્ચિત્તાદિની અને તેના કરતાં ય વધુ તો તેમના પ્રણયની ને પરિણીતજીવનની જ કાં કરે! ટીકા, ટોળટીખળ ને કટાક્ષ જ એની વાણીમાંથી કાં બધો વખત નિર્ઝર્યાં

કરે ? વાત એ છે કે અહીં જાતને કેન્દ્રમાં રાખી લેખકો પોતાની વાત કરવા—આત્મકથા લખવા—નથી બેઠા. આત્મકથા લખવાની સૂચના કરવાને માટે એ સમજુ હોય તો પોતાને હજુ નાના જ ગણે, અને એવા સમજુ એ ન હોય એમ માનવાને આ ચોપડી કોઈ કારણ આપતી નથી.

પોતે વિતાવેલા છેલ્લાં પંદરેક વરસના સૈનિકજીવનને અંતે સિંહાવલોકન કરી જઈ એના બલાબલનો તથા કાર્યકરોની સિદ્ધિ-અસિદ્ધિઓનો સાચો કયાસ કાઢી જોવાની ઇચ્છા એમને થઈ આવી છે, યા સંજોગોએ એવી ઇચ્છા એમનામાં પેદા કરી છે. એને માટે, હતા તો પોતે ય 'માંહી પડેલા,' પણ હવે પ્રવાહની બહાર નીકળી તટ–સ્થ બની પ્રવાહને તથા તેમાં પડેલાઓને જોવાનું કરે છે. તત્કાળ આવેશનો ડોળ બધો આછરી ગયો છે એવે અત્યારને સમયે આ રીતે પાછળ જોતાં એમને અનેક જુવાનોની તે વેળાની મુગ્ધ ભાવના દૂધના ઉફાળા જેવી, એમનાં સ્વપ્નાં કાચાં, એમનું સિદ્ધાંતઝનૂન નવા જ મૂંડાયેલાનું, એ બધાંના મિશ્રણમાંથી પ્રગટેલું એમનું વીરત્વ તેજસ્વી છતાં ક્ષણિક, એમનાં પ્રાયશ્ચિત્તાદિ અને એમની ભાવિ યોજનાઓ ટૂંક દૃષ્ટિની, લાગે છે.[1]

આ બધું છડેચોક કહી નાખવાનું લેખકોને જરૂર મન હશે, પણ 'દેશને જેની જરૂર છે એવા' એ જૂના સૈનિકોને 'ઘર, ગૃહિણી ને ઘોડિયાં પકડીને' બેસી રહેલા તેમ જ 'જીવનક્ષેત્રમાં મૂંડી નીચી નમાવીને બેઠેલા'[2] જોઈને તો તે એવા અકળાઈ ગયા છે કે આ બીજી વાતે જ એમનું ધ્યાન વિશેષ જકડી લીધું છે. આવી સંતાપ-કારક પરિસ્થિતિને માટે લેખકોને કાર્યકરોનાં પ્રણયજીવન તથા પરિ-ણીતજીવન જવાબદાર કે ગુનેગાર જણાતાં, તેમણે તેનું આ કથામાં

૧. 'સત્યના પ્રયોગો!' નામક એમની પ્રસ્તાવના યા ખુલાસો પૃ. ૬—૭;
૨. એજન, પૃ. ૫

મુખ્યત્વે અનેક કાર્યકરોની પ્રણયલીલા અને લગ્નજીવનનો દૃષ્ટા, સાક્ષી અને ટીકાકાર બનાવી દીધો છે. એવા જીવન તરફ એમને લઈ જનાર એમનામાં બીજરૂપે રહેલી ઉપર સૂચવાયેલી નબળાઈઓ કે પ્રકૃતિદોષો ય સાથોસાથ સૂચવ્યા છે.

આવું આવું લેખકોને કહેવું-બતાવવું હોય તો તેને માટે ઉપાદાન-સામગ્રી તો સૈનિકજીવનની જ ને ? એટલે અમુક અંશે વ્યક્તિકથા એમાં અનિવાર્ય થઇ પડે. પણ ડાયરીનોંધ કે સ્વાનુભવકથાની સીધી રીતે જીવતી સાચી વ્યક્તિઓ ને તેમના જીવનપ્રસંગો વિષે લખવું, એમાં ય તેમના પ્રણયજીવન કે ગૃહસંસાર—જે કોઈ પણ વ્યક્તિના જીવનના એ પોતે જેને ખાનગી, ગોપ્ય અને બીજા કોઈ માટે અસ્પર્શ્ય માનતી હોય છે તેવા અંશ ગણાય—ની તેમ જ તેમના સૈનિકજીવનની કેટલીક નબળાઇઓની વાત કરવી એ સુરુચિની તેમ વ્યવહારુ બંને દૃષ્ટિએ વર્જ્ય જણાયાથી લેખકોએ નવલકથાના સાહિત્યપ્રકારની મદદ લીધી છે એ સ્પષ્ટ છે. આમ કલ્પન (Fiction) નો આશ્રય લેતાં પાત્રભુત વ્યક્તિઓનાં નામરૂપ બદલવાં પડે, તેમનાં સ્વભાવલક્ષણોમાં થોડાં સરવાળા બાદબાકી કરવાં પડે, તેમના જીવન પ્રસંગોમાંથી કેટલાક જ ચૂંટી તેનું આલેખન જરા ઘેરું કરવું પડે, વાસ્તવમાં કલ્પનાની સર્જકલીલાનો તેમ જ ભાષા જેટલી આપી શકે તેટલી મદદનો આશ્રય લેવો પડે–આમ લેખકોને ઘણું કરવું પડે, અને તેમ તેમણે કર્યું જણાય પણ છે. દાખલા તરીકે, આચાર્યજીના આપઘાતની તેમ જ ચંદનબેનના આપઘાતના ત્રણ ત્રણ પ્રયત્નોની વાતને અતિશયતાનો પાસ લાગેલો જણાય છે. અને એમ તો બીજાં પાત્રો ને તેમના પ્રસંગોના આલેખનમાં ય રંગને જરા ઘાટો બનાવાયો છે જ.

આ સંબંધમાં સાહિત્યસર્જનના ક્ષેત્ર ને વ્યાપાર પરત્વે મહત્ત્વનો એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે. તે છે : જીવતી સાચી વ્યક્તિઓને અને તેમના જીવનના ખરા બનાવોને

કથાકૃતિમાં એમને ઉતારાય કે કેમ ? કથાકૃતિમાં એમને ઉતારવા ન ઉતારવાના સર્વહક સર્જકને સ્વાધીન રાખી આપણે આટલું તો કહી શકીએ કે એવો પાત્રો ને પ્રસંગોનો બધો મસાલો તૈયાર હોવાથી માત્ર નામફેર કરીને સ્થળકાળ જરાતરા બદલી નાખીને એની કથા તો સહેલાઇથી બનાવી શકાય. એમાં મોટું કલમપરાક્રમ કે કલા નથી. પાત્રના મૂળ કે આધાર કે બિંબનાં બે ત્રણ ખાસ મહત્ત્વનાં ને વ્યક્તિત્વ–પ્રકાશક લક્ષણો પકડી તેમાં બીજાં કેટલાંક ગૌણ લક્ષણો ઉમેરી કુશળ કલાકાર તો પાત્રનું એવું આલેખન કરવાનો કે તે પાત્ર કોઈ એક વ્યક્તિનું નકલિયા પ્રતિબિંબ લાગવાને બદલે કોઇ વ્યાપક માનવપ્રકારનું પ્રતિનિધિ છે એમ જ સમજાય, અને છતાં પરખન્દાની ચતુર આંખ તો, પેલા લોકગીતમાંની બેને માની 'આંખ્યુંને અણસારે' ને 'બાપની બોલાશે' વીરને નિમિષમાં ઓળખી લીધો તેમ, પેલાં લક્ષણોની એંધાણીથી પાત્રની અંદર અસલ વ્યક્તિની રેખાઓને અવશ્ય પકડી લેશે. આ નવલકથામાં આવી કલા છે કે કેમ એ તો એમાંની વસ્તુના ખરા જાણકારો જ કહે એ ઠીક.

સ્વાનુભવકથનની આમ બનાવાયેલી કથાનું નવલકથા સ્વરૂપ રા. મેઘાણી કૃત 'સોરઠ, તારાં વહેતાં પાણી'ની યાદ આપે તેવું બની ગયું છે. એ કૃતિમાં તેનો તરુણ નાયક એક પછી એક આવતા તેજસ્વી વ્યક્તિવિશેષોની પરંપરાનો મુગ્ધ દૃષ્ટા બને છે, તેમ આ 'ખંડિત કલેવરો'માં પણ કનુ જે આમ કેન્દ્રસ્થાને હોય એમ લાગે છે તે પોતાના અનેક મિત્રો ને સાથીઓના વહેતા જીવનનો દૃષ્ટા અને સમીક્ષક બન્યો છે. એથી એમ પણ લાગે કે અહીં નાયક કોઈ નથી અને સૌ પાત્રોને એક સરખું મહત્ત્વ મળી આ આ સમૂહની કે પ્રવાહની કથા બની છે.

કથાના સ્વરૂપને ઘડનારી એક બીજી ય બાબત છે. આખી કથાને પહેલા પુરુષ એકવચનમાં કનુ વડે 'હું' કથિત બનાવી છે. 'હું' કથિત

વાર્તાઓમાં તો એના 'હું'ના અનુભવમાં આવેલા પ્રસંગોની જ વાત થઈ શકે. એમ કરવા માટે પ્રત્યક્ષ જોયેલા કે અનુભવેલા પ્રસંગ ન હોય ત્યારે કોઈ બીજા પાસેથી સાંભળવામાં આવતી વાત તરીકે કે સ્મરણોનું ટીપણું ઉખળાતાં સાંભરતી વાતો તરીકે એનું આલેખન કરવું પડે.

આ કથાના પ્રવાહનો ગાળો છે ખાસ્સાં પંદરેક વરસનો, અને અહીં પરણવાનો પ્રશ્ન ટાળવા રસિકના લગ્ન નિમિત્તે લીંબડી જવા ઘર છોડતા કનુનું ત્યારપછીનું (જોરાવરનગર, રાજકોટ, જૂનાગઢ, વીરમગામ, લીંબડી, વઢવાણ જયપુર, દિલ્હી, વાંકાનેર ને જેતપુર જેવાં સ્થળોનું) પરિભ્રમણ જે કથાની પ્રત્યક્ષ વસ્તુ છે, તે તો વરસ સવા-વરસના ગાળાનું જ છે. પરિણામે, કનુને ઘડીએ ઘડીએ વર્તમાનમાંથી ભૂતમાં અને સ્મરણ-પ્રદેશમાં સરી જવું પડે છે. અત્યારે પ્રત્યક્ષ જોવામાં આવતાં સાથીઓનાં વલણ, વર્તન ને જીવનનો ખુલાસો મેળવવા તેમ જ તેનો પૂર્વતંતુ સાંધવા એને એમ કરવુ જ પડે છે. આથી કથામાં પ્રત્યક્ષ કાર્ય (action) ઓછું, અને વર્તમાનની કથા કરતાં ભૂતકાળની સ્મરણકથા વિશેષ, એમ બન્યું છે.

વાચકોને ય કનુની સાથે સ્મરણયાત્રા મારતે ઘોડે ખૂબ કરવી પડે છે. પણ ભૂતને વર્તમાન જોડે સાંકળવાની પૂરતી કાળજી તથા કૌશલ અત્ર દેખાડાયાં છે; તેમ બીજી બાજુ, ઝપઝપ આવતાં એ સ્મરણો દ્વારા નિરૂપ્યમાણ પ્રસંગોનું એવું, (વાચકોની નજર સમક્ષ વર્તમાનમાં જ એ જાણે ભજવાતું લાગે એવું) નાટયાત્મક પુનઃ સર્જન લેખકોએ કરેલ છે કે ભૂત ને વર્તમાનના સીમાડા એટલા વખત પૂરતા લોપાઈ જતા લાગી તે તે પાત્રોની સળંગ કથા જ નિરૂપાતી જણાય છે, અને એથી ઉપરની મર્યાદા બહુ ખૂંચતી નથી.

આમ છતાં કથા વિશૃંખલ બની નથી. એમાં એક સ્પષ્ટ વ્યવસ્થા ને ધ્યેય-ગૂંથણી અવશ્ય દેખાય છે. પહેલાં બે પ્રકરણમાં 'નથા

પરણવું ' કહેતાં કનુને કાને વાતો ય આવે છે અનેક ઓળખીતાં-ઓનાં કલેશમય પરિણીત જીવનની, મોટાભાઈ પાસેથી તેમ પડોશણોની વાતચીત દ્વારા. ત્રીજાથી એકવીસમાં પ્રકરણોમાં એ આચાર્યજી, રમેશ, પ્રાણભાઈ, વિનુભાઈ, ધીરુ, દિનુભાઇ આદિનાં કારુણ્યગર્ભ લગ્નોત્તર દાંપત્યજીવનનો તેમ જ હરિભાઈ, વીણા, રમણભાઇ આદિનાં ચંચલ પ્રેમજીવન યા વિજાતીય આકર્ષણનો દ્રષ્ટા કે જ્ઞાતા બને છે. જે અનુભવ એના ન પરણવાના વિચારને દૃઢાવે એવો છે. છેલ્લે છેલ્લે રાજુના મિલન અને મૃત્યુનો પ્રસંગ તેને શુદ્ધ પ્રણયનો પ્રત્યક્ષાનુભવ કરાવી, એનું જ સુખદસ્મરણ હૈયામાં ઘોળ્યા કરવા હવે તો જીવનમાં ન જ પરણવાનો એની પાસે જાણે નિશ્ચય કરાવતો જાય છે. કનુ પોતાના સ્વપ્નદર્શનમાં નવલના અંતમાં એની માને જે કહે છે—

' બા ! બધાનાં લગ્ન જોઈ આવ્યો તો ખરો, પણ એ બધા પરણ્યા છતાં પરણ્યા જ છે કે કેમ અને હું ન પરણવા છતાં શું નથી જ પરણ્યો એવો મનમાં ગોટાળો વધતો જ ચાલ્યો છે' ( પૃ. ૩૧૬ )–તે જાણે આ આખી કથાનો કેન્દ્રવર્તી સાર છે. કથાનું પહેલું વાકય ને લગભગ છેલ્લું વાકય પણ ' નથી પરણવું ' છે એ આખી કથાને એક પ્રકારની સુયોજિત ધ્યેયલક્ષિતા આપી દે છે એ જોવું અઘરું નથી. આગળ અહીં નાયક નથી એમ કહ્યું, પણ બીજી રીતે આ કારણે એ પદે કનુને બેસાડાય તેમ છે. ' સત્યના પ્રયોગો ! ' એ પ્રસ્તાવનામાં લેખકના ' હું ' કહે છે કે ' આખી નવલને લગ્ન અને ગૃહજીવનના સળગતા સનાતન્ પ્રશ્નાર્થરૂપે જ પૂરી કરી' તે વાત આમ સાચી છે. લેખકો પોતાના ઉદ્દેશને સ્પષ્ટ જાણે છે. કોઈ એક બે પાત્રોના વિકાસ પર નહિ, પણ આ પ્રશ્નને મધ્યમાં રાખી તેના દોરમાં પાત્રો ને પ્રસંગોને ગૂંથવા પર પોતાનું બધું ધ્યાન એકાગ્ર કરતી આ પ્રશ્નગર્ભ ( Problem Novel ) નવલકથા એથી કેટલેક અંશે બની ગઈ છે.

આમાં નવાઈ જેવું તો એ છે પાછો કે કનુ કયારે ય ગંભીરતા-પૂર્વક ઉપરના પ્રશ્નની સશાસ્ત્ર છણાવટ કરતો આમાં બહુ જણાતો નથી. એ તો બધો વખત હસતો : મસ્કરો જ રહ્યો છે. બનાવો તથા પાત્રોનાં વાણીવર્તનનું એણે જે ભાષામાં ને જે દષ્ટિએ વર્ણન કર્યું છે, તેમ જ એના પરની પોતાની સ્વગત–પણ વાચકોને માટે જેની છૂટ છે–એવી ચાલુ ટીકા ( Running Commentary )માં ટોળ, ટીખળ ને કટાક્ષની જે છૂટથી એણે લહાણી કરી છે, તે ધ્યાનમાં લેતાં આ કથનનું સત્ય સમજાઇ જશે. બીજું બધું બાજુ પર મૂકી, આ કથામાં પ્રતીત થતી એમની હાસ્યસિદ્ધિ માટે પણ લેખકો આ કારણે કદાચ ઘણા વાચકોનાં અભિનંદન જીતી જશે. ભાળા ને ગંભીર પ્રકૃતિના કેટલાક વાચકોને પ્રથમ દષ્ટિએ કથામાંનો કનુ ક્રૂર મસ્કરા જેવો કે શ્રદ્ધાહીન વાંકદેખા (Cynic) જેવો લાગવાનો આ કારણે સંભવ છે. પણ સાચું ને ઊંડું જોતાં એમ નથી.

'સત્યના પ્રયોગો !' માં 'હું' ને કાનમાં કહી નાખે છે એમ એ પોતે બહારથી જેવો દેખાય છે તેવો અંતરથી નથી, અંતરમાં તો 'રૂદિયો રૂવે ને માયલો ભીતર જલે' એવી એની સ્થિતિ છે. આ હાસ્ય ને મજાક–ખોરી તો બૂરખો છે; એની નીચે તો વહી રહ્યાં છે વેદના ને કારુણ્ય. ટોળટીખળ ને કટાક્ષથી ભરપૂર અગંભીર આલેખન જેના પેટામાં આવે છે એ પ્રકરણનામો (ફૂદાં ને પતંગિયાં', 'ભાંગેલાં હાંડલાં' 'લગને લગને કુંવારા લાલ', 'ખંડિત મૂર્તિ' ઈ. ઈ.) જોજો. ત્યાં લેખકોનો આશય છતો થઇ જાય છે ને તેમનો ગંભીર અભિ-પ્રાય સીધોસટ પરખાઇ જાય છે. ખરી વાત એ છે કે નવલકથાની જરૂરત મુજબ જીવનમાંથી ઉપાડેલી સામગ્રીમાં કલ્પનાની રંગપૂરણી સાથે તેના ઘાટઘૂટ બદલવા પડયા હશે. તેની સાથોસાથ લેખકોએ પોતાના મોં પર પણ રંગ ચોપડી પોતાનો ચહેરોમો'રો પલટી જાણે જાતને બદલી નાખી છે.

એનું કારણ છે. જોયેલી–અનુભવેલી વાતોનું સીધું ગંભીર આલે-

ખન વાચકો માટે અસહ્ય ને જુગુપ્સાપ્રેરક થઈ પડત, અને નિંદાનો અપરસ જાણે લેખિકાએ ચાહીને વહાવ્યો ગણાત. વળી એમેય ખરું ને કે કનુનું હૃદય એવા દુઃખદ આલેખન માટે–દેશની આશા જેવા જુવાનોનાં પ્રેમપરાક્રમ તેમનાં ગૃહજીવનનો ધીખતો પરિતાપ અને સિદ્ધાંતજીવનની નિષ્ફળતાને છાવરવા તેમનો દંભ વર્ણવવા માટે—આદિથી અંત લગીનું ગાંભીર્ય ઝીલવા જેટલું તૈયાર નહોતું ? એને એ બધું જોઇને થયેલી વેદના એટલી ઉત્કટ હશે કે સીધી રીતે વ્યક્ત કરતાં એનામાં કડવાશ ને ડંખ આવી જાત. એને ટાળવા માટે, વેદનાનું ને કડવાશનું ઝેર નિચોવી નાખવા માટે, એણે હાસ્ય-ઠઠ્ઠાનો ને કટાક્ષવાણીનો આશ્રય લીધો છે—એને લેવો પડયો છે.

ખરી રીતે એની વેદના વિનોદ વાટે વહી છે. આ બાબતમાં આ કથા રા. મુનશીની 'સ્વપ્નદષ્ટા' નવલકથાની યાદ તાજી કરાવે છે. તેમાં અત્યંત ભાવનાશાળી, ઉત્સાહી ને સાચ્ચા (sincere) દેશભક્તને પોતાના સાથીઓના ભાવનાભ્રંશથી જે સંતાપ થાય તે સંતાપ તથા કડવાશ હાસ્ય માટે બહાર ઠલવાયાં છે, તેવું અહીં પણ થયું છે. ભાવનાશાળી રાષ્ટ્રસેવકો ભાવના તથા સિદ્ધાન્તને છેક સુધી સાચવી ન શકે, કામિનીના આકર્ષણમાં ઘડીકમાં સરકી પડે, પરણીને દેશની લડતમાં સૈનિકાઓની ભરતી કરવાની વાત કરે અને પછી તો કલેશ-ગર્ભ લગ્નજીવનના કાદવમાં વધુ વધુ ખૂંચતા જઇ દેશના કાર્ય માટે ઉત્સાહમંદ બની દેશના ટળી જાય, એવી પરિસ્થિતિના થતા દર્શને દેશહિતકામી કર્તા માનસને ખૂબ ઉદ્વિગ્ન કરેલ છે, તેનું જ પરિણામ આ 'ખંડિત કલેવરો' અને તેમાંની કટાક્ષવાણી છે. ને એમ છતાં એ પણ જોઇ શકાશે કે આચાર્યજી, લતાબેન, ચંપાબેન, ભાઇલાલ, દિનુભાઈ, આદિ પાત્રો વિશે બોલતાં લેખિકાની વાણીમાં કટાક્ષ નથી આવતો; એવે સ્થળે હાસ્ય નિર્દંશ ને નિર્દોષ ગમત જેવું જ હોય છે. જેમનું જેમનું વર્તન ટીકાપાત્ર જણાયું છે તેમના વિશે વાત કરતાં કટાક્ષોને તેમણે ખૂબ સમણ્યા છે. હરિભાઈ, રમણભાઇ, કાન્તા

પારેખ, જશોદાબેન, હીરાદેવી, વીણા આદિ પાત્રોની કથા કહેતી વેળા એવું કર્યું છે. કથાના હાસ્યને આમ લેખકોના દિલમાંની વરાળ સાથે સીધો સંબંધ છે.

કોઈને કહેવાનું મન થઈ આવશે 'લેખકો નાહકના ન હોય ત્યાં દુ:ખ ઊભું કરે છે ને પેટ ચોળીને પીડ ઊભી કરે છે. આપણા જુવાન રાષ્ટ્રીય કાર્યકરો બધા જ શું આવા હતા ને આવા છે? ધારો કે તેમની આ બાબતોમાં આવી કોઈ નબળાઈ હોય તો બીજે પક્ષે તેમનાં સૈનિકજીવનની સારી ઊજળી જમાબાજુ નથી જ શું?' આવા પૃચ્છકોને ઉત્તર એમ આપી શકાય તેમ છે કે એવી એમના ઉત્સાહી રાષ્ટ્રકાર્ય કે જાહેરજીવનની જમાબાજુ લેખકો પોતેજ 'માંહી પડેલા' હતા તેથી ન જાણતા હોય એમ તો ન જ બને. માત્ર, આવી નબળાઈઓ સૈનિકજીવનમાં તેમને અક્ષમ્ય લાગી છે તેથીસ્તો એના પર જ સીધું આક્રમણ કરવા એ અહીં તત્પર બન્યા છે. એમને કંઈ પોતે આવું કેટલુંક જોયું જાણ્યું છે તેથી તેનો લાભ ઉઠાવી કોઈનાં છિદ્રાન્વેષણમાં રાજી એવા લોકમાનસને તેને ભાવતું ભોજન પીરસી વાહવાહ નથી મેળવવી, તેમ નથી કોઈ કોઈને કાદવ કાઢવો કે નરી ગટરમુકાદમી કરવી.

'રે આંખ! તું તો આવું ન દીઠાનું જ દેખ્યા કરે છે ને?' (પૃ. ૭૨) એમ એમની આંખને ટોકવા જેવું નથી. એકલા વાંકદેખા કે છિદ્રાન્વેષી જન એ નથી એની સાબિતી તો એમણે. લતાબેન ને ચંપાબેનનાં ગૃહજીવનની તેમ ભાઈલાલના અને રાજુના પ્રેમની મીઠી વીરડીઓ પણ અન્યથા પંકિલ એવા અનેકોનાં લગ્નજીવનને પ્રેમજીવનના ચિત્રણની વચ્ચોવચ્ચ બતાવી છે તે જ આપી દે છે. ગટરમુકાદમી જ કરનાર 'જીવનશિલ્પીઓ' ન લખે. એ પુસ્તક સિદ્ધ કરે છે કે લેખકો બેઉ આંખે જોનારા છે. એ પુસ્તકમાં કાઠિયાવાડના પ્રથમ જાહેર કાર્યકરોને ઓળખાવી તેમના ગુણોને તથા સિદ્ધિઓને

અંજલિ આપી છે. આંહીં 'ખંડિત કલેવરો'માં જુવાન સૈનિકોનાં દોષ-સ્થાનો બતાવ્યાં છે. બંને સ્થળે એમની દૃષ્ટિ રાષ્ટ્રહિતલક્ષી જ રહી છે.

એમ સમજાય છે કે લેખકોને સૈનિકજીવનની જવાબદારીઓ વિશે મોટો ખ્યાલ છે. ગાંધીજીએ નિર્દેશેલા સિદ્ધાન્તો મુજબ જીવી બતાવીને રાષ્ટ્રસેવા બજાવતા જઈ પ્રજાને માર્ગદર્શન જે વર્ગે આપવાનું છે, સમાજની આકાંક્ષાઓ, પ્રગતિ ને પ્રવૃત્તિઓ જેના જીવનમાં આકાર લેતી હોય છે, અને તે કારણે જેમના જરા જેટલા દોષ કે સ્ખલનની સમાજ પર તેમ રાષ્ટ્રકાર્ય પર ગંભીર અસર થવાનો સંભવ વધારે, તે આ રાષ્ટ્રીય સૈનિકોનાં વર્ગની પ્રત્યેક વ્યક્તિ પોતે કાચના ઘરમાં વસે છે એ નિત્ય યાદ રાખવું જોઈતું સત્ય જેટલા પ્રમાણમાં વીસરી જાય તેટલા પ્રમાણમાં એ રાષ્ટ્રહિતને નુકસાનકારક છે એવી લેખકોની દૃઢ માન્યતા અહીં વ્યક્ત થાય છે.

સમાજજીવનમાં બદી ફેલાવતાં તત્ત્વો જાહેર સેવકોનાં ય જીવનમાં પ્રવેશે, અને સામાન્ય લોકો પાસે પોતાનાં સ્ખલનોને ઢાંકવા જે નથી તે વાચાછટા ને બુદ્ધિ, તેમ જ કૃત્યને હળવું દેખાડવા પ્રાયશ્ચિત્તના દેખાવ એમની પાસે તો હોય, તો પછી નીતિદંભને સીમા ન રહે. પાત્રોના આત્મશ્લાઘા, આત્મવંચના ને દાંભિકતા કદાચ ગાંધીયુગનું કરુણ પાનું છે. કારણ સતત આત્મબળ માટે જ મથતા દેખાતા યુવાનો ક્રમશઃ હૃદયબળ ને ચારિત્ર્યનિષ્ઠા ગુમાવતા જાય છે એ હકીકત છે. આ વિરોધાભાસને પાત્રો પોતે ય ઘણીવાર નથી ઓળખતાં. પણ ડૉ. જેકિલની અંદરનો મિ. હાઇડ જો ખરેખર પૂજાવા લાગે તો એથી વધુ કમનસીબી પ્રજાની બીજી કઈ? પાખંડપૂજા તો જૂની ને નવી બંને સરખી તજવા ને વખોડવા લાયક છે. આવી નબળાઇઓ સામાન્ય માનવીમાં કદાચ ચલાવી લેવાય, પણ સૈનિક-જીવનના તીર્થક્ષેત્રમાં તો એક પાપ વજ્રલેપી બને માટે, એવું થાય તે પહેલાં એની સામે લાલબત્તી ધરી ગાંધીજી જેવો અવિચલ ધ્યેયનિષ્ઠા

અને ચારિત્ર્યશુદ્ધિનો ઉત્કટ આગ્રહ શીખવી જવાનું આ કથાના ઉત્સાહી લેખકોએ બીડું ઝડપ્યું લાગે છે. તેથી જ આવી કથાનો જન્મ. એમની દૃષ્ટિ સાફ છે, અને આશય શુભ છે.

રાષ્ટ્રીય પ્રવૃત્તિઓનું આવું સિંહાવલોકન ને પરીક્ષણ પ્રથમ તો પ્રજાના દેશહિતચિન્તક પણ લાગણીપ્રધાન લોકોને નહિ ગમવાનું, પણ એ જરૂરનું તો જમાને જમાને થઇ પડે છે. આત્મપૃથક્કરણ ને તે દ્વારા સ્વદોષનિવારણ વિના કોઇ પ્રજાની પ્રગતિ નહિ. 'ઘરે–બાહિરે', 'સ્વપ્નદ્રષ્ટા' અને 'છાયાનટ' જેવાં પુસ્તકો આ દૃષ્ટિએ આવકાર્ય ગણાવાં ઘટે. આ 'ખંડિત કલેવરો' પણ એ પુસ્તકોની પરંપરામાં આ દૃષ્ટિએ સ્થાન લઇ શકે.

લેખકોએ પંદર વરસના સૈનિક–જીવનની ઝડતી લઇને તેના ખાસ કયા દોષ પકડયા ને અહીં નિરૂપ્યા ! કથાનું વાચન આગળ ધરે છે એ જ બાબતોને, સૈનિકોના પ્રેમજીવનને તથા પરિણીતજીવનને. ખરું જોતાં તો એક જ દોષ અહીં નિરૂપાય છે, તે છે કાર્યકર જુવાનોની, તેમની ધ્યેયનિષ્ઠાને વિચલાવે નહિ તો મંદ તો જરૂર કરી નાખે એવી, જુવાન છોકરીઓ પરત્વે લપસણી સુંવાળી વૃત્તિ. એ વૃત્તિને લીધે જ વિનુભાઈ તથા પ્રાણુભાઈ જેવાં પાત્રો લપસીને લગ્નોત્સુક બને છે; અને એ જ વૃત્તિને કારણે યુવતીજનસંસર્ગ એ રમણભાઇનું તથા હરિભાઇનું મુખ્ય લક્ષણ બની ગયું છે. આ વાતને જ લેખકો સપાટામાં લેવા માગતા લાગે છે. પ્રાણુભાઇ, વિનુભાઈ, રસિક, આચાર્યજી, રમેશ, દિનુભાઇ, ધીરુ, આદિ પાત્રોનાં લગ્નોત્તર ગૃહજીવન સુખી નથી, પણ તેને માટે એમના કરતાં એમની પત્નીઓ વિશેષ જવાબદાર છે એટલે ત્યાં એ સૈનિક–પાત્રો પોતે દોષિત નથી. દોષિત ગણાય તો પ્રેમમાં ને લગ્નમાં પડવાનું કરીને આ દુઃખ નોતરવા પૂરતા દોષિત ગણાય.

લેખકો આથી જ એ પાત્રોને ખંડિત કલેવરો બનાવી દેનાર

એમનાં લગ્નજીવનની વાત કરતાં પોતાનો અસંતોષ વ્યક્ત કરે છે, પણ તેનો ભોગ થનાર પુરુષ પાત્રો પ્રત્યે સહાનુભૂતિ ને દયાની લાગણી બતાવે છે.

એટલે જે દોષ તરીકે કે રોગ તરીકે લેખકોને બતાવવો છે તે તો આગળ કહ્યો તે જ. એથી જ વીણા, હીરાદેવી, હરિભાઇ, રમણભાઇ, વત્સલા, અને 'કૂદાં ને પતંગિયાં' પ્રકરણમાં ઉલ્લેખાયેલાં પાત્રો પ્રત્યે સહાનુભૂતિ નહિ પણ કેટલીક વાર કરડાકી ભર્યાં કટાક્ષબાણુ જ એમના કલમધનુમાંથી નીકળ્યાં છે. એથી જ વીણા, ગૌરી, હરિભાઇ ને ચંદનબેનની પ્રેમભાષાની ય ખૂબ મશ્કરી ઉડાવી છે. એ જાતના પ્રેમને લેખકો નકલી, વિકારી, ચંચલ અને નીતિને અમાન્ય માનતા જણાય છે. બીજી બાજુ, શુદ્ધ પ્રણયની સુગંધ તેઓ જાણે છે જ, ને તેઓ અપરિણીતોમાં ભાઇલાલ તથા રાજુનાં પાત્રો દ્વારા તેમ જ પરણેલાંમાં લતાબેનનાં પાત્રો દ્વારા એમણે યથાવકાશ મહેકાવી છે. પણ પ્રેમની જોડે ચેડાં કરવાની આ જાતની વૃત્તિ–પ્રવૃત્તિ, શુદ્ધ પ્રેમની વિડંબના અને ભંગવૃત્તિના વિજાતીય આકર્ષણની ઉપાસના તો આ બિચારા સૈનિક–સૈનિકાઓનું એકલાંનું જ શા માટે, આપણા આખા આધુનિક શિષ્ટ સમાજમાં ઝડપથી ફેલાતું દૂષણ છે. એટલે આ સૈનિક–સૈનિકાઓ તો નિમિત્ત છે, મૂળે તો આ દૂષણ તરફ ભયસૂચક લાલબત્તી સવેળા ધરવાનો લેખકોનો આશય છે. આવી લાલબત્તી પ્રજાસમસ્તને તેના હિતચિંતક વિચારકો ને નેતાઓએ ધરવાનો વખત ભરાઇ ગયો છે. એમાં જેટલું મોડું થશે તેટલું પ્રજાનું અહિત થશે.

આ સંબંધમાં અગંભીર વૃત્તિ કનુ પાસેથી ઘડીભર ઉછીની લઇ આપણે તેને પૂછી શકીએ: 'હેં ભાઈ કનુ ! ત્યારે તો તેંય અમને શીખવી શીખવીને શીખવ્યું તો એ જ ને કે જેમ આધ્યાત્મિક સાધકોને માટે તેમ રાષ્ટ્રસેવકોને માટે ય કામિની એ ફંદમાં ફસાવનારું પ્રલોભન છે ને એમાં ડાહ્યાઓએ ન પડવું ?–આ ઉપદેશ તો

બધા હિંદુ સાધુસંતો 'આગુસે' કરતા જ આવ્યા છે ! ને આ રોગનો ફેલાવો તો તમે બતાવ્યો, પણ તેનો ઉપાય ? ઉપાય તો શ્રી. સહજાનંદ સ્વામીએ કે તેના આધુનિક ચેલા કિશોરલાલ મશરૂવાળાએ 'સ્ત્રીપુરુષ મર્યાદા'માં સૂચવેલો જ તમારે બતાવવો છે ને, કે અપરિણીત જુવાન સ્ત્રી–પુરુષોએ એકમેકના સંસર્ગ–સંપર્કમાં આવવું નહિ ને દેહસ્પર્શથી તો દૂર જ રહેવું ?' ઉત્તરમાં કનુનું લુચ્ચું સ્મિત કલ્પાય છે. રોગ નવો છે, પણ ઉપાય તો જૂના સિવાય બીજો કામ લાગે એવું નથી.

'જીવનશિલ્પીઓ' અને 'આપણે આંગણે ઊડનારાં'ના જોડિયા લેખકોનો સર્જક સાહિત્ય પ્રકારના લેખનનો આ પહેલો પ્રયાસ છે, એ જોતાં તેમણે મેળવેલી સિદ્ધિ ઓછી નથી. તેમણે પોતાની કલમનો વિકાસ અહીં અચૂક બતાવી આપ્યો છે. ભાષાની સરળતા, અને સડસડાટ વહેતી પ્રવાહિતા આ કથાનું એક આકર્ષણ છે, તો પ્રફુલ્લ હાસ્યની છેક સુધી સફળતાપૂર્વક જાળવી શકાયેલ જમાવટ ને હળવાશ એનું બીજું આકર્ષણ છે. વર્તમાનનું પ્રત્યક્ષ કાર્ય ઓછું ને સ્મરણલેખન વિશેષ એમ છતાં પ્રસંગનિરૂપણની નાટ્યાત્મકતાને લીધે આખી કથા સાદ્યન્ત રસવાહી બની છે એ પણ લેખકોની નાની સિદ્ધિ નથી.

કથા આકર્ષક વાચન અવશ્ય પૂરું પાડશે એમાં શંકા નથી. હા, સૌને એનું વાચન એકસરખું રસપ્રદ કે આકર્ષક નહિ લાગે. કોઇને એનું નવલસ્વરૂપ કલાવિધાનની દષ્ટિએ મોળું લાગશે તો ગંભીરપ્રકૃતિ સજ્જનોને એમાંનું હાસ્ય જરાક વાયડું લાગશે. રાષ્ટ્રીય કાર્યકરોની દોષબાજુ જનતા સમક્ષ મૂકવાથી રાષ્ટ્રકાર્યને હાનિ પહોંચે એમ માનનાર વર્ગને એ અસંતુષ્ટ કરશે, તો બાળોતિયાં જાહેરમાં ધોવાનું માત્ર સુરુચિની દષ્ટિએ પસંદ ન કરનાર વર્ગની સુરુચિને એ જરાક દૂભવશે, અને એનાં પાત્રોના ચહેરામાં પોતાનો અણસાર પારખનાર કે શંકનારને એ ખીજવશે ય તે.

પણ આવા આવા સંભવો લેખકોની જાણ બહાર નથી. એથી જ તો પોતે 'બિનકેફે, સાવધપણે ને અક્કલહુશિયારીથી આ નવલ આલેખી છે' એમ કહી નાખી એના પરિણામ વિશે બેફીકર બની બેઠા છે. આમ છે તો આપણે એ વિશે ફીકર કરવાની નથી. આપણે તો લેખકોએ બતાવેલી શક્તિ જોતાં એટલું જ ઇચ્છવાનું કે એ ઉત્સાહી જુવાનો આ તેમની પહેલી નવલકથાની કચાશોથી મુક્ત અને આનાથી સવાઈ એવી કૃતિઓ બમણી સ્ફૂર્તિથી લખતા રહી ગુજરાતી નવલકથાસાહિત્યમાં સારો ઉમેરો કરો.

તા. ૨૭–૭–૪૪ 'ઊર્મિ'

## સજીવ વાસ્તવદર્શન

### પ્રા. રવિશંકર જોષી

'ખંડિત કલેવરો' હું વાંચી ગયો. મને બહુ ગમ્યું. કારણો આટલાં :—

૧. દેશના ઉત્તમ રાષ્ટ્રસેવકોને જીવનની જે દિશા પોતાના અવનતિના ગર્ત તરફ ધકેલે છે તેનું આ પુસ્તકમાં કલાભર્યું અને હૃદયસ્પર્શી દર્શન કરાવાયું છે.

રાષ્ટ્રસેવકોના જીવનને ચીલાબદ્ધ, દાંભિક, પાપવૃત્તિઓથી કલુષિત થતું અટકાવવા આવા વાસ્તવિક સજીવ દર્શનની જરૂર હતી જ. લેખકે જે નીડરતા અને જીવનના ઊંડાણને તપાસવાની સૂક્ષ્મ દૃષ્ટિ દાખવી છે તે સ્તુત્ય છે.

૨. વસ્તુ–સંકલન નવી ધાટીનું, અર્ધું નવલસમું; અર્ધું સિનેમા film જેવું છતાં હંમેશાં ચેતનથી તરવરતું, વેગીલું, ચિત્રદર્શી અને

અનેક રીતે આકર્ષક છે. આ પ્રયોગ નવો છતાં સફળ થયો છે તેમાં પ્રશ્ન નથી.

૩. નવાયુગના એક સમાજ ને પાત્રો તાદૃશ પ્રતિબિંબિત કરે છે અને તેમના માનસના ઊંડા અને અદૃષ્ટ વણાટને ઉખેળી તેમના જીવનનો •અપૂર્ણ પટ ખુલ્લો કરી આપે છે. તેમની પરંપરામાં સ્ત્રી–પુરુષો વગેરે બધાં તાદૃશ, જીવંત, નૂતન શૈલીથી ચીતરાયેલાં છતાં સ્તુત્ય કલા દાખવે એવાં છે. તેમની જીવનચર્યા, આશાઓ, નિર્બળતાઓ, સંવેદનો વગેરે કુશળ લેખિનીથી આલેખાયેલાં છે. રાજુનો અંતિમ પ્રસંગ તો કવિતા સમો જ છે.

૪. લેખકો ગંભીર, ઉપહાસમય, દૃષ્ટાસમા, પ્રશાંત વિચારક, નીડર જીવન–સમીક્ષક, મૌલિક કલાકાર–એવાં કૈં કૈં સ્વરૂપે કૃતિ પછવાડેથી ડોકિયાં કરે છે. તે વ્યક્તિત્વના કૃતિ ઉપર પથરાતા રંગો ‘ખંડિત કલેવરો’ને અજબ આકર્ષણ આપે છે.

૫. અને તેની ત્રુટિઓ આટલી.

(અ) ગુણદર્શી કરતાં દોષદર્શી દષ્ટિ વધારે છે.

(બ) વસ્તુના વણાટમાં જે શાંતિ; પાત્રનિરૂપણમાં જે સ્વસ્થતા અને ભાષામાં જે ગૌરવ અને પ્રૌઢતા જોઇએ તે પૂરતા પ્રમાણમાં હજુ આવ્યાં નથી છતાં આવું મૌલિક સર્જકબળ પહેલે પ્રયત્ને દેખાડનાર ભવિષ્યમાં તો ઘણું કરી શકે એમ હું માનું છું.

# મહાન સ્વપ્નભંગ ! !

## શ્રી. ધૂમકેતુ

હરેક સંપ્રદાય પ્રવાહી હોય છે ત્યારે પતિતપાવન હોય છે, અંધિયાર બને છે ત્યારે એ સંકુચિત, અશક્ત અને દુરાગ્રહી થાય છે. બ્રાહ્મણ-સંપ્રદાયની એ દશા થઈ હતી. બૌદ્ધ સંપ્રદાયની પણ એ દશા થઇ. હરેક સંપ્રદાયની એ દશા થાય છે. ગાંધીજીએ પણ રાજકીય સંપ્રદાય સ્થાપ્યો એટલે એ અનિવાર્ય દશા એ સંપ્રદાયને પણ પ્રાપ્ત થઈ. રાજકીય પક્ષ સ્થાપ્યો હોત તો કદાચ એ દશા ન થાત. પક્ષમાં દલીલોને, ગુણ અવગુણની તુલનાને, અનેક વસ્તુઓને અવકાશ છે. એમાં કોઇ નેતાને માનવોત્તર ગુણનો અંચળો પહેરાવવાની જરૂરીઆત હોતી નથી. પણ સંપ્રદાય તો શ્રદ્ધા ઉપર જીવે છે, અંધશ્રદ્ધા ઉપર ચાલે છે, ને અર્ધશ્રદ્ધા વડે ટકે છે. એમાં એ તમામને સ્થાન છે.

'ખંડિત કલેવરો'માં તેમના જુવાન લેખકોએ જે હિમ્મત બતાવી છે, એ કરતાં પણ જે શૈલી કેળવી છે એ વધારે પ્રશંસાપાત્ર છે. હિમ્મત ઘણાએ બતાવી હોત. પણ એ હિમ્મતમાં કટુતા હોત. વખતે નિંદા હોત, કદાચ ખોટી કલ્પના હોત, ખોટા પૂર્વગ્રહો હોવાનો પણ સંભવ હોત. બહુ તો ઉપહાસ હોત, મુનશીએ 'બ્રહ્મચર્યાશ્રમ'માં કર્યો છે તેવો, પરંતુ આ બન્ને લેખકો પાસે એવી શૈલી છે કે એ આ તમામ સ્વપ્નભંગની દુનિયાને ઘોળીને પી જાય છે. ને હરેક નબળાઈને વિનોદ કરતાં કરતાં—દુનિયા બદલવાનો સંભવ ઓછો છે એ તત્ત્વની છાયામાં રમતી મૂકી દે છે.

એવી રમતિયાળ શૈલી ન હોત તો તો આ પુસ્તકમાં દેખાતો

પેલો હરિભાઇ જે હરેક છોકરીને પોતાની જાતીય પ્રયોગશાળાનું પ્રાણી માને છે, અને આતવારે ને છાશવારે અંચળા ફેરવે છે, એ મોટો વિદ્યાપક પણ બને છે, પ્રાર્થનામાં ગંભીર હોય છે ને 'અંતરની પ્રાર્થના' વિષે જે અમાપ દંભ સેવે છે—એવાં પાત્રો કોઈ પણ રીતે સહી શકાત નહિ. અને છતાં જ્યારે પતિતપાવન એવા આ સંપ્રદાયી પ્રવાહમાં આવાં અનેક ફટકિયાં મોતી પાકયાં છે, એ સત્ય જાણવા મળે છે, ત્યારે ઘડીભર તો લાગે છે કે ખરેખર આ મહાન સ્વપ્નભંગની સૃષ્ટિ આવા કોઇક હળવા વિનોદ વિના તો જે વેદના અંતરમાં જગવી જાત તે કોઇનાથી સહી જાત નહિ. પણ આ સૃષ્ટિનાં પાત્રો ખરેખર સાચાં હશે ? ને જો ખરેખર સાચાં હોય તો આટલી જ તૈયારી ઉપર આવી જબરજસ્ત ઇમારત ચણનારની શ્રદ્ધાની પ્રશંસા કરવી કે મૂર્ખાઇની નિંદા કરવી ? આપણા પ્રજાકીય ગુણો વિકાસ પામ્યા છે એમ માનવું કે હરેક સંપ્રદાય આવે છે એવા અંચળા નીચે નાના માનવોની એક સેના ગમે તે ક્ષણે પોતપોતાનો સ્વાંગ ફેંકી દેવાની તૈયારી કરીને જ ઊભેલ હતી એમ સમજવું ?

સાહિત્યમાં જેમ જેમ આ યુગે વિશાળતા આવી ને ઊંડાણુ હરી લીધું, સાદાઇ આવી ને ભયંકર પૃથ્વીછંદની કવિતાઓની ભેટ ધરી, ગાંધીજીએ નરસિંહરાવ પાસે કોસ હાંકવાવાળા સમજી શકે તેવી કવિતા માગી ત્યારે એમની પીઠમાંથી નીકળેલાઓએ નરસિંહરાવ પણ ન સમજી શકે એવી કવિતાઓ આપી તેમ એ જ દ્વિમુખી તાંત્રિક વિદ્યાયુગનો પડઘો જ હરેક હરેક ક્ષેત્રમાં પડી રહ્યો હતો—એમ સમજવું ! ને હરિભાઈ પ્રાર્થના કરતા ને પ્રણય કરતા, ગૌરીબેન સંગીત કરતાં ને સમગ્ર જીવનવિકાસની ગડમથલમાં પુરુષમિત્ર પાસે વસ્ત્રો-સજાવતાં શીખતાં—આટલી બધી ગંભીર વસ્તુસ્થિતિ જો નભી રહી હતી—કે જેમ હોવાનો પૂરેપૂરો સંભવ આ લેખકોની જાતમાહિતીને અનુભવ નીચે જોતાં દેખાય છે—તો પ્રશ્ન આટલો જ થાય છે કે આ વસ્તુસ્થિતિ, જે માનવ નબળાઈનો એક અનિવાર્ય અંશ છે એ ન

સ્વીકારવામાં મહત્તા રહી છે, આંખ આડા કાન કરવામાં મહત્તા રહી છે, એને દલીલબાજીથી ઉડાવી દેવામાં મહત્તા રહી છે કે અંધશ્રદ્ધાથી ન જોવામાં મહત્તા રહી છે? મહત્તા રહી છે શામાં? કે આ કથામાં આવે છે એવી જુગલજોડીઓ આપણી હરેક પ્રવૃત્તિમાં આપણને મોખરે જોવા મળે—ને એમને નિભાવી લેવાં એ સાંપ્રદાયિક વણ-લખ્યો સિદ્ધાંત ગણાય?

'ખંડિત કલેવરો' એ પુસ્તક કરતાં પણ વધુ એકરાર છે. હળવી શૈલીમાં કરાયેલો છે એટલે સહન થાય છે. વિનોદમાં મૂકયો છે એટલે વેદના ગળી જાય છે. રમતની પેઠે યોજ્યો છે એટલે આનંદભેર વાંચી જવાય છે. પરંતુ એ છેવટે છે તો એકરાર–સાચો અને શુદ્ધ. એ પૂરો થયા પછી, જેને રાષ્ટ્ર વિષે કે સમાજપ્રવૃત્તિ વિષે કાંઇ પણ ચિંતન કરવું છે, એના અંતરમાં એક જબરજસ્ત વેદના જાગે છે. આટલી બધી તરુણ સંપત્તિ વેડફાઈ જશે, અકાલે એનો હ્રાસ થઇ જશે, પ્રસિદ્ધિની આશાએ પછડાઇ જશે, તો રાષ્ટ્ર પાસે રહેશે શું?

એમાંથી એક બીજો પ્રશ્ન પણ ઊભો થાય છે. સામ્રાજ્યો, સંસ્થાઓ, સંપ્રદાયો કે હિલચાલો જ્યારે પડે છે ત્યારે એક જ રીતે પડે છે, અનધિકારી જનના હાથમાં અધિકાર સોંપવાથી. આપણા સંપ્રદાયો અને સંસ્થાઓ આ સત્ય જોઈ શકશે ખરાં? પોતાનો સગો દીકરો હોય પરંતુ એનામાં અશક્તિ હોય કે એ અનધિકારી હોય તો કેવળ પોતાના દૈહિક સંબંધને લીધે જે નેતા એવા પુત્રને અધિકાર સોંપે છે તે ગમે તેટલો મહાન હોય તો પણ એની નિષ્ફળતા એ એક જ કાર્યથી સિદ્ધ થઇ જાય છે. હીટલર કે સ્ટેલીન લાખોની સેના ઉપર એના પુત્રને અધિકાર સોંપે–અનધિકારી હોય છતાં પણ—તો સમજવું કે એ નાના માણસો હતા, માત્ર એમનું સ્થાન મોટું હતું એટલું જ. નેપોલિયને એ કર્યું અને એણે પોતાની મહત્તા ખોઇ, મોગલોએ એ કર્યું ને રાજ ગુમાવ્યું, મરાઠાઓએ કર્યું ને રાષ્ટ્ર ખોયું.

'ખંડિત કલેવરો'માંથી પણ એ જ વસ્તુ મળે છે. સંચાલકોનાં સ્થાન મોટાં હતાં, એ પોતે નાના હતા. અને એ એક જ મહાન પ્રશ્ન હંમેશાં ઊભો રહેશે. સંપ્રદાયમાં આવી જતા સડાથી બચો. અનધિકારીને અધિકાર સોંપતાં પહેલાં કસોટી કરો. સત્તાનો જેને શોખ છે, ને સત્યનો જેને શોખ નથી એવા માણસો આ પુસ્તકને છિદ્રાન્વેષી ગણશે. સરકાર પણ આપણી ફરિયાદોને એમ જ ગણે છે. હરેક સત્તાશોખી વ્યક્તિ એક સરકાર જેવી જ છે. એટલે એ પણ આને એમ જ ગણશે-છિદ્રાન્વેષી. પરંતુ આ 'ખંડિત કલેવરો 'માં જે વસ્તુ પડી છે એનો ગંભીરતાથી વિચાર કરવામાં આવે તો આ હિલચાલને નવેસરથી જોઈ લેવાનો વખત આવી પહોંચ્યો છે. એ એક પરમ સત્ય આમાંથી જડશે. નાની વાતોને ન ગણકારવામાં મોટાઈ રહી છે એ ખરું પણ એને સમજવાનો પ્રયત્ન કરવામાં તો એના કરતાં પણ વધુ મોટાઇ રહી છે.

આ પુસ્તક જે વ્યકિતઓના હાથમાં જાય તેમાંથી થોડાક આટલી હિમ્મત બતાવીને તત્કાલીન પ્રસંગોને આટલી જ રોચક શૈલીથી મૂકવાનો પ્રયત્ન કરશે તો એ એક પ્રકારનો જાત–નિરીક્ષણનો પ્રયોગ થશે. આવા એકરારોને આવકારી, એમાંથી સત્ય શોધી, સંચાલન-દોષને સુધારવાનો પ્રયત્ન કરવામાં કોઇનું કોઈ પણ જગ્યાએ લક્ષ્ય ખેંચાય તો આ પ્રયત્નનું એ જેવું તેવું મૂલ્યાંકન નહિ ગણાય, કારણકે આ પ્રવાહ જેટલો વિશુદ્ધ રહી શકે તેટલો વિશુદ્ધ રાખવામાં રાષ્ટ્રનું તો ગૌરવ જ રહ્યું છે.

**અમદાવાદ**

તા. ૧૭-૮-૪૪

# એક કરુણ ગંભીર પ્રશ્ન

## આ. ઈશ્વરલાલ દવે

**( અખિલ હિંદ રેડિયોના મુંબઈ સ્ટેશનેથી અપાયેલો પરિચય )**

કટાક્ષયુક્ત શૈલીનો પાંખાળા અશ્વો જેવો આ કથાનો વેગ સવા વર્ષના વર્તમાનના ગાળા ઉપર કાળનાં પંદર વર્ષનો તમને સ્વપ્નમધુર પ્રવાસ કરાવી દેશે. અને સંધ્યા ઢળતાં એક પછી એક અને એકી સાથે ફૂટી નીકળી આભને રૂપસુંદરતાથી મઢી દેતાં તારકવૃંદોની પેઠે ઝૂમખાંબંધ આવતાં આ કથાનાં પાત્રો નાના અવકાશનો કલાત્મક ચંદરવો રચી દે છે.

તારા હોય છે તો કયાંક ગોઠવાયેલા અને કયાંક વેરણછેરણ; એમ આ પાત્રોમાં પણ પ્રથમ દૃષ્ટિએ એવી વિશૃંખલા ભાસે છે. આકાશમાં વેરાયેલા તારાઓનો પણ જેમ એક ઘાટ રચાઇ જાય છે તેમ અહીં પાત્રોનાં ગ્રહમંડળો રચતું કનુ નામનું પાત્ર એ બધાંની સાંકળ રચીને સૂર્ય અને ગ્રહમંડળની જેમ એકબીજાની આસપાસ સુંદર ગોળાકાર રચી દે છે. પણ એ ગોળાકારની વચમાં કેન્દ્રવર્તી ધરી સમાન છે એક કરુણ ગંભીર પ્રશ્ન. એ છે જીવનસંગ્રામના પ્રત્યેક સૈનિકની સિદ્ધાંત-જ્વાળાઓનો, જીવનના ઉંબરમાંથી જ યુવાનીને પોંખી લેતા ચંચલ પ્રેમની અગનનો, લગ્નને પગલે પગલે જીવનનું દૈવત શોષતા સળગતા ગૃહસંસારોનો.

દેશની આ મોંઘી મૂડીને કોણ ભરખી રહ્યું છે-એનું સંશોધન કરવા લેખકોની દૃષ્ટિ એક પછી એક પડો ભેદીને પંદર વર્ષના પટ વિસ્તારને માપી રહે છે. અને ત્યાં એની દૃષ્ટિ તપ્ત થઈ ઊઠે છે. વીરભદ્રોને એ વામણા બનતા જુએ છે. જુવાનીનું લડાયક ખમીર એને

ઓસરતું જણાય છે. થોડા દોષ નહિ, થોડાં સ્ખલનો નહિ પણ અહીં એ રોગને હઠીલો ને રીઢો બનતાં જુએ છે ને કેટલેક ઠેકાણે તો ધાર્મિક જગ્યાઓના વકરેલા સંતોની જેમ પ્રજામાં પ્રતિષ્ઠિત બનતો પણ જુએ છે.

મહાન પ્રજાના નિતાંત સુંદર કલેવરને હઠીલા રોગથી કોરાતું ભાળીને કયા દેશહિતેષીનું હૈયું ન કકળી ઊઠે ?

પ્રાચીન કાળના બ્રાહ્મણો જેટલું જ બળ અને તેજ મેળવવા મથતા આજના સેવકવર્ગમાં એક એવો વર્ગ ઊભો થઇ ગયો છે કે જે જગ બધાની ચર્ચા–ટીકા કરવાનો પોતાનો અધિકાર માને છે પણ પોતાની ટીકા સામે છેડાઇ ઊઠે છે. સમાજનાં બીજાં બધાં કર્મોનો પળેપળ હિસાબ રાખી જાહેરમાં એના ઉપર ગમે તેવા પ્રહારો થઈ શકે છે પણ આ સેવકવર્ગના એ વિભાગમાં ઉચ્ચતાનું એક એવું અહં પેદા થઈ ગયું છે કે તે પોતાને તો અસ્પૃશ્ય જ ગણે છે–ને ગણાવે છે. જાહેરજીવન ઉપરની એમની અસર, એમનાં વાક્છલ અને ભાવનાના જાદુઈ પાસથી લોકોને તેઓ એવા મંત્રમુગ્ધ બનાવી દે છે કે એમના હિસાબો માંડી જ ન શકાય એવી એક ધાર્મિક અસર પેદા કરી દીધી છે. એટલે એવા સેવકોની વાક્જાળમાં બદ્ધ થયેલા લોકો અને ખુદ એવા સેવકો પણ રોગની વિનાશકતા કરતાં એની તરફ આંગળી ચીંધનારને વધુ ભયાનક ગણે છે. સલામતીનું જ એ છલભર્યું સ્વભાવ લક્ષણ છે.

બાકી તો શું સાહિત્યક્ષેત્રે કે શું જીવનક્ષેત્રે પણ પ્રત્યેક કલાકારને ઘણીવાર વિરૂપને સુરૂપ બનાવવા સમાજના ભંગી બનવું જ પડે છે. સ્વ. ગુરુવર ટાગોરે એટલા માટે જ મેલાં સાફ કરનાર ભંગીને સમાજનો મહાન કલાકાર કહીને બિરદાવ્યો છે.

આ કથામાં તો એ વસ્તુ નિમિત્તરૂપ બની છે. લેખકનો પ્રહાર તો છે પ્રેમના છલ ઉપર, સિદ્ધાંતના દાંભિક ચેડાં ઉપર, અને કુંભા-

રના નીંભાડાની જેમ આગધુંવાથી ધમધમ્યાં કરતાં લગ્નજીવન ઉપર હાસ્ય કટાક્ષયુકત શૈલીથી એક કુશળ કલાકારની અદાથી અહીં તેમણે એ પ્રહારોને હળવા, હસમુખા વેધક અને સચોટ બનાવ્યા છે. એ મર્મ કયાંક વિનોદરૂપે તો કયાંક ટીખળરૂપે, કયાંક તોફાનરૂપે તો કયાંક કરડકણા બનીને ધાર્યાં નિશાન સર કરતાં આવે છે.

કટાક્ષની કલાને લેખકોએ બન્ને રીતે વિકસાવી છે. સંસારના જે પરિતાપથી એ દ્રવી ઊઠયા એની વેદના વ્યકત કરવા અને જીવનની અનેક વિચિત્રતા, વિરોધાભાસો અને કડવાં સત્યોને ઓછામાં ઓછા દંશથી કહી નાખવાના વાહન તરીકે. ઉપદેશકો માટે જે અશકય હોય છે તે વિદુષકો માટે અતિ સહજ હોય છે તે આ ભાષા મર્મની કલાના કારણે જ.

એવો ઘડીક વિદુષક જેવો ને ઘડીક 'શાહજહાં'ના 'દિલદાર' પેઠે મર્મના કયાંક વેધક તો કયાંક ફૂલબાણુ ગંભીર સત્યો કહી નાખનાર કનુ નામનું પાત્ર છે. આ કથાની રંગભૂમિનો સૂત્રધાર અસ્પર્શ્ય લાગતો આ કનુ વિશૃંખલ લાગતાં પાત્રોના અંકોડાને સુયોજિત રાખતો, કથાના અવકાશ પટે કયાંક વાયુની મંદમંદ લહરોની જેમ તો કયાંક વાવાઝોડાની પેઠે વીંઝાતો આવે છે ને એકેએક સ્પંદનો ઝીલતો આવે છે. પણ કનુ કોઈનાં ઉછીઉધારાં રાખતો જ નથી, લેતો આવે છે એને તરત ચૂકવતો આવે છે.

સાદ્યંત આવું મર્માળું, હસમુખું ને હળવું પાત્રવિધાન આ લેખકોના નવીન પ્રયોગની સિદ્ધિની ફલવત્ રૂપ છે.

પણ અહીં પ્રેમના કેટકેટલા પ્રકાર છણાતા આવે છે? ગૃહજીવનનાં કેટકેટલાં દૃષ્ટાંતો ભજવાતાં આવે છે? ઘટનાઓનો એક જબ્બર પ્રવાહ ધસમસતો આવે છે. એ પ્રવાહમાં આધુનિક કાળનાં કેટકેટલાં રંગીન ચિત્રો ઊઠતાં આવે છે? ઘટનાના બહુરંગી પ્રવાહમાં તણાતો આવતો વાચક, વાચક મટીને રંગભૂમિનો પ્રેક્ષક બની રહે છે. ઘડી-

ભર કથા જીવનની વેદના, વ્યથા, વાસના, ઊર્મિ, તરંગો અને ભાવનાઓના સ્વપ્નાંઓ અને સિદ્ધાંત પ્રયોગોની પ્રયોગશાળા જેવી બની જતી લાગે છે. વાસ્તવજીવનના એમાંથી ધબકાર ઊઠતા આવે છે. અને એ બધાની વચ્ચે કનુ પોતાની માર્મિકતાથી એક પછી એક વિચિત્રતાને પકડી પકડીને સ્ફુટ કરતો આવે છે. એ રીતે જોતાં આ નવલકથા વ્યકિતઓની મટીને અંગ્રેજી નવલ પ્રકાર 'સાગા' જેવી સમૂહકથા બની રહે છે. સ્થળ–કાળ પૂરતો સૌનો વિકાસ સંધાતો આવે ને પાત્રો પોતે પોતાની અસર વતી કથાના કલાદેહને કંડારતાં આવે છે.

પરણવાની પંચાતમાંથી છટકીને પ્રેમપ્રવાસ શરૂ કરનાર કનુએ શું જોયું ? ચંપાબેન અને છોટુભાઈ, લતાબહેન અને રવિભાઈનાં પ્રેમલગ્ન–જીવન. મુશ્કેલીઓથી ભરેલું છતાં પોતાના ગુણ કર્મે કરીને ઊંડા આત્મસંતોષ સહ જીવ્યે જાય છે તે.

બહુરૂપી રમણભાઇ અને હરિભાઈઃ જગદૃષ્ટિએ સફળ દેખાવા છતાં આંતરિક રીતે નિષ્ફળતાથી વલોવાઈ રહ્યા છે તે.

અલગારી ભાઇલાલ, ગ્રામીણ રાજુ વગેરે ગૃહજીવન અને લગ્નજીવનની દેખીતી નિષ્ફળતા વહોરે છે પણ આંતરિક તાકાતને કારણે જીવન-સાફલ્યનો પરમ સંતોષ લે છે તે.

આ સિવાયનાં અનેક પાત્રો નિષ્ફળતાને આરે બેઠાં હોવા છતાં સમાજ એનું જુદું જ સ્વરૂપ જુએ છે.

એક, બે, નહિ પણ અનેકોના જીવનના પડઘા પાડતી આ કથામાં કનુના જવાબ સાથે ઘણા સંમત થશે કે 'ચણામાંથી ખાર જાય અને જારમાં ઈંગારિયો આવે તેમ જાણે છેલ્લા એક બે દસકામાં છોકરાઓનો ખાર ખરી ગયો છે ને છોકરીઓમાં ઇંગારિયો પેઠો છે.'

પણ કનુની નિરાશામાંથી આશાની જ્યોત જેવી રાખના ઢગલામાંથી રાજુની વીર્યમાન મૂર્તિ ઊભી થાય છે, સિદ્ધાંત અને સ્વમાનની

સરાણે પોતાના કલેવરને ક્ષીણ થવા દઇને આત્મતેજે દીપતા છોટુભાઈ અને ચંપાબેનની જીવન–સૌરભ પમરે છે, ત્યાગ અને સેવાનું સુંદર સખ્ય ઊભું કરનાર લતાબહેન અને રવિભાઇનું ગૃહજીવન ચિત્તાકર્ષક ને હૃદયકારક બની રહે છે; જ્યારે ભાઇલાલ અને આચાર્યજીનાં દેખીતાં વિરોધી છતાં 'અગર બળતાં ગુણ કરે' જેવાં ક્ષમાવંત જીવનથી સમાજ સાવ પરવારી નથી બેઠો.

આમ વસ્તુવૈવિધ્ય અને સંયોજનની દૃષ્ટિએ નિરાળી ભાત પાડતી આ કથાની મર્માળી શૈલી ને ભાષાની રસાળતાએ એવો વેગ આપ્યો છે કે એક વખત એની પ્રવાહિતાના અશ્વ પર પલાણ્યા પછી વાચન-પ્રવાસ પૂરો કર્યા સિવાય તમે નીચે નહિ ઊતરી શકો. ઘડીક તમે આસપાસનાં પાર્થિવ પાત્રો વચ્ચે ઘૂમતા દેખાશો તો ઘડીક કોઇ અપાર્થિવ પાત્રોની સ્વર્ગભોમમાં વિહરતા લાગશો. ઘડીક તમે વિચાર-મંથનની ઘૂમરીઓમાં જઇ પડશો તો બીજી જ ક્ષણે મર્મ–કટાક્ષના ધોધવાએ છૂટા મૂકેલા હાસ્યફુવારાના બિંદુડે બિંદુડે રસ–તરબોળ બનતા હશો. વાચનને અંતે તમારું ચિત્ત પ્રસન્ન થઇ ઊઠશે. મુખ ઉપર બાલસહજ હાસ્ય ફરકાવી જશે અને બાલ રવિના કોમળ કિરણ સમું આજની યુવાનીને મૂંઝવી રહેલું વિચારનું એક કિરણ પાથરી જશે.

# થોડા જાણે છે, સાંભળવું સહુને છે, માત્ર કહેતું કોઈ નથી !

**શ્રી. જયંતી દલાલ**

અને એ કહેવાની હામ ભીડવા જ જાણે આ નવલકથા લખાઈ લાગે છે. શ્રી. નિરંજન વર્મા અને શ્રી. જયમલ્લ પરમારની સંયુકત લેખિનીએ લખાયેલી નવલકથા 'ખંડિત કલેવરો' ગુજરાતીમાં એક નવી ભાત પાડનારી વસ્તુ બની છે-બન્ને રીતે, વકતવ્ય અને કહેવાની શૈલીમાં.

કહેવાની વસ્તુને વધુ સાદું રૂપ આપવાનો યત્ન થયો છે. લેખકોનો સંયુકત 'હું' 'કનુ' નવલકથાને પહેલે પાને પહેલી લીટીમાં પરણવાની ના પાડે છે અને છેલ્લે ત્રણસોને ઓગણીસમા પાને પોતાના આ નિશ્ચયનું પુનરુચ્ચારણ એ કરે છે એ દરમિયાન એણે કરેલા નિર્ણયને ન્યાયી, વ્યવહારૂ અને જો લેખકો કહેવાની છૂટ આપે તો નીતિમાન ઠરાવવાને માટે એ એના પ્રસંગ અને પરિચયમાં આવેલાં છાત્રાલય અને છાવણીનાં સહકાર્યકરોનાં 'ફટકિયાં મોતી' જેવાં જીવનની દાંભિકતા, એનો શબ્દ-પ્રપંચ અને કાજળેલાં હૈયાંની વાત નિતાન્ત હસતાં, ટોળટીખળમાં વ્યંગમાં, કહી જાય છે.

એક લાગણી છુપાવી નથી શકાતી. વકતવ્યનું તથા શૈલીનું અખત્યાર કરવામાં આવેલું રૂપ કશા ભયમાંથી નીપજયું છે. એ ભય હોય તો આ હોઈ શકે; આવું જાહેરમાં મૂકાય ખરું ? એક કાનથી બીજે કાને આવેલી વાત મુજબ તો વાચક આમાંનાં ઘણાં પાત્રોને જીવન્ત વ્યકિતઓ સાથે નખશિખ મેળવી દે છે—અને એ

રીતે કદાચ નવલકથામાં આલેખાયેલાં પાત્રોને અન્યાય કરી બેસે છે. પણ એ તો ગૌણ વસ્તુ છે, મુખ્ય વસ્તુ એ છે કે જાહેર જીવનમાં ઝંપલાવનારાઓનું ટકો મૂંડામણ, આદર્શઝનૂન તીખો ઉપદેશ એ ઢીલા જ નહીં પણ નિંદ્ય એવા આચાર સાથે કેવા વિરોધ ઊભા કરે છે. જાહેર જીવનનો અર્થ—કથાકારો ભલે એ કહેતાં બીન્યા હોય— તો માત્ર પાશવી ક્ષુધાશાંતિગૃહ જેટલો જ થયો જણાય છે. એક એકને અને સહુને આ વાક્ય લાગુ પડતું ન જ હોય, નથી જ, કથાકારોએ અને દુનિયાના બીજા માનવીઓએ પણ કાંટા સાથે કાંક નિજાનંદમાં મસ્ત એવાં, ચંપાબેન અને છોટુભાઇ, લતાબેન અને રવિભાઇ, સૂરનો સાચો સંગાથી ભાઇલાલ, અને શ્રદ્ધા તથા સ્નેહના શ્વાસે જીવતી રાજુ, જેવાં ગુલ પણ ઊગે છે એ જોયું છે અને જાણ્યું છે.

અને કથા અભદ્ર જ નહિ પણ ઉપદ્રવી દર્શનથી જનતાને ઉગારવી હોય એ હેતુસર કથાકારોએ આ 'ખાર' અને ઈંગોરિયા' આસપાસ વાડ ભરી છે એટલું જ નહિ પણ નવવધૂના રમતે મોં થાય છે તેવી ચર્ચાની ક્યાંક રાંપીના ઘા જેવી તો ક્યાંક રસાર્દ્ર એવી શૈલીમાં એ કહી છે. કદાચ એનો ડંખ-જો એમાં ડંખ છે એમ કોક માનતું હોય તો—આથી ઓછો થશે એવી ગણત્રી હશે.

એ તો કથાકારોનું મન જાણે. બાકી સત્યના પ્રયોગમાં કટુતાનો ડર રાખવો એને હિંસા કહી શકાય.

ઇચ્છવા જોગ તો એ વસ્તુ છે કે આવું 'રદિયો રૂવે ને માયલો ભીતર જલે...જી' જેવું તો ઘણું બધું લખાય. શા માટે માત્ર માયલો ભીતર જ...જલે? એનામાં તો જગતને જલાવવાની તાકાદ અને હિમ્મત હોવી જોઇએ. અને એનો શબ્દ દેહ ભલે ધગધગતા અંગારા બને. ટાઢા દેવાય તોય ફિકર શી છે?

'રેખા'

# ભાવક અને સર્જકના ધર્મ

**શ્રી. યશવંત શુક્લ**

'ઊર્મિ અને નવરચના' ના ઑગસ્ટ અંકમાં 'ખંડિત કલેવરો'* નામની નવલકથાને અવલોકતાં પ્રો. અનંતરાય રાવળે એક પ્રશ્ન ઉપસ્થિત કર્યો છે: 'જીવતી સાચી વ્યકિતઓને અને તેમના જીવનના ખરા બનાવોને કથાકૃતિમાં ઉતારાય કે કેમ ?' એ પ્રશ્નનો ઉત્તર આપવાનું એમણે ટાળ્યું છે, જો કે એમનું દૃષ્ટિબિન્દુ કંઇક સમજાઈ રહે છે. ઉતારવા–ન ઉતારવાના સર્વ હક્ક સર્જકને સ્વાધીન રાખીને એ કંઇક એવી અપેક્ષા રાખતા લાગે છે કે પાત્ર 'કોઇ એક વ્યક્તિનું નકલિયા પ્રતિબિંબ લાગવાને બદલે કોઈ વ્યાપક માનવપ્રકારનું પ્રતિનિધિ' બનવું જોઇએ. એટલે ખરું જોતાં પ્રશ્ન જુદી જ રીતે રજૂ થવો ઘટે છે. કથાલેખક સ્વાનુભવને જ ઘણુંખરું કૃતિમાં મૂર્ત કરતો હોય છે એટલે જીવતી સાચી વ્યક્તિઓ અને ખરેખર બનેલા બનાવો કથામાં ઊતરી આવે એવું તો વારંવાર બને. આમ હોવાથી પ્રશ્ન કંઇક આવો હોવો જોઇએ કે, એવી જીવતી સાચી વ્યક્તિઓને કથામાં લઈ આવતાં સર્જકે અમુક મર્યાદાને વશ વર્તવું જોઈએ કે નહિ ? અને એ મર્યાદા તે કઈ ?

આ મર્યાદા કોઈ પ્રતિરોધક બળ કે નિયમ તરીકે સર્જનકાર્યમાં પ્રવર્તે એ સ્થિતિ કોઇ રીતે ઇચ્છવા યોગ્ય નથી; સર્જકના સ્વાતંત્ર્યને અવિરોધી એવી, એના સર્જકત્વનું ને સ્વાતંત્ર્યનું ગૌરવ કરે, એમને

*કર્તા : શ્રી. નિરંજન વર્મા અને શ્રી. જયમલ્લ પરમાર; 'ફૂલછાબ'નું ૪૪ નું ભેટ–પુસ્તક.

સિદ્ધાર્થ કરે તેવી એ મર્યાદા હોવી ઘટે. એ મર્યાદા સર્જક પાસે પરાણે પળાવવાની અનધિકારચેષ્ટા પણ કોઈ ન કરે. સર્જક સ્વેચ્છાએ જેનો સ્વીકાર કરે એવી વ્યાપક એ મર્યાદા હોય. સર્જક હરેક પ્રસંગે સર્જક નથી હોતો. એનાં અનેક વ્યક્તિરૂપોમાં એક ભાવકનું પણ હોય છે જ. એક ભાવક વા સહૃદય તરીકે અન્યના સર્જન પરત્વેની એની અપેક્ષાઓએ જ આ મર્યાદાનું નિર્માણ કર્યું હોય.

જીવતી સાચી વ્યક્તિઓ અને ખરા બનેલા પ્રસંગોનું કથામાં અવતરણ થાય તેને અનુલક્ષીને હવે એ મર્યાદાનો સ્વરૂપવિચાર કરી શકાશે.

કૃતિ તે સર્જક અને ભાવકને સાંધનારી કડી છે. પોતાની મનોભૂમિને કૃતિદ્વારા ભાવક સમક્ષ સર્જક એવી રીતે પ્રગટ કરે છે કે ભાવકને તેનો બોધ તો થાય, પણ તે ઉપરાંત એને રસાનુભવ પણ થાય. કૃતિમાં વ્યાપકતાનો–universality નો–ગુણ જેમ વિશેષ તેમ રસાનુભવની શક્યતા પણ વિશેષ. પણ એ વ્યાપકતાનો ગુણ આણવા માટે સર્જકને ઉચ્ચગ્રાહ વર્યો હોવો જોઈએ. એ ઉચ્ચગ્રાહ સહૃદયને ક્લેશકર લાગે તેવાં તત્ત્વોનું વિસર્જન કરે છે અને સર્જનવસ્તુમાંથી અનશુદ્ધ આનંદ પ્રગટાવે છે. આવા ઉચ્ચગ્રાહને વરેલો કલાકાર પાત્રોને નિમિત્તરૂપ માને છે, એમને વિશે ગીતામાં વર્ણવેલી દ્વંદ્વરહિત, મધ્યસ્થ ઉદાસીન વૃત્તિ સેવે છે, અથવા કાકાસાહેબ કાલેલકરની પરિભાષાનો ઉપયોગ કરીએ તો પાત્રોની સાથે સંપૂર્ણ તાદાત્મ્ય સાધવા છતાં એમને વિશે એ સંપૂર્ણ તાટસ્થ્ય ધારે છે. કલાસર્જનની આ દૃષ્ટિમાંથી સર્જક પોતે જ પોતાની સુરુચિજન્ય મર્યાદા ઘડી લે અને વિશુદ્ધ સૌન્દર્ય પ્રગટાવે. પણ એમ કરવાને બદલે જે જીવંત ને સાચી વ્યક્તિને લક્ષમાં રાખીને પાત્રનું સર્જન થયું હોય તેને વિશેના પોતાના રાગદ્વેષજન્ય પામર ભાવોનો સહૃદયના ચિત્તમાં સંચાર કરવાનો પ્રયત્ન કલાકાર કરે તો કલાનો એટલો અંશ નિન્દા કે મિથ્યાસ્તુતિ અને અપરસથી દૂષિત

થઈ શ્રીહીન બને.* એ દોષમાંથી કૃતિને ઉગારવાને કલાકારે પોતાનું સઘળું કૌશલ ખરચી, એવા પાત્રને નિમિત્તરૂપ ને લક્ષણભૂત બનાવી એનું સાધારણીકરણ કરવું જોઈએ. એણે સમજવું જોઈએ કે એના પોતાના અંગત લૌકિક વ્યવહારમાં પ્રવર્તતી એની લાગણીઓ સાથે ભાવકોને કંઈ જ નિસબત નથી. .

આના અનુસંધાનમાં આ જ પ્રશ્નને સ્પર્શનારું, યોગાનુયોગરૂપે 'ખંડિત કલેવરો'ને ઉદ્દેશીને જ પ્રગટ થયેલું પ્રો. રામનારાયણ પાઠકનું દૃષ્ટિબિંદુ 'ફૂલછાબ'ના તા. ૧૮ ઓગસ્ટ ૧૯૪૪ના અંકમાંથી નીચે ઉતાર્યું છે :

'કોઈ એમ પણ કહે તો નવાઈ નહિ કે કલાસોંસરી અમે મૂળ હકીકત જોઈ શકીએ છીએ. પણ મારે તો એ કહેવાનું છે કે વાર્તા વાંચનાર માટે એ યોગ્ય દૃષ્ટિ નથી. એણે તો વાર્તાને કલ્પિત વાર્તા તરીકે જ વાંચવી જોઈએ. એટલું જ નહિ, વાર્તાકાર ખરી હકીકતને વાર્તાની સામગ્રી તરીકે લે છે ત્યાં પણ તે તેમાં એટલું બધું કલ્પનાથી ઉમેરે છે કે તેથી તેનું મૂળ વાર્તાનું સ્વરૂપ બદલાઈ જાય છે. એવા બદલાયેલા સ્વરૂપમાં પછી પોતાની ખાનગી હકીકત આરોપવી કે જોવી એ વાર્તા અને હકીકત બંનેને બગાડવા બરાબર છે અને એવી વાતો ફેલાતાં વાર્તાકારને અને અનેક નિર્દોષ વ્યક્તિઓને હાનિ થવા સંભવ છે. વાર્તાવાચક માટે એટલું જ જાણવું બસ છે કે આ વાર્તા છે અને તે વાસ્તવિકતાની ભૂમિકા ઉપર રચેલી વાર્તા છે.'

આ દૃષ્ટિબિંદુ સર્વથા સ્વીકાર્ય છે. માત્ર એમાં ભાવના ધર્મનો જ નિર્દેશ થયો છે, સર્જકના ધર્મનો જરા ય નહિ. કદાચ પ્રો. પાઠકને એ ઉદ્દિષ્ટ નહિ હોય. એટલે હું એમાં એટલું ઉમેરીશ કે ભાવક અથવા વાચક વાર્તાને કલ્પિત

---

* અહીં એ પણ કહી લઉં કે રાગ કરતાં દ્વેષ જ સર્જનને નિકૃષ્ટ ભૂમિકાએ અધિકાંશે પહોંચાડે છે.

વાર્તા તરીકે વાંચી શકે એ માટે વાર્તાકારે જ અનુકૂલતા કરી આપવી જોઇએ. જો કોઇને પકડાવી દેવાનું કે હલકા પાડવાનું અધમ પ્રયોજન લેખકને વર્યું ન હોય તો આટલું કરવું એ એને માટે તો રમત વાત છે. એની કલ્પના દ્વારા (જેની મદદથી એ મૂળ હકીકત કે પાત્રના સ્વરૂપને બદલાવે છે) એ મૂળ હકીકતને એવી રીતે બદલાવી શકે કે અસલ વ્યક્તિની રેખાઓ પકડી શકાય જ નહિ. એણે જો સાચી વ્યક્તિઓ પ્રત્યે આંગળીચીંધણું કર્યું ન હોય તો વાચક કોઈ ખાસ પ્રયત્ન વિના કૃતિનો રસ માણી શકે અને કૃતિના વ્યાપક પ્રયોજનનો મર્મ પણ ગ્રહી શકે. કલારૂપ સૂક્ષ્મ નહિ પણ સ્થૂળ હોય ત્યારે તો લેખકે વધારે સાવધાન રહેવું ઘટે છે. અંતે એટલું જ કહેવાનું કે, જેમ ભાવકના ધર્મ હોય છે તેમ સર્જકના પણ ધર્મ હોય છે ને શુદ્ધ રસનિષ્પત્તિ માટે પોતપોતાના ધર્મને અનુસરવું સર્જક તેમ જ ભાવક બન્ને માટે આવશ્યક છે.

સપ્ટેમ્બર : ૧૯૪૪ ગુજરાતી સાહિત્ય પરિષદ પત્રિકા

